ૐ

શાન્તાબહેન વર્માને

નિરામય સ્નેહ નમણો થઈ નીતર્યો

આ સસારમાં કેવળ એક જ જાદુ છે, અને તે આચરણ. જે શક્તિ સજાગ આચરણમા મેકવામાં આવે છે તે જીવનની મૂડી બની જાય છે. કેવળ યત્રવત 'ખર્ચેથી' શક્તિ સદાને માટે મિથ્યા થાય છે.

ગુર્જિએફ

## મળતાં પહેલાં

આ સંગ્રહમાં પાંત્રીસ ચરિત્રરેખાઓનો સમાવેશ છે. 'સત્યન કવિ,' 'જીવનપુરુષ,' 'સરલતાનો પ્રસાદ', અને 'સૌમ્ય સાધુતા' એ ચાર અપ્રસિદ્ધ લખાણો આ સંગ્રહમાં પહેલીવાર પ્રગટ થાય છે. 'સેહેની' એ મારા 'પંચોતેરમે' પુસ્તકનો આમુખ છે. 'પ્રબુદ્ધ સુરતા,' 'આદમિયતનું અત્તર,' 'કલાપી', 'ગમગીનીનું ગુરુત્વાકર્ષણ', 'પરાક્રમની પ્રતિમા', 'વત્સલ ચેતના' અને 'શીલવંત ભદ્રતા' એ સાત લખાણો 'જિપ્સીની આંખે'માંથી લીધાં છે. બાકીની ત્રેવીસ ચરિત્રરેખાઓ 'સંસ્કૃતિ' અને જુદાં જુદાં સામયિકોમાં પ્રગટ થઈ છે. આમાં પહેલાં દસ વિદ્યમાન અને પછીના પચ્ચીસ વિદેહી જનોનાં ચિત્રો છે. બને એટલાં લખાણો નીચે, લખ્યાનો સમય આપ્યો છે.

અંગ્રેજીમાં જેને Profiles કહીએ છીએ તે સ્વરૂપની આ ચરિત્રરેખાઓ છે. વ્યક્તિના સમગ્ર ચરિત્રનું આલેખન એમાં નથી, એ વ્યક્તિની મારા ચિત્ત પર જે મુદ્રા ઊઠી અને એની જે તસવીર ખેંચાઈ તેનું જ ચિત્રણ છે. એટલે આ ચિત્રો જે તે વ્યક્તિના ફોટોગ્રાફ નથી પણ Profile painting છે. કેટલાક લખાણોમાં વિગતો વધારે હશે. કોઈકમાં એ સમયનું વાતાવરણ આપવાના લોભે કદાચ લખાણ વધુ થયું હશે; ત્યારે વળી કેટલાંક લખાણો ટૂંકાં પણ છે. પરંતુ આ સર્વની પાછળ દૃષ્ટિ એક જ રહી છે કે મારા અંતર ઉપર જે છબી કોરાઈ છે તેને ચીતરવી.

આ રૂપરેખાઓમાં બનતાં સુધી જેમનો રૂબરૂ પરિચય છે, જેમનો લાંબો કે ટૂંકો સહવાસ થયો છે અને જેમના સંબંધમાં

સ્નેહની આત્મીયતા રસાઇ છે, એવી જ વ્યક્તિઓનાં ચિત્રો આલેખાયા છે. આમાં માત્ર ત્રણ જ વ્યક્તિઓને હુ રૂબરૂ મળ્યો નથી એક છે શ્રીમદ્ રાજચંદ્ર, બીજા છે ડૉ. માર્ટીન લ્યૂથર કિંગ અને ત્રીજા કલાપી. છતાં એ ત્રણેયના અંતરંગ સાથે એક પ્રકારની એકતા અને નિકટતા વરતાઇ છે. અગાસમા શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમની મુલાકાત વખતે શ્રીમદ્‌ના મુકત અધ્યાત્મદર્શન ઉપર વ્યાખ્યાન આપવાનુ બન્યુ હતું; ત્યારે એમની સાથેના અંતરસબંધનો ઊંડો ભાવ થયો હતો. કિંગ વિષે તો એમના પુસ્તક Strength to love વાચતી વખતે એમની આતરચેતના સાથે સખ્ય તો નહી, પણ એક પ્રકારની ભાવાત્મક એકતાનું સંવેદન થયું હતું. કલાપી સાથે તો જાણે સ્નેહસંબંધથી બંધાયેલો છુ એવી લાગણી રહી છે.

જુદાં જુદાં ક્ષેત્રનાં માણસોની ચરિત્રરેખાઓ આ સંગ્રહમાં છે. કોઇના ટૂંકા ગાળાના કે કોઇના લાંબા સમયના સહવાસ-સંબધમાં એમના આંતરઐશ્વર્યના ઓજસે મારા જીવનમાં પાયો કે પ્રતિબિંબ પાડ્યાં છે. આ બધા જ સબધોમાં સ્નેહ અને મૈત્રીના સ્વરૂપોએ ઘણો પરિણામી ભાગ ભજવ્યો છે. એટલે ચિત્ત ઉપર એ સંબંધનું ન ભૂસાય એવું ચિત્ર અંકાઇ ગયુ છે.

આ બધા સંબંધોમાં એક વાત એકસરખી બની છે. પ્રથમ મિલનમાં જે ભાવ ઊપજ્યો, જે સવેદન થયુ, જે અનુભવ થયો, તે, વખત જતાં ગાઢ અને વિશદ થયો. એની પ્રક્રિયા વિષે જ્યારે નિરાંતે વિચાર કરુ છું ત્યારે એવું લાગે છે કે First sight is insight. એટલે આ સગ્રહને 'તારામૈત્રક' નામ આપવાનુ નક્કી.

આજની જુવાન નવી પેઢીને આમાંથી કેટલાક નામોની ખબર પણ નહીં હોય. એમને ભણાવનાર નવા શિક્ષકોના ભણતરમાં પણ એમના જીવન વિષે કેવાક સકેત હશે તે પ્રભુ જાણે. ઘણાને ભૂતકાળના પડછાયા લાગશે. કોઇકને એમાં અહોભાવની છાંટ વરતાશે. જે હોય

તે ખરું  એક વાત સહૃદયતાથી મારે કબૂલ કરવી જોઈએ કે આ સબધોએ મારા જીવનમા સજીવનતા અને જીવનરસમા તાજગી પૂરી છે સમગ્ર જીવનની હરિયાળીમાં એ સબધના છોડ અથવા વૃક્ષે સુગંધ અને છાયા બન્ને આપ્યા છે આ રૂપરેખાઓમા ગાંધીયુગના તેજ, તપ અને નિષ્ઠાના અણસારા જડશે 'ગાંધીયુગ' શબ્દ એટલા માટે વાપર્યો છે કે એ અડધી સદીના સમયમા લોકનાડીની પરખ અને પકડ ગાંધીજી જેવી બીજાના નહોતી લોકચિત્ત ઉપર પણ પોતાની સતનિષ્ઠાની અચૂક છાપ ઉઠાવનાર ગાંધીજી સમાન બીજુ કોઇ નહોતુ. એમણે માટીમાથી માણસો નીપજાવ્યા

, , 'હિમાલયની પત્રયાત્રા'માના વિવેચન વખતે મારી સામે મોટુ ભાગી જાય એવી એકધારી મધુર શૈલીનો આરોપ હતો મને લાગે છે કે એ આરોપમા વજૂદ હતુ એની શૈલીમા કદાચ સૌન્દર્યનહી પરિપક્વતા લાગતી હશે, પરતુ એમા વૈવિધ્યની બહુરૂપી લાક્ષણિકતાની ઓછપ રહે એવુ બની શકે શૈલીનુ એકધારાપણુ એ લેખકના અનુભવવૈવિધ્ય ઉપર કટાક્ષ ન હોય તોય, એની દૃષ્ટિની કલાછટામાં અને કલ્પનાના લીલાવિહારમા મર્યાદા દેખાઇ શકે આ સગ્રહમા મારી એ મર્યાદા કદાચ સમૂળી નીકળી ન ગઈ હોય, છતા પણ એ ગ્રથિ પાખી થઈ હોય તોય ઘણુ છે

જીવન એ જીવતી ધરા અને ધારા છે એમા નવા મોર આવવાના અને નવા મોર ઊતરવાના એક ને એકજ વસ્તુને અને વાતને જોવાજાણવાની દૃષ્ટિશક્તિ પણ બદલાવાની જીવનની ધરતીમા જેમ ફેરફાર થવાનો, ખાતર બદલાવાનુ, તેમ એનુ આકાશ પણ નવા રગો વડે પલટાવાનુ નજરના પરિવર્તનની સાથે અતરની સવેદનશીલતા પણ રૂપાન્તર પામવાની, અને એમ જીવનનો આખો આધાર પલટાતા અતરપુરુષનાં નવા ઉન્મેષ અને નવાં ઉત્સર્ગ આવિર્ભૂત થતા, નવી તેજછટા પણ વિકસવાની માણસ એ વિધાયક પ્રાણી છે

થયા વિના એને ચાલતું નથી. શું થવું, કેમ થવું એ એની મરજીની વાત છે. એટલે જીવનયાત્રામાં જો સજાગતા અને સન્નિષ્ઠા હોય તો કશાનું ય એકધારાપણું લાંબું ટકે નહીં.

આ પુસ્તકમાંથી વાંચકને પોતાને જો કોઈક જીવનબિંદુ સાંપડશે તો લેખક કૃતાર્થતા અનુભવશે. બીજું કંઈ નહીં ને એનું વાંચન આનંદ આપશે તો ય લેખક ધનભાગી થશે. રવીન્દ્રનાથ ઉપનિષદની એક વાત કહે છે તેમ જીવનના અંતઃસ્રોતનું પ્રેરકબળ આનંદ છે. આનંદથી જ આ સર્વ સર્જન થયું છે. આનંદથી જ એ પ્રગતિ કરે છે અને આનંદમાં જ એ સમાઈ જાય છે.

કિશનસિંહ ચાવડા

તા. ૧-૬-૬૮
મીરતોલા, હિમાલય

| અનુક્રમ | નામસૂચિ | પૃષ્ઠ |
|---|---|---|
| ૧. નિષ્પાનું મોતી | શ્રી. ઉમાશંકર જોશી | ૧ |
| ૨. કીમિયાગર | ,, મોટા | ૭ |
| ૩. અનંત યાત્રિક | ,, વિમલા ઠકાર | ૧૭ |
| ૪. જીવનપુરુષ | ,, કૃષ્ણમૂર્તિ | ૨૪ |
| ૫. આત્મવાન બ્રાહ્મણ | ,, વિનોબાજી | ૨૪ |
| ૬. સરલતાનો પ્રસાદ | ,, રવિશંકર મહારાજ | ૩૦ |
| ૭. અંતરનિષ્ઠ વારકરી | ,, તુકડોજી મહારાજ | ૩૬ |
| ૮. સુરતિના શિલ્પી | ,, ગુલામ હુસેનખાં | ૪૩ |
| ૯. શ્વેતવાદળ | ,, લામા ગોવિંદ | ૪૯ |
| ૧૦. વાત્સલ્યની મહેક | ,, પર્લ બક | ૫૪ |
| ૧૧. આર્જવમૂર્તિ | ,, શ્રી કૃષ્ણપ્રેમ | ૬૦ |
| ૧૨ સત્યના કવિ | ,, ગાંધીજી | ૬૮ |
| ૧૩. સર્વતોભદ્ર વિભૂતિ | ,, અરવિંદ | ૭૩ |
| ૧૪. આનંદના ઉદ્ગાતા | ,, રવીન્દ્રનાથ ટાગોર | ૮૨ |
| ૧૫ પરમજ્ઞાનના પારખુ | ,, શ્રીમદ્ રાજચંદ્ર | ૮૮ |
| ૧૬. <u>સેહેની</u> | ,, પ્રો. બ. ક. ઠાકોર | ૯૭ |
| ૧૭. પ્રબુદ્ધ સુગતા | ,, રામનારાયણ વિ. પાઠક | ૧૧૧ |
| ૧૮. આત્મિયતનુ અત્તર | ,, રમણલાલ વ. દેસાઈ | ૧૧૫ |
| ૧૯. કલાપી | ,, કલાપી | ૧૨૨ |
| ૨૦. ગમગીનીનું ગુરુત્વાકર્ષણ | ,, પ્રહ્લાદ પારેખ | ૧૨૬ |
| ૨૧ આત્મચેતનાની અનુભૂતિ | ,, સુનીલાલ વ્યાસ | ૧૩૨ |
| ૨૨. પરાક્રમની પ્રતિમા | ,, જવાહરલાલ નેહરુ | ૧ |

Krishna's embraces are no mere damned allegory about Purush and Prakrati. And for god's sake, Dilip, remember, that Krishna's feet are more real than yours.

Shri Krishna Prem
From the letter to Dilipkumar Roy
31-12-3

શ્રીકૃષ્ણનું આલિંગન એ કેવલ પુરુષ અને પ્રકૃતિનું નિદર્શન નથી. અને ઈશ્વરને ખાતર, દિલીપ, યાદ રાખજે કે શ્રીકૃષ્ણના ચરણ એ તારા પગ કરતાં વધારે વાસ્તવિક છે.

શ્રી કૃષ્ણપ્રેમ
શ્રી દિલીપકુમાર રોયને લખાયેલા પત્રમાંથી
૩૧-૧૨-૩

વહેતી વાયુની લહેરો, ભાવી પેઢીઓને કહેશે કે અહીં, પ્રભુમાં નહી માનનારા નાસ્તિક અને સભ્ય લોકો વસતાં હતાં. એમની પાછળ સ્મૃતિચિહ્ન તરીકે, આ ડામરના રસ્તાઓ, અને ખોવાઈ ગયેલા હજારો ગોલ્ફના દડાઓ મૂકતા ગયા છે

આપણે વિદ્યા મેળવી પણ પ્રજ્ઞા ગુમાવી છે, તે ક્યાં છે? માહિતી મેળવતાં, આપણે જે જ્ઞાન ગુમાવી બેઠા છીએ તે ક્યાં છે?

-ટી. એસ. એલિયટ

૧

# નિષ્ઠાનું મોતી

ગુજરાતી સાહિત્ય પરિષદનું સંમેલન જ્યારે છેલ્લું નડિયાદમાં મળ્યું ત્યારે ગોવર્ધનરામ શતાબ્દીનો ઉત્સવ પણ એની સાથે સાંકળી લેવામાં આવ્યો હતો. એ સંમેલનના પ્રથમ દિવસના સવારનું કામ-કાજ પૂરું થયું અને અધિવેશન વિખરાવા માંડ્યું ત્યારે મુખ્ય દરવાજા આગળ શ્રી ઉમાશંકર જોષી એક સૂચનાપત્ર વહેંચતા હતા. એ દરવાજેથી પરિષદના સૂત્રધાર અને ચક્રવર્તી શ્રી કનૈયાલાલ મુનશી નીકળ્યા. તેમના હાથમાં પણ ઉમાશંકરે એ સૂચનાપત્ર આપ્યું. એ સૂચનાપત્રમાં ગુજરાતના પ્રસિદ્ધ વર્તમાન સાહિત્યકારોના નામની લગભગ પોણોસો સહીથી શ્રી મુનશીની સામે એક ફરિયાદ અને પડકાર હતાં. ગુજરાતી સાહિત્ય પરિષદનું બંધારણ અને માળખું જે સરમુખત્યારશાહીના ચોકઠામાં જકડાયેલું હતું તેમાંથી તેને મુક્ત કરીને, લોકશાહી સ્વરૂપ આપવાની એમાં જોરદાર માગણી હતી. મુનશી પરિષદના સર્વેસર્વા હતા જે કરતા તે થતું. જે ચાહતા તે બનતું. એમના સત્તાના મુગટમાં પરિષદ એક શોભાનું પીંછું હતું. આ અવસ્થા અને વ્યવસ્થાની સામે પેલા સૂચનાપત્રમાં રોષભરી ફરિયાદ હતી અને એનું સ્વરૂપ સુધારવાની જોરદાર માગણી હતી.

મુનશીને વિરોધની આ વાત ગમી નહિ, પણ આવો વિરોધ એ અવગણી શકે એમ પણ નહોતું. એટલે એમણે એ સહીઓ કરનારામાંથી એક નાના પ્રતિનિધિમંડળને મળવાની અને ચર્ચા કરવાની તૈયારી બતાવી. ઉમાશંકર સહિત અમે સાતેક જણા શ્રી બાબુભાઈ જશભાઈ પટેલને ત્યાં મુનશીને ઉતારે બપોરે શ્રી મુનશીને મળ્યા. મુનશી બહુ સ્વસ્થ અને સુખી નહોતા ચર્ચા નિખાલસ હતી. ક્યાય અસ્પષ્ટતા નહોતી. પરિષદને લોકશાહી સ્વરૂપ આપો. અને એ કાર્ય એમને પોતાને જ હાથેથી થાય તો સર્વથી ઉત્તમ.

મુનશી એમ સરળતાથી માને એવા ક્યાં હતા? કાયદાશાસ્ત્રી, સત્તાધીશ, સરકારમૂર્તિ અને રાષ્ટ્રિય નેતા. એકદમ કેમ હાર કબૂલે? પ્રતિનિધિમંડળ પોતાની માગણીમાં મક્કમ હતું. ત્યાં મુનશી લાલ આંખ કરીને તાડૂક્યા: "તમે સહીઓના બળથી મને ડરાવવા આવ્યા છો? આવી સહીઓ તો હું યે ભેગી કરી શકું." ઉમાશંકરનો પુણ્યપ્રકોપ આ સાંભળીને સહજભાવે ભભૂક્યો: "આ નામોમાંથી દસ નામો પણ એકઠાં કરી શકો તો અમે હારીને ચાલ્યા જઈએ આ સહીઓ કરનારા વેચાતા નથી મળતા." અને એનો હાથ આપોઆપ મુનશીની આગળ મૂકેલા નાના ટેબલ પર પછડાયો. સૌ શાન્ત થઈ ગયા. મુનશી પણ ચોંકી ઘવાયા જેવા થઈ ગયા. અને પછી તો વાતાવરણ બદલાયું. સમાધાનની હવા બંધાઈ. પરિષદનું નવું સ્વરૂપ ઘડવા માટે સમિતિ નીમવાનું નક્કી કરીને સૌ છૂટા પડ્યા. નડિયાદની સાહિત્ય પરિષદે એવો ઐતિહાસિક ઠરાવ કર્યો.

શ્રી ઉમાશંકર જોષી તે જ પરિષદના સાહિત્ય વિભાગના પ્રમુખ હતા. એમનું એ વિભાગના પ્રમુખ તરીકેનું સ્મરણીય વ્યાખ્યાન "કવિની સાધના" સાંભળીને આંતરતૃપ્તિ થઈ હતી.

એ જ ઉમાશંકર દિલ્હીમાં ઑક્ટોબર માસની ૮, ૯, ૧૦ ના રોજ મળનારી ગુજરાતી સાહિત્ય પરિષદના અધિવેશનના સર્વાનુમતે પ્રમુખ ચૂંટાયા છે દિલ્હી સંમેલનના ઉમાશંકર પ્રમુખ બને એમાં ઔચિત્ય અને શોભા બને સચવાયા છે આ પ્રસંગે એમને વિષે થોડુંક લખવું છે. (અમારી મૈત્રી અને નિકટતા એટલાં છે કે એમને વિષે લખતા સ્વાભાવિક રીતે જ સંકોચ થાય સ્નેહના વહેણમાં તણાઈને ક્યારેક સપ્રમાણના અને સમતુલા ન સાચવી શકવાનો ભય પણ ખરો) એમના વ્યક્તિત્વનાં સદ્‌ગુણો અને શુભ લક્ષણો ઘણા બધાં જાણીતા ય છે. એમની સર્જકપ્રતિભા અને સર્વતોમુખી પ્રવૃત્તિના સાહિત્યકાર્યોની અનન્યતા અને ઓજસ્વી કલાછટા પણ અછતી નથી. એમની જીવનયાત્રાના પગલા અસ્પષ્ટ નથી. એમની ધન્યતાના સીમાચિહ્નોથી ગુજરાત અજાણ્યુ નથી એમા એમને વિષે શુ લખવુ એ પણ એક મૂંઝવણ છે.

છતાં એમનુ વ્યક્તિત્વ જે આનંદૈવતથી સ્થાયેલુ છે, અને જેના સવાદી સંવેદનમાંથી એમના શિવસંકલ્પ જાગે છે તે આત્મસંપદા વિષે અને સંકલ્પોને ચરિતાર્થ કરવાનુ તેઓ જ્યાંથી સામર્થ્ય મેળવે છે તે નિસ્પૃહ, નિસ્વાર્થ અને નિર્ભય પ્રેમતીર્થ વિષે થોડુ કહેવાની ઇચ્છાને અહી મૂર્ત કરુ છુ અને એ પણ ખબર નથી કે મારે જે કહેવુ છે અને જે રીતે કહેવુ છે, તે કહી શકીશ કે નહિ! પ્રયત્ન છે. સફળ ન યે થાય આનંદ કંઈ જવાનો નથી.

ઈ. સ ૧૯૪૭માં જાન્યુઆરીની ૨૬મી તારીખે "સંસ્કૃતિ"-નો પ્રથમ અંક પ્રકટ કરવાનો મનસુબો અમે સેવતા હતા. એ અંક વિષેની યોજના અને 'સંસ્કૃતિ'ની વ્યવસ્થા તથા તંત્ર વિષેની વિગતો અમે નક્કી કરતા હતા. ઉમાશંકર

તરતમા જ ગુજરાત વિદ્યાસભામાથી મુક્ત થયા હતા એ.એ મને વિચાર આવ્યો કે 'સસ્કૃતિ'નુ આર્થિક ભારણ અને એના સચાલનની જવાબદારી એમને માથે જેટલા ઓછા હોય તેટલુ એમનુ તત્રી તરીકેનુ સર્જનાત્મક કાર્ય વધુ સરળ બને એ.એ મે એમને લખ્યુ કે 'સસ્કૃતિનુ સચાલન આપણે ભાગીદારીમા ચલાવીએ

એમનો અતિશય પ્રેમાળ પત્ર આવ્યો એમા નર્યો પ્રેમ વરસ્યો હતો છતા એમની નિશ્ચયાત્મક આત્મનિષ્ઠા અને આઝાદી ઝળકતા હતા એમણે મારા સ્નેહનો સ્વીકાર કર્યો ભાગીદારી-ની વાતનો અસ્વીકાર કર્યો એમણે અસદિગ્ધપણે લખ્યુ કે ઉત્તરદાયિત્વમાથી છટકવુ એમા માણસાઈ નથી 'સસ્કૃતિ'ની પ્રસિદ્ધિ પછી એના સુખદુ ખ અને સગવડઅગવડ વેઠવાની અને એમાથી આનદ મેળવવાની મારી તયારી છે. આપણે આ જ રીતે હવે આગળ ચાલીએ

હુ નિર્ભય થયો એ નિર્ભયતામાથી પ્રસન્નતા અને ઉમાશકર તરફના સ્નેહાદર વધ્યા એના જવાબમા મે જે પત્ર લખ્યો એમા મારાથી ચાર વર્ણની નવી વ્યાખ્યા લખાઈ ગઈ સઘર્ષ એ વિકાસની જનેતા છે સઘર્ષને નમી પડે તે શૂદ્ર, સઘર્ષની સાથે સમાધાન કરે તે વૈશ્ય, સઘર્ષની સાથે યુદ્ધ કરે તે ક્ષત્રિય, પરતુ સઘર્ષમાથી સવાદિતા નીપજાવે તે બ્રાહ્મણ ઉમાશકરના બ્રાહ્મણત્વનો મારો એ સુખદ સાક્ષાત્કાર હતો

એક વખત એક મિત્ર ઉમાશકર પાસે એક વિનતિ અને દરખાસ્ત લઈને આવ્યા મિત્રની ઈચ્છા હતી કે, ઉમાશકરે પરદેશનો પ્રવાસ કરવો ખર્ચ બધો મિત્ર આપે કોઈ શરત નહી ઉપકારની લાગણી નહી. એમા કેવળ ઉમાશકરનુ વ્યક્તિત્વ વધુ સપન્ન થાય એવો જ ગુપ્ત સદ્ભાવ ઉમાશકરે સ્નેહનો સ્વીકાર કર્યો અત્યત

ગદ્‌ગદ્‌ભાવે; પરંતુ વિનંતિનો પૂર્ણ સ્વસ્થતા અને અસંદિગ્ધપણે અસ્વીકાર કર્યો. પરાક્રમ અને જીવનકમાઈની પૂરેપૂરી કિંમત ચૂકવવાનું પોતાનું ગજું ન હોય તો પારકી શક્તિ વડે જે કંઈ મળે તેમાં ન હોય તેજ કે ન હોય શીલ.

વડોદરા યુનિવર્સિટીના ગુજરાતીના પ્રોફેસર અને એ વિભાગના વડાની જગ્યા માટે અરજી માગવામાં આવી. મને ખબર છે ત્યાં સુધી એ સ્થાન માટે ઉમાશંકરને વિશેષ વિનંતિ કરવામાં આવી હતી. પણ એ મુરબ્બી સાહિત્યકારો પસંદગીની સમિતિમાં હોવાથી અરજી કરી શકે એમ નહોતા. એટલે ઉમાશંકરે પોતે પણ અરજી ના કરી; અને એ જગ્યા જવા દીધી. એમને એમ હતું કે આ જગ્યા માટે પેલા એ મુરબ્બીનો હક્ક હતો.

એમના જીવનમાં જે સહજભાવે નિસ્પૃહાના ઉછેર અને વિકાસ થયાં છે તે અનાસક્ત નિરામયતાએ એમના શીલને બાંધ્યું, એમના પ્રેમને નિર્બીજ બનાવ્યો અને એમના પરાક્રમને તેજસ્વિતા અર્પી. સાહિત્ય અકાદમી સાથેનો એમનો ગાઢ સંબંધ કેટલો બધો નિસ્પૃહ, નિસ્વાર્થ અને તટસ્થ છે એ તો જેઓ જાણે છે તેઓ કહેશે કે નિકટના મિત્ર માટે પણ ખોટી લાગવગ ન વાપરવી. એવી જીવનનિષ્ઠાને કારણે કેટલીક વાર ગેરસમજણ પણ પેદા થઈ છે. પરંતુ એમણે એની પરવા નથી કરી. સત્ય ગમે ત્યારે આપમેળે પ્રગટ થશે એવી એમની શ્રદ્ધા છે.

ગુજરાત યુનિવર્સિટીના નિયમન વિભાગના ડીનની ચૂંટણી એ સ્વાર્થી અન્યાય સામેના પડકાર રૂપે લડવી પડી હતી, અને ઉપકુલપતિની ચૂંટણી એ આવી પડેલ આપદ્‌ધર્મ હતો એ વાત હવે છાની નથી. આ બન્ને ચૂંટણી લડતી વખતે એક પણ પ્રયત્ન ચૂકવો નહીં, પૂરેપૂરી તાકાત સયોજવી, સંપૂર્ણ વ્યવસ્થાશક્તિ વાપરવી અને છતાં જાણે કોઈ બીજા

મિત્રની ચૂટણી લડતા હોય એટલી અનાસક્ત નિસ્પૃહા અને તટસ્થતા જાળવીને છતણી એ એમની જીવનવિભૂતિનુ અનાસક્ત અને અભિરામ પ્રગટીકરણ છે.

સત્યની બાહ્ય છોડવી નહી, સ્વધર્મ સદા સાચવવો, શીલ-ને છેહ ન દેવો અને નિષ્કાપૂર્વક જીવનદેવતાની પ્રતિષ્ઠા કાજે સદા હિમતથી ઝૂઝવુ એમા એમના આત્મખમીરની પ્રતીતિ તો છે જ; પણ એક આત્મવાન બ્રાહ્મણની કૃતાર્થતા ય છે. સફળતા નિષ્ફળતા એમના જીવનનો માપદડ કદી નથી રહ્યો

એમણે એક દિવસ વાતવાતમા બહુ જ ગભીરતા અને ગૌરવપૂર્વક છતા સહજતાથી કહ્યુ હતુ કે હુ ભલે કાંઈ બીજુ જીવનમા ન કરી શકુ, પરતુ કોઈ માણસ એને ધિક્કારવામા મને વિવશ અને બાધ્ય નહી કરી શકે અને કોઈ પણ માણસ મારે મન અસહ્ય નથી. આ બે મારે પોતાને કરવાના રોજના કામ છે આ અનન્ય અને વિનમ્ર આત્મવિશ્વાસના ગર્ભમાં એમનુ પ્રેમતીર્થ અતર્હિત પડ્યુ છે અહી જ એમના જીવનનુ ઝરણુ વહે છે એમના આતરદેવતની. અને આત્મસપદાની ગંગોત્રી પણ અહી જ છે. 'આ દૃષ્ટિએ ઉમાશકર પૂરી ભારતીય નીપજ છે' આ ભારતીયતા-આર્યતા-Indianness એ ટાગોરની જેમ એમની ઉજ્જ્વળ સત્ત્વશીલતા છે, એટલુ જ નહી, એમની વીર્યવતી તેજસ્વિતાનું પ્રેરક બળ પણ છે.

જીવન અને જીવનદેવતાના આવા જાગ્રત ઉપાસકનુ ગુજ-રાતમા જન્મવુ અને જીવવું એ ઘટના પોતે જ એક અપૂર્વ-તાનુ પ્રતીક છે એમની જીવન ઉપાસના નીરખતાં કબીરની પક્તિ સાંભરે છે

"સાધ સગ્રામ હૈ રૈનદિન ઝૂઝના
દેહ પર્જન્ત કા કામ ભાઈ"'

ઓક્ટોબર, ૧૯૬૭

## ૨

# જીવનના કીમિયાગર

પહેલી વાર પોંડિચેરીમા શ્રી અરવિંદનો સમાગમ કરીને પાછો વડોદરા આવી ગયો હતો આશ્રમનુ અને શ્રી અરવિંદનુ વાતાવરણ આખા મનઅંતરમા ભર્યું હતુ અધ્યાત્મ જીવનની પ્રથમ ઓળખાણનો એ સમય હતો એનો કંઈક કેફ પણ હતો એ દિવસોમા એક સાંજે હુ અને ભાઈ રમણિક ત્રિવેદી કુસ્તી કરીને અખાડામા બહાર કંઈક વાતો કરતા હતા શરીરે માટી હતી ત્યા અચાનક ત્રિવેદીના ફોઈના દીકરા ભાનુભાઈ પંડ્યા એક જુવાન માણસને લઈને અખાડામા આવી પહોંચ્યા, ઓળખાણ કરાવી "આ ચુનીલાલ ભગત ધુણીવાળા બાવા પાસે જાય છે હુ એમને તમને લોકોને મળવા લઈ આવ્યો " ચાળીસ પિસ્તાળીસ વર્ષ પરનુ મેળાનુ આ પ્રથમ દર્શન અને પહેલુ મિલન તે વખતે ચુનીલાલ ભગત તદ્દન સામાન્ય વ્યક્તિ હતી પરતુ એમની આંખોમા અવધૂતની બેપરવા અને ખુમારી હતા એમના હાસ્યમા સહજતા અને નિર્દોષતા વરતાતા માણસ હસતી વખતે અને રડતી વખતે ઘણુંખરુ કૃત્રિમ રહી શકતો નથી મુક્ત હાસ્ય અને મુક્ત

રુદન વખતે માણસનુ વ્યક્તિત્વ અદર ઝમકોળાય છે. એની પરખ કરવાનો એ રૂડો અવસર હોય છે.

ત્યારબાદ ચુનીલાલ ભગતને એક કરતા વધુ વખત મળવાનુ બન્યુ પણ નિકટતા ન સાધી શકાઈ વચ્ચે એમના નાનાભાઈ મૂળજીભાઇ ભગત એક વખત 'ફૂલપાદડી'વાળા ભાઇ પૃથુ શુકલની સાથે આવી મોટાનું 'મનને' પુસ્તક પણ આપી ગયા હતા પણ અમારુ તારામૈત્રક જે પહેલી વાર થયુ હતુ એણે આત્મીયતાનુ બીજ વાવી દીધુ હતુ. મૈત્રીના અભાવને કારણે એ બીજ એમનુ એમ પડ્યુ રહ્યુ હશે હમણા પાચેક વરસ પહેલા અમારા મિત્રો ડૅા પ્રસન્ન વકીલ અને સૌ જયાબહેન વકીલને કારણે અને સથવારે અમે એક સવારે મોટરમાં નડિયાદ પહોચી ગયા. વચ્ચે ચાળીસેક વરસનો ગાળો પડયો હતો મનમાં સદેહ હતો કે મોટા પહેલાનો પરિચય તાજો કરશે કે નહિ ! નડિયાદના હરિૐ આશ્રમમા પહોચતા જ મોટાએ પોતાના સહજ પ્રેમના લહેકા અને ઉમળકાથી જે સ્વાગત કર્યું તેનાથી આપોઆપ વચ્ચેનો ગાળો ઓગળીને અદશ્ય થઇ ગયો લાબા સમય પછીનુ અમારુ એ મિલન કોણ જાણે કેમ, એકદમ મિત્રતામા પરિણમ્યુ ચાળીસ વરસ પહેલા વવાયલુ સ્નેહબીજ અંત કરણના ગદ્ગદ્ભાવનુ જળ મળતા અકુરતી ઊઠયુ ચુનીલાલ ભગતમાથી 'મોટા' નુ રૂપાન્તર જોઇને અતરામા આનદથી તરબતર થઇ રહ્યો પછી તો એમનો સ્નેહ સતત મળતો રહ્યો છે અને તાજગીના આહ્લાદથી મનહદય ભર્યાં ભર્યાં રહે છે

હમણા ગયે વરસે મોટાનુ એક નાનુ શુ પુસ્તક 'તુજ ચરણે'-ની નવી આવૃત્તિ પ્રસિદ્ધ થવાની હતી. મીરતોલાથી શિયાળામા

ચરોતરા રહેવાનું થાય ત્યારે એક બે વખત ડૉ. વકીલ અને જયા-બહેન સાથે મોટાને હળવામળવાનુ થાય. એક મુલાકાત વખતે એમણે હસતાં હસતાં સહજભાવે કહ્યુ "તુજ ચરણે'ની પ્રસ્તાવના લખી આપો" મને આશ્ચર્ય થયુ ! મારાથી બોલાઇ ગયુ. "મોટા, મારા જેવાની પ્રસ્તાવનાનો એ પુસ્તક માટે કેટલો ખપ? અને એની જરૂર પણ શી છે?" એમણે જરાય સ કોચ વગર કહ્યુ." સાહિત્યકારની પ્રસ્તાવનાથી એ શોભશે." આ વાકયમાં ચોખ્ખી નિરાડમ્બરતા અને નમ્રતા હતા કે મારાથી ના કહેવાઇ નહી. મને એમના પ્રેમનો આ પ્રસાદ મળ્યો ત્યારે કૃતાર્થતાની લાગણી પણ થઈ. આજે આ પ્રેમ-સબંધમાં અંતસ્સખ્યની સુગંધ જન્મી છે. એટલે એમને વિશે મારા હૃદયના ભાવ આલેખતા સંકોચ નથી થતો.

ગુજરાતમાં મોટાની જીવનલીલાનો ઉદય અને વિસ્તાર એ એક અસાધારણ ઘટના છે. મોટા નવગુજરાતની ધરતીની નીપજ છે. એમનુ મૂળ નામ ચુનીલાલ ભગત અજાણ્યું બની રહ્યુ છે. સત્યાગ્રહ આશ્રમમાં ઠક્કર બાપા સાથે હરિજન સેવાનું કામ. કરનાર એક સામાજિક નિષ્ઠાવંત સેવકનુ, સંતપુરુષ મોટામાં રૂપાન્તર થવું એ આખી જીવનપ્રક્રિયા, અને જીવનસાધના, ગુજરાતની ધરતી પર રોપાયેલી અને પાગરેલી એક અદ્દભુત નવલકથા જેવી રહસ્યમય ઘટના છે.

મોટાના બે બીજા નાના ભાઈઓ સોમાભાઈ અને મણિભાઈમાં પોતે મોટાભાઈ હતા માટે મોટા કહેવાયા. સત્યાગ્રહ આશ્રમમાં ઠક્કરબાપાના વિશ્વાસુ મિત્ર અને સાથી તરીકે અને ભાઈ પરિક્ષિતલાલ મજમુદારના એક સક્રિય સહયોગી તરીકે એ વખતે પણ મોટાની અસાધારણ જીવનનિષ્ઠા, તેજસ્વી અને આકર્ષક હતી. માણસ કેવળ હાડમાંસનું બનેલું પૂતળું નથી. નડિયાદ

એમની જન્મભૂમિ અને આજે એક રીતે કહીએ તો એમની નિવાસભૂમિ બની રહી છે. મનુષ્ય પોતાના સચિત અને પ્રારબ્ધ કર્મોની સિદ્ધિ વડે ઊછરતો અને સમુત્કાત થતો જીવનપુરુષ છે.

આવા એક જીવનપુરુષની વિભૂતિનો ગુજરાતમાં સચાર થવો, એ વેપારી અને ભૌતિક વિકાસ અને ઐશ્વર્યમાં રત રહેનાર ગુજરાતી પ્રજાનું સદ્ભાગ્ય છે. નડિયાદ અને સુરતના એમના હરિૐ આશ્રમ અનેક જીવનજિજ્ઞાસુનો વિસામો છે. મોટાની જીવનસાધના અને ક્રમવાર અને પદ્ધતિસર માહિતી આપે એવું એકકેય પુસ્તક નથી છતા એમના અસંખ્ય પત્રો જે અનેક પુસ્તકો રૂપે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થયાં છે, તેમાં એનાં પગેરું અને ભાળ મળે છે.

કબીર સાહેબનો એક દુહો છે:

"હદમેં રહે સો માનવી, બેહદ રહે સો સાધુ.
હદ-બેહદ દોનોં તજે ઉનકા મતિ અગાધુ"

આ એક દુહામાં કબીરની જીવનસાધનાનો અને એમનું ન્તર જે રસાયણ વડે થયું તે ફીલસૂફીના મર્મનો નીચોડ પેલો છે. પ્રત્યેક માનવી ઈન્દ્રિયગત દેહપ્રાણમનનો કબીરના લામાં રહે છે ને જીવે છે. આ ઈન્દ્રિયોની હદને વટાવીને, તેને જે મુક્ત થાય છે, બેહદમાં ચાલ્યો જાય છે તે સાધુ પરંતુ જે મનુષ્ય હદ અને બેહદ બન્નેને ઓળંગી જાય બંધન અને મુક્તિ બન્નેની પેલે પાર જાય છે તેની મતિ ગાધ છે. આવી અગાધ પ્રજ્ઞાવાળા મરમી તો કબીરનો સો અને સુવર્ણની રાજમહેલાત બન્નેથી પર હોય છે. એઓ હીમના સાથી હોય છે. અનંતને સથવારે ચાલે છે. મોટાનું જિતું આત્મગત જીવન અને એમની અદ્ભુત મુક્તદશા

જોતાં, એવો ભાવ થાય છે કે એમણે કથીરનો કિલ્લો અને સુવર્ણનો રાજમહેલ બન્ને છોડી દીધા છે. એ તો બેહદના મેદાનમાં સૂતા છે

મોટાને એક મુરબ્બી મિત્ર હમેશા "બેસ બેસ નાગા" ની ગાળ દેતા મોટાએ ઘણી વખત આગ્રહ કરીને કહ્યુ કે "તમે મને આ નાગાની ગાળ ના દેશો" તો પણ પેલા મુરબ્બી આદતથી લાચાર હતા અને શકય ત્યારે જરૂર એ ગાળ દેતા એક વખત મોટાએ ધીરજથી કહ્યુ "મુરબ્બી! તમે મને વારે ઘડીએ નાગો નાગો ના કહેશો" આ આજીજીના જવાબમા પેલા મુરબ્બીએ છેડાઈને કહ્યુ "હવે બેસ બેસ નાગી" આ ચરોતરી નારીજાતિવાળી અવગણના સાભળીને મોટા તો ધોતિયુ કાઢીને નાગા થઈ ગયા ને પેલા મુરબ્બીને વળગી પડયા મુરબ્બી આ અણધાર્યા પરિણામથી ગભરાયા અને છોભીલા પડી ગયા એમણે તરતજ જરાક હળવા અવાજે મોટાને ધોતિયુ પહેરવાનુ કહ્યુ. પણ મોટાએ કહ્યુ "મુરબ્બી! તમે મને નાગો નાગો કહો છો ત્યારે હ્યો હુ નાગો" મુરબ્બી વાતનો મર્મ સમજ્યા ને મોટાની માફી માગી ફરીથી એવી ગાળ નહીં દેવાનુ કહ્યુ.

આ પ્રસગ આમ તો સાધારણ અને નાચીજ લાગે છે પરતુ એમાંથી મોટાની જીવનશક્તિના ખમીરનુ તેજ પકડાયા વિના રહેતુ નથી અહીં મને બાપુ સાહેબ ગાયકવાડના ભજનની પેલી કડી યાદ આવે છે "એવા રે અમે એવા રે, તમે કહો છો વળી તેવા રે" આ પ્રસગમાથી મોટાની થવાની શક્તિનો પરિચય મળે છે આ જ To Be-થવાની જે મૂલગત જિજ્ઞાસા મનુષ્યમા પડી છે તેના તરફ જાગ્રત થઈને માણસ પરિવર્તનની આખી લીલા નીપજાવે છે મોટાને ઇન્દ્રિ-

જગત જીવન તરફ પહેલાથી જ ભાન નહોતો નિઃસ્વાર્થ સેવા અને નિર્વ્યાજ પ્રેમ એ એમનો ઘણો જૂનો રોગ છે આ રોગને કારણે જ મોટા અંતરથી ભવરૂપે નીરોગી છે અભાગ્યથી શરીરમાં ભલે બીજા રોગો આવી વસ્યા હોય, મોટાના આત્મગત જીવનના પાયામાં એમની અનન્ય ગુરુભક્તિનુ ખાતર સિંચાયુ છે એક વખત વડોદરામાં જયંતભાઈ દેસાઈને ત્યાં વાતવાતમાં ગુરુનુ સ્મરણ થતાં, મોટા રડી પડીને ગદ્ગદ થઈ ગયા હતા એમના બાહ્ય ગુરુ, એ એમના પોતાના અંતર-ગુરુનુ પ્રતિરૂપ છે આવુ બને ત્યારે જ સદ્ગુરુ મળ્યા કહેવાય છે અને ત્યારે જ ગુરુશિષ્યનુ આંતરઐક્ય, દ્વૈતમાંથી અદ્વૈત સિદ્ધ કરે છે આ જ રસાયન, આ જ જીવનનો કીમિયો, આખા ઇન્દ્રિયગત જીવનનુ આત્મગત જીવનમાં સમૂળુ રૂપાન્તર કરે છે મોટાને આ કીમિયો મળ્યો એ કિમિયા વડે એમણે ચુનીલાલ ભગતમાંથી મોટાનુ સર્જન કર્યું સહજ સમર્પણથી સિદ્ધ થયેલી ગુરુનિષ્ઠા એમના પરિવર્તનની ગુરુકિલ્લી છે

એમના જીવનદર્શન અને આત્મસાધનાના અભિગમનુ મુખ્ય વાહન મૌન છે નડિયાદ અને સુરતના આશ્રમોમાં એક દિવસથી માંડીને અનેક દિવસ સુધી મૌનમાં બેસેલા ઘણા સ્ત્રી પુરુષો પોતપોતાની રીતે, પોતાના સમસ્યા અને સંઘર્ષોના ઓળખાણુ અને સમાધાન પામ્યા છે આ રીતે ગુજરાતમાં એમનો શિષ્યવર્ગ અને પ્રેમીવર્ગ મોટો છે મોટા મુખ્યત્વે પ્રેમી વિભૂતિ છે પ્રેમ એમની વિભૂતિનુ રસાયન છે એમની ઉપાસનાનુ મુખ્ય માધ્યમ છે પ્રેમની જીવંત શક્તિ વડે જ એમનો, એમની સાધનાનિષ્ઠાનો વિકાસ અને વિસ્તાર થયો છે *એમના તપનો પાયો, એમની અંતરનિષ્ઠાનુ બીજ અને એમની

જીવનસિદ્ધિનો ગર્ભ પ્રેમ છે. આ અનન્ય અને અનિરુદ્ધ પ્રેમ વડે મોટાનું આત્મસ્વરૂપ મુખરિત થયું છે.

"મનને" નામક એમના કાવ્યપુસ્તકમાં, માનવમનની શકિત અને માયાનાં દર્શન એમણે કર્યાં છે એમને મન જ મનુષ્યનાં બંધન અને મુક્તિનું કારણ છે, એવો એમનો આત્મવિશ્વાસ છે. આવી આત્મશ્રદ્ધા હોવાને કારણે એમણે મનનું જ સમૂળું રૂપાન્તર કરીને એને આત્મચેતનાથી રંગીને એને અંતરપુરુષનો સખા બનાવીને એમણે પોતાની અનાવિલ જીવનનિ'કાનુ નિર્માણ કર્યું છે.

એટલા માટે મોટાની વાણીમાં ગ્રામ્ય સહજતા, સર્વસીધી વેલકતા અને સ્વાભાવિક દૃષ્ટિનો પ્રકાશ દેખાય છે જેટલું જીવનદર્શન એમની પાસે છે, તે જીવાઈને સિદ્ધ થયેલુ છે. એટલે જ એમની સમજણમાં નીતરેલી સ્વચ્છતા છે. એમના જીવનમાં જ્ઞાન, ભક્તિ અને કર્મનો અપૂર્વ સવાદ અને સમન્વય સિદ્ધ થનો આવે છે. આને કારણે એમની દૃષ્ટિ અને સમજણમાં વહાલી તાજગી વરતાય છે. વિચારો અને ભાવો ઉધાર લઈને લખનારા બોલનારા માણસોના વાસી ઍહવાડ કરતાં મોટાનાં સભાષણો કે વાતચીતમાં જીવનનો પરિમલ પ્રગટી રહે છે. ગુણ, ભાવના અને કર્મ આ ત્રણેયના સુમેળને પાયામા રાખીને એમનુ જીવનદર્શન વિકાસ પામ્યુ છે. આજનો એમનો સસ્કારપુરુષાર્થ પણ એ જ વિકાસનો ક્રમ છે. ગુજરાત માટે એમને અપાર લાગણી અને પ્રેમ છે. ગુજરાતની જુવાન પ્રજાનાં બહાદુરી અને ખમીરનું પોત ઊંચું આવે અને અ તે એ જાગ્રતિ એમનુ આત્મતેજ નીપજાવે એ અભિલાષા સેવીને આજે આટલા રોગી શરીરે પણ એમણે એક પછી એક વિધાયક કાર્યો ઉપાડવા માંડ્યાં છે.

મોટાનુ શરીર અનેક રોગનું ઘર છે. છતાં એમની પ્રસન્નતા અને નિર્દોષતા એટલા બધા સહજભાવે જીવંત છે કે સામાન્ય દુન્યવી માણસને અચરજ થાય છે. ભગવાન રામકૃષ્ણે આ અત્યંત રોગી દેહ વિષે એક અદ્ભુત વાત કહી છે. પ્રભુ પોતાના ભક્તને, દેહના અસહ્ય રોગ આપીને એને એવુ પુરવાર કરવાની તક આપવાની કરણા કરે છે કે મારો ભક્ત કેવલ દેહ નથી. દેહમા વસતો દેહી છે. આવો અનુભવ કરવાની ઘટના ઘટાવી આપવી એ ભગવાનનો ભક્ત ઉપરનો અનન્ય અનુગ્રહ છે દેહના બધનને તોડીને એને પેલે પાર મુક્તિ પામવાનું વરદાન સત્પુરુષોને જ મળે છે.

મોટાના જુદા જુદા સ્વજનો અને મિત્રોને લખાયેલા પત્રોમાંથી, સાધનાને ઉપયોગી ખિન ગન વસ્તુ એકઠું કરીને કેટલાંક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે. ઉપરાંત એમનાં સ્વતંત્ર પુસ્તકો પણ છે. એમાંથી એમની સાધનાની દૃષ્ટિ નિષ્પન્ન થાય છે. આ પુસ્તકોમા 'તુજ ચરણે' નામની એક નાનીશી ૧૦૮ ગુજરાતી ચરણોની પુસ્તિકા છે. એમાં પહેલાં ૭ ચરણ અર્પણનાં છે. છેલ્લાં ત્રણ કૃતાર્થતાનાં છે. વચ્ચેનાં ૧૦૮ ચરણ "જેવો હઈશ પ્રભુ તું, નવ કોઈ કહેતું !" એવાં આશ્ચર્યોનાં પરમ આશ્ચર્ય ભગવાનની સ્તુતિનાં છે. આ સ્તવનો દ્વારા ભક્તપ્રેમી મોટાએ પોતાની અંતરકથા કહી છે.

એકસો આઠ ચરણોના નીતરતી આ હૃદય-આરતમા આપણી આખી સંસ્કૃતિનુ નવનીત તારવ્યું છે. આદિકાળથી માંડીને આજ સુધીના જીવન ઉપાસકોએ પ્રભુની સ્વરૂપલીલાના જે અનેક સ્વરૂપ નિરૂપ્યાં છે તેમાં એક વાત એક સરખી છે. તે છે પ્રભુના મિલનની, એની અનુભૂતિની. જેમને જેમને આ પરમ સ્વરૂપનો અનુભવ થયો છે, તેમણે જુદું જુદું રૂપ

નીપજ્યુ છે આ અનુભવ પામવાની જુદી જુદી પ્રક્રિયા અને પદ્ધતિ બનાવી છે

" જેવો તને અનુભવ્યો પ્રભુ ઉર જેણે,
તેઓ તને નિજ મને ત્યમ ઓળખે છે
ભાગ્યો ન એક સરખો કદી કોઈને તુ,
એવા પ્રભુ હૃદયથી તુજને નમુ હુ "

રૂપનિર્માણના આવા વિવિધ અને અનેકવિધ વિહારમાંથી સૌનુ સારતત્ત્વ ખેંચી લઈને, એને પોતાના જીવનરસ વડે રસીને આ ચરણોના રમ ણુ સંકીર્તનમા વહા યુ છે મોટાના પ્રભુ રસેન્દ્ર છે રસમા રસરૂપ છે રસનો આત્મા છે એવને એ પ્રભુ જરાય દૂર વસતા નથી

સહજેય દૂર અણુમાત્ર નથી પ્રભુ તુ,
નિત્ય સુધામ નિજ પાસ જ પ્રભુ તુ
જે ગ્રથિ તોડી જ ઇંદ્રિપાસ છે તુ,
એવા પ્રભુ હૃદયથી તુજને નમુ હુ "

માણુસ ઇન્દ્રિયગત ગ્રથિઓ વડે બધાયનો છે એના આત્માની આસપાસ આ ઇન્દ્રિયોએ મામ જીવનની લોખડી ચ નવત્તાનો ઘેરાવો છે આ ગ્રથિઓ તોડી આ લોખડી મામ ઓગાળી એને પ્રેમના રસાયન વડે શુદ્ધ કરીને પછી જો પ્રભુ ચ ણના પારસમણિનો સ્પર્શ થાય તો માણસ નિર્ગ્રન્થ બનીને સુવર્ણનો બની જાય એની મૂળ ધાતુ બ નાઈ જાય ભગવાનનો પરમ પ્રસાદ મળે આ પારસમણિનો પ્રસાદ કોને મળે?

" જો પ્રેમ જો હૃદયમા પ્રગટાવી ઊંડો,
ભાવે અનન્ય પદ જે જઈ ગીચશે તે
તેને દઈશ ચ ણે સ્થળ બેસવા તુ
એવા પ્રભુ હૃદયથી તુજને નમુ હુ "

મોટા મુખ્યત્વે પ્રેમીભક્ત છે. ભગત એમની અટક હતી. એ અટક ઓળગી–વટાવી પ્રેમભક્તિના રસાયન વડે નવો અવતાર પામીને એઓ કૃતાર્થ થયા છે. સ્થૂલ વૃન્દાવન યમુનાતટે છે. ભક્તનું વૃન્દાવન એનુ પોતાનુ હૃદય છે. એ વૃન્દાવનમા એના શ્રી કૃષ્ણનો વાસ છે. આ શ્રી કૃષ્ણનુ અનુસંધાન સાધવા ભક્ત સ્નેહનો, સમર્પણનો સેતુ રચે છે એ સેતુ પાર કરના પહેલા દેહનુ નહી, પણ વાસનામનનુ મૃત્યુ પામી, નવજન્મ ધારણ કરીને એ સેતુને પેલે પાર પહોચી, પ્રભુચરણના પારસમણિને પામે છે.

મે, ૧૯૬૭

## ૩

# અનંત યાત્રિક

વિમલ

થોડા સમય પહેલાં શ્રી વિમલાતાઈ ઠકારનું નાનું શુ પુસ્તક 'On An Eternal Voyage'–'શાશ્વત યાત્રાને માર્ગે' વાંચવાનું બન્યું. પુસ્તક વાંચ્યું તે પહેલાં વિમલાબહેનના ગાઢ પરિચયમાં આવવાનું બન્યું હતું. એટલે એમનાં બીજા બે પુસ્તકો 'Mutation of Mind' અને 'From Hear to Heart' નો સ્વાધ્યાય પણ કર્યો. આ ત્રણે પુસ્તકો વાચ્ય પછી એમના માનસની સમગ્રતાનો સારો મુકાબલો થયો. ગુજરાતમ વિમલાબહેન, વિનોબાના સાથી તરીકે અને સર્વોદયના તેજસ્વી અને વિચારશીલ અગ્રણી તરીકે જાણીતાં છે. છેલ્લા છેલ્લા ગુજરાતમ લોકશાહી ઉપર એમનાં જે વ્યાખ્યાનો થયાં, જુવાન પેઢીને શક્તિ બુદ્ધિને બગાબર સાચી નહેરમાં નાખવાની પ્રવૃત્તિરૂપે જે શિબિરો થયાં તે ઉપરથી એમની તદુરસ્ત અને તટસ્થ પ્રતિભાનો પણ પરિચય થયો છે. છેલ્લે છેલ્લે મુંબઈમાં અને અમદાવાદમાં અભિનવ જીવનદર્શન વિશેનાં એમનાં જે અપૂર્વ પ્રવચનો થયાં તેમણે મારા માનસ ઉપર એક ઊંડી મુદ્રા ઉઠાવી છે. જીવનની કૃતાર્થતા આનંદની ગંગોત્રી પાસે પહોંચવામાં અને ત્યાંથી

આનદગગાના નિર્મળ વારિને નીચે ઉતારી લાવી સમગ્ર જીવનમા સિચીને જિદગીની હરિયાળીને ઉછેરવામા રહેલી છે એ વાત અને વસ્તુને એમણે અનુભૂતિના નનાથુમાથી એટલી સ્પષ્ટ રીતે પ્રગટ કરી હતી કે મારુ અતર ગદ્ગદ્ થઈ ગયુ હતુ એમનાં દર્શનમા અતર્નિષ્ઠા, વિનમ્રતા અને વિશદતા ત્રણેયનો ત્રિવેણીસગમ હતો

વિમલાબહેનને નિકટતાથી નિરખવાનુ અને આત્મીયતાથી પામવાનુ બન્યુ છે સર્વોદયના સત્વનુ અને તત્ત્વનુ એમનુ આમ્લન જીવનરસની સમગ્રતાથી રસાયેલુ છે એ વિદત છે છતા સર્વોદયના પ્રવૃત્તિ અને સગઠનથી એઓ સ્વતત્ર છે એ વાત હવે અપ્રતી નથી એઓ મુક્ત અને મરમી જીવનયાત્રી છે એ વાતની સુગધ પણ એમના આપ્તજનોમા આવી છે છતા એમના સમગ્ર જીવનની સર્વતોમુખી ઓજસ્વી પ્રતિભાના લીલા હજી અજાણી છે એમના જીવનની સહજતા એમની સામાન્યતામા અતર્હિત થયેલી છે એટલે જ પોતાની સામાન્યતાના ઐશ્વર્યને કોઈપણ ભોગે ખોવા એઓ તૈયાર થતા નથી

"ઓન એન ઇટર્નલ વોયેજ"–શાશ્વત યાત્રાને માર્ગે એ નાનીશી પુસ્તિકામા નથ્યનુ નિવેદન છે જીવનના પ્રાચીન રૂપની વિદાય અને નવા રૂપના આગમનનો સકેત છે ઘટનાઓના અનુબધ પૂરતુ જ નિરૂપણ છે અનિવાર્ય હોય એટલુ જ વર્ણન છે

આ સ્વાભાવિકતાને કારણે જીવનનુ ઓજસ, ઘટનાઓની વચ્ચેથી ડોકિયુ કર્યા કરે છે પ્રસગોનો આખો ક્રમ એવી રીતે ગોઠવાયો છે કે પોતે જ પોતાની ગોઠડી કહે છે ઘટના અંશની

બની હોય, તો પણ એની સમગ્રતા અખંડ રહી છે. એ અખં-ડિતતાનું લાવણ્ય એ આખા આત્મનિવેદનની વિશેષતા છે.

તથ્યના આલેખનમાં સન્નિષ્ઠ હોવાથી, શૈલી આપમેળે શીલવંત બની છે. વેધકતા એની આડ નીપજ છે. તથ્યને, કેવળ તથ્યને જોવાની પ્રમાણિક તટસ્થતાની હાજરીથી સત્યને પ્રગટ થવામાં ક્યાંય લજ્જા નથી આવી. આવી જીવનઘટનાને હકી-કતની મર્યાદામાંથી ઉઠાવીને, સત્યના પ્રસાદમાં મુક્ત કરવી એ કવિકર્મ છે. આ મુક્તિ પુનર્વિધાન નથી. જીવનનો અભિનવ આવિર્ભાવ છે.

એટલે જ એ પુસ્તકની કથા બે વ્યક્તિઓની સાધારણ મુલાકાતની વાત નથી રહેતી. બે જણાં જ્યાં એક થાય છે તે એકાન્તમાં જન્મેલી મૈત્રીની એકતાનું કાવ્ય છે. આ કાવ્ય બે માનવો વચ્ચે સરજાયું હોવાથી એમાં, કોઈ એકનું કર્તૃત્વ નથી. એટલે ક્યાંય અહંતાનો દંશ નથી. પ્રેમનો અભિષેક છે.

અધ્યાત્મ અને જીવન વિમલાબહેન માટે બે જુદા પદાર્થ નથી. એકજ સત્યના બે પર્યાય છે. એક વિના બીજાનું અસ્તિ-ત્વ નથી. એવી રીતે સત્ય અને વિજ્ઞાન પણ એક જ તથ્યનાં બે પાસાં છે. સત્યની પાસે વિજ્ઞાનની અનિરુદ્ધ ચોકસાઈ છે. એટલે સત્યના વૈજ્ઞાનિક આકલનને એઓ જીવનની શ્રદ્ધા કહે છે.

સહજ જીવનની લીલા હોય છે. સંસ્કૃત જીવનની કલા હોય છે. લીલા સ્વયંભૂ આવિર્ભાવ છે. કલા બુદ્ધિ કે પ્રજ્ઞાનું નિર્માણ છે. સહજ જીવનની લીલામાં નિજાનંદનો પરિમલ હોય છે. સંસ્કૃત જીવનની કલામાં જીવનનો પરિતોષ હોય છે.

સતૃપ્તિ પણ ત્યા આનદનો આભાસ બને છે આનદ પોતે નહી આનદ એ જીવનની સમગ્રતાનો અનુગ્રહ છે એટલે આનદની ઉપસ્થિતિ એ જ રૂપદનુ વિસર્જન છે નિજાનદની એ જ સહજતા અને એ જ આત્મરતિનો વિલાસ છે

રસો વૈ સ રસનિધિ પ્રભુમા જીવનનુ ઓતપ્રોત થવુ એ જ કૃતાર્થતા આ કૃતાર્થતાનો પ્રસાદ જેને મળે છે તે જીવન અભિનદનનુ અધિકારી છે

ફેબ્રુઆરી, ૧૯૬૮

૪

## જીવન પુરુષ

૧૯૬૭ના ફેબ્રુઆરીનું ખુશનુમા સવાર હતું. સવારે બરાબર નવ વાગે મુંબઈમાં ડુંગરશી રોડ, મલબાર હિલ પર આવેલા પુપુલબહેન જયકરને ત્યાં પહોંચી ગયો. શ્રીકૃષ્ણમૂર્તિની સાથે મારુ પહેલુ મિલન હતું. ઓરડામાં પ્રવેશતાં જ સામેથી નમસ્કારની અંજલિમાં શબ્દો ઝીલાઇ રહ્યાં: Come in please. એક દિવાન પર અમે બન્ને સાથે જ બેઠાં. મે આગલે દિવસે જ પુપુલબહેનને કહ્યુ હતું કે મારે કશા સવાલ પૂછવાના નથી કે કશી સલાહ લેવાની નથી. માત્ર મિલનનો આનંદ જોઈએ છે. પંદર મિનિટ બસ થશે.

સાથે અને સામે બેસતાંની સાથે જ અમારી આંખો મળી. મળીને અનિમેષ બની રહી. તારામૈત્રક! કોણ બોલે? મૌનનું કાવ્ય પથરાયેલું હતું. થોડી પળો આપોઆપ ધ્યાન થઈ ગયું. First sight was insight એવુ થયું. કૃષ્ણજીએ સ્મિત વડે પ્રથમ મૌનને હટાવ્યુ. પછી શબ્દ આવ્યો. શું વાતચીત થઇ, કેમ થઇ અને શાની આપલે થઇ એ બહુ મહત્ત્વનું નથી. લગભગ બોએક મિનિટોમાં જે કંઈ અંદર

થતુ રહ્યું તેનો જ મહિમા છે એ સમયમા જે બન્યુ તે શબ્દોમા ઊતરીને પાખુ બની જવાનો પૂરો સભવ છે શબ્દમા ન સમાય એવી શબ્દપાની એ વાત હતી એટલે પૂર્ણરૂપે કહેનાય તેવી નથી એક વસ્તુ પાછળથી ભાસ અમે જાણે સમયની બહાર હતા સમયની અદર નહી કારણ વખત ક્યા ગયો, કેમ ગયો એની બિનકુલ ગમ પડી નહી

એ એક અનુભૂતિ હતી એ અનુભૂતિમા મારી સમગ્રતા ડૂબી ગઈ હતી બુદ્ધિ, ભાવ, સવેદન સૌ એકીસાથે, એકાગ્રપણે જીવનજળમા સ્નાન કરતા હતા આખોને આખો હુ પ્રેમના અભિષેકથી ભિજાઈ ગયો હતો Totality and Love આ બે શબ્દો કૃષ્ણજીના છે એ બન્નેનુ સાયુજ્ય સાક્ષાત કરીને આનદ આનદ થઈ રહ્યો હતો

બહાર આવ્યો ત્યારે કશુ યાદ નહોતુ. કેવળ મિલનનો આનદ, અણુઅણુમા રમમાણ થઈ રહ્યો હતો માત્ર મસ્તી છવતી હતી એ મસ્તીનો કૈફ ઊતર્યો ત્યારે સાભર્યું કે પોતાની Being અને Becomingની જીવનદષ્ટિ વિષે કૃષ્ણજી કેટલા સાચા હતા એવી ગહનગભીર વાતને એમણે એવી અદ્ભુત સહજતા અને સ ભળાવી મૂકી હતી હોવુ—અહમ્ છુ— એ Being એ અહમ્ પ્રગટ થઈને બાહ્ય વાત કે વ તુમા અટવાઈને મમના બનીને પાછો આવે તે Becoming મમનામાથી સકલ્પ સકલ્પમાથી આવેશ, આવેશમાથી અભિનિવેશ, અભિનિવેશમાથી ગતિ, ગતિમાથી કાર્ય, કાર્ય દ્વારા અહમ્નો નીનાવિ તાર આ જ Becoming થવાની પ્રક્રિયા Beingમા સ્વસ્થાને વસાહત છે સ્વધર્મમા રતિ છે Becomingમા પોતાનુ વતન છોડીને બહાર નીકળી જવાનો

અભિક્રમ છે. પરધર્મનો વિલાસ છે સ્વસ્થાને છીએ ત્યાં સુધી જીવન છે. બહાર નીકળ્યા પછી મૃત્યુ છે. આ મૃત્યુના મિત્ર મનને મારવું એ જ જીવનમુક્તિ છે

મારી દૃષ્ટિમાંથી કૃષ્ણજીની પેલી ઉઘાડી છતાં ધ્યાનસ્થ આંખો ખસી જ નહીં. એ તાદાત્મ્ય સમગ્રમાં વ્યાપ્ત થઈ ગયું. જેટલું જીવાયું તેટલો આપણે કાળનો આહાર કર્યો એણે ગયું એટલું કાળે આપણો કોળિયો કર્યો. જીવન અને મૃત્યુનો આટલો જ ભેદ. આ ભેદ સાક્ષાત કરીને જીવે છે તે વિભૂતિ. આ વિભૂતિનો પુરાવો શો ? એનું પરિણામ શું ? એની નીપજ શી ? વિભૂતિનો પુરાવો જીવન. એનું પરિણામ જીવન એની નીપજ જીવન. પોતે જ પોતાનું સર્વોત્તમ સર્જન. એ જ વિભૂતિનો પ્રસાદ.

મે, ૧૯૬૮

૫

# આત્મવાન બ્રાહ્મણ

ઘણાં વરસોની વાત છે વડોદરામાં કોંગ્રેસ હાઉસની આધારશિલા મૂકવાનો પ્રસંગ હતો કાર્યકરોએ વિનોબાજીને તેડાવ્યા હતા વિનોબાને વડોદરા પ્રત્યે પ્રેમ અને સદ્ભાવ છે એમના જીવનના સારાં વર્ષો વડોદરામાં વીત્યાં છે એ પ્રસંગે એઓ ઘણું વિચારશીલ બોલ્યા હતા પછી અમે એક મિત્રને ત્યાં જમવામાં ભેગા થયા વિનોબાજી ખૂબ વિનોદી છે એમના હાસ્યમાં નરી બાળસહજ નિર્દોષતા છે વાતવાતમાં મેં પૂછ્યું 'આપને જ, ગાંધીજીએ વ્યક્તિગત સત્યાગ્રહ માટે કેમ પસંદ કર્યા ?" એઓ હસી પડ્યા અને પછી જરા ગંભીર થઈ ગયા બોલ્યા "એ મને આખેઆખો ઓળખે એટલે ગાંધીજીની લાક્ષણિકતા એ હતી કે એઓ માણસનો કોઈ અંશ ન જોતા એઓ તો સમગ્ર માણસને પોતાના મૌન અને એકાગ્ર બુદ્ધિ વડે માપી લેતા આખો વિનોબા એમને જચ્યો હશે બાકી આમ વિનોબાને અંશઅંશમાં જુઓ તો ગમે એવો નથી." કહીને પાછા હસી પડ્યા એ હાસ્યમાં કેટલું જાદુ ભર્યું હતું ! આ જીવનમોહિની એમની નીત

રતી હતી ! ત્યારે જ મારા મનમાં વિનોબા વસી ગયા. મૂર્તિમત શુચિતાનું કાવ્ય.

૧૯૫૯માં એવી ધૂન ઊઠી કે વિનોબાજીને જ્યાં હોય ત્યાં મળવું. ખબર મળ્યા કે દાર્જિલિંગ પાસે સિલિગુરીમાં અઠવાડિયામાં પહોંચશે. રેલ્વે કે વિમાનથી જવાય એવું એ જ સ્થળ હતું. એટલે મારા મિત્ર બચુભાઇ ઘીઆ ને હું બને મુંબઇથી વિમાનમાં કલકત્તા, અને કલકત્તાથી બીજા વિમાનમાં સિલિગુરી. વિનોબાજીને આગળથી તાર કર્યો હતો. સિલિગુરીની જાહેર સભા પછી અમે એમના નિવાસસ્થાને મળ્યા. બીજે દિવસે વહેલી સવારે એમની સાથે જવાનું નક્કી કરી લીધું. એ અનુભવ અમૂલ્ય હતો. વાતો તો ઘણી થઇ. વિનોબાની વાણી સોંસરી ઊતરી જાય એવી વેધક. વિચારનું તેજ આત્મનિષ્ઠાથી રસાયેલું, અનુભૂતિથી નિર્મળ બનેલી અભિવ્યંજનામાં જીવનની તાજગી મહેંક્યા કરે.

એક વાત મારા અંતરમાં ઊતરીને એવી વસી ગઇ છે કે તે અવિસ્મરણીય છે. વાતો થતી હતી, વિનોબા આંખો બંધ કરીને, અને ક્યારેક અધમીંચી રાખીને પોતાની વસ્તુ સમજાવ્યે જતા હતા. થોડી વાર શાંતિ રહી. મારાથી પુછાઇ ગયું : "બાબા, હમણાં હમણાં અતિમનસ શબ્દનો તમે ઘણો ઉપયોગ કરો છો. આ ' અતિમનસ ' શબ્દ મૂળ શ્રી અરવિંદનો છે. એમણે એની વ્યાખ્યા અને ભાષ્ય પણ કર્યાં છે. તમે ક્યા સંદર્ભમાં અને કેવા અન્વયમાં વાપરો છો ? શ્રી અરવિંદ જેવો જ તમારો પ્રત્યય છે ? " બાબા શાંતિ રાખીને તરત જ બોલ્યા. એમના અવાજમાં પ્રતીતિનો રણકાર હતો બોલ્યા "જુઓ, એક આંબા પર ઘણી કેરીઓ આવે છે. આંબો

આખો કેરીથી ઝબૂબી રહે છે. સૂર્યનો પ્રકાશ આખા આમ્રા પર પડે છે. પણ એ સેંકડો કેરીઓમાંથી એકાદ કેરી જ શાખ બનીને સૂર્યપ્રકાશના સબંધને સાર્થક કરે છે. એ એક શાખ વાવડ આપે છે કે આખો આંબો વેડવા જેવો થઈ ગયો છે. આમ અતિનમસ એ સૂર્યપ્રકાશ જેવી વસ્તુ છે. બધા જ માણસો પર એ પડે પણ જેનો અંતરગર્ભ પરિપકવ થવાની શકયતાવાળો હોય, તેનામાં રસાઈને એ પરિણામ નીપજાવે. અતિમનસને હું આ રીતે ઓળખું છું." પછી તો ઘણી વાતો થઈ સિલિગુરીથી વિમાન પકડવું હતું એટલે અગિયારેક વાગે એમની આજ્ઞા માગીને ચાલી નીકળ્યા વિમાન ઊડતું હતું. અચાનક નીચે જોયું તો ગંગાનો પ્રવાહ વહેતો હતો

થોડા સમય પછી વિનોબા ગુજરાતની પદયાત્રાએ નીકળ્યા ત્યારે વડોદરા આવ્યા હતા. એ વખતે જાહેરસભા ઉપરાંત ગુજરાતના સાહિત્યકારો અને સરકારી સ્ત્રીપુરુષોની એક મર્યાદિત સભામાં પણ એઓ બોલ્યા હતા. એ વખતે એમને મળવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. આ વખતે અમારે અંગત વાતો તો ઘણી ઓછી થઈ, પણ લાંબો વખત એમની પાસે બેસીને અનેક વાર્તાલાપો સાંભળવાનો લહાવો મળ્યો. વડોદરામાં પહેલી વાર મળ્યા ત્યારે મારા મનમાં જે વિનોબા વસ્યા હતા એ જ વિનોબા આજે વધુ સૂક્ષ્મસ્વરૂપે દેખાય છે.

ગાંધીજીએ એક વખત નહી, અનેક વખત કહ્યું હતું કે "મારું સ્વરાજ્ય એ સ્વયંસ્થાપક સ્વરાજ્ય છે એટલે અંગ્રેજ રાજ્યમાં પણ હું સ્વતંત્ર છું" ગાંધીજી આ રીતે નિશ્ચયાત્મક બુદ્ધિવાળા આત્મનિષ્ઠ મતમેદક મહાપુરુષ તરીકે

આપણા જમાનાની માગ અને પેદાશ રૂપે જીવ્યા અને મૃત્યુ પામ્યા એમની સમગ્ર આંતર પ્રતિભાનું નિયામક બળ આ જ નિશ્ચયાત્મક બુદ્ધિ હતી આ કારણે એઓ જીવ્યા ત્યાં સુધી આપણા દેશના લોકજીવનનું કેન્દ્ર અને મધ્યબિન્દુ બની રહ્યા જાહેર કે વ્યક્તિગત સર્વ જીવનના પ્રવાહો મોટા ભાગે એમના તરફ જ વહેતા રહ્યા સાંત્વના, શાંતિ, સ્નેહ અને શ્રદ્ધા એ સર્વને માટે લોકો એમની પાસે આવતા અને નિરાકરણ મેળવતા એમના શીલ અને શુદ્ધિની નીપજ રૂપે એક એવી શક્તિનું નિર્માણ થયું હતું કે જેની આગળ અનાચાર અને અત્યાચાર ભયભીત બનતા, અને પ્રગટ થતા અચકાતા આ રીતે ગાંધીજી આપણા યુગમાં પ્રગટ થવા મથતા Inner Man–અંતરપુરુષ માટેનું અનુકૂલ અને અનુરૂપ માધ્યમ હતા લોકોમાં ગુપ્ત અને સુપ્ત રૂપે પડેલા સતરૂપનો પોતાનામાં સાક્ષાત્કાર કરીને એને પ્રગટ કરવા મથતા લોકદેવતા હતા

•

ગાંધીજીના અવસાન પછી વિશ્વના વાતાવરણમાં અને વિશેષ રૂપે આપણા દેશના હવામાનમાં સ્વાર્થ, પામરતા અને અનિષ્ઠાનો વિકાસ અને વિહાર એટલો બધો પલ્લવિત બન્યો છે કે ગમે તેવી નિશ્ચયાત્મક બુદ્ધિ પણ જો પૂર્ણરૂપે આત્મનિષ્ઠ ના હોય તો તેને અધુરપ અને અશુદ્ધિનું ગ્રહણ લાગ્યા વિના ન રહે આવી પરિસ્થિતિમાં સ્વાર્થસિદ્ધ ભ્રમિત બુદ્ધિના ધાપણ અને ધમસાણ પ્રબળ રૂપે મચ્યા કરવાના, અને વ્યક્તિગત તથા સામૂહિક જીવન એના ડામમાં રંગદોળાયા વિના બચવાનું નહી

આવી લગભગ નિરાશાજનક અને અસહાય લાગતી પરિસ્થિતિમાં ગાંધીજીમાં જે શક્તિનું નિર્માણ થતું હતું, અને

જે શક્તિ ગાંધીજીનું નિર્માણ કરતી હતી તે જ, શીલ અને શુચિતાની સતશક્તિ વિનોબાજીના જીવનમાં પ્રગટ થવા મથે છે. વિનોબા કેવલ ગીતાભક્ત કે એના વ્યુત્પન્ન વિદ્વાન માત્ર નથી. એઓ ગીતાના મર્મને પોતાના જીવનમા સાક્ષાત્ કરવા મથતા મરમી જીવનયાત્રી છે.

ઉપનિષદ, બ્રહ્મસૂત્ર અને ગીતા એ પ્રસ્થાનત્રયીનો આધાર લઈને કે પોતાના દર્શનનું પગેરું એ પ્રસ્થાનત્રયીમાં બતાવનાર કોઈ અભિનવ દર્શનકાર વિનોબાજી નથી. એઓ આચાર્ય છે, પણ આ પરંપરાગત અર્થમાં નહી. એમણે કોઈ સંપ્રદાય ચલાવ્યો નથી. કોઈ ધર્મપંથ સ્થાપ્યો નથી. એઓ સદાચરણ માટે જીવનયજ્ઞ માંડી બેઠેલા આપણા યુગયાજ્ઞિક છે. ગીતાના બીજા અધ્યાયમાં જે વ્યવસાયાત્મિકા બુદ્ધિની પ્રતિષ્ઠા કરવામાં આવી છે, તે જ આત્મનિષ્ઠ નિશ્ચયાત્મક બુદ્ધિ વડે જેમની પ્રજ્ઞા પ્રભાવિત થતી રહે છે એવા વિનોબા માત્ર આપણું આશ્વાસન નથી; યુગનો આશીર્વાદ પણ છે.

એટલે ગાંધીજી જેમ આપણા જમાનાના સમયની માગ અને પેદાશ હતા, તે જ પ્રમાણે વિનોબા પણ એની જ નીપજ છે. ગાંધીજીની જેમ વિનોબા પણ લોકોમાં અજાણી રહેલી આત્મશક્તિના સંશોધક અને સંવાહક છે. લોકશક્તિ એમની પ્રેરણા છે. લોકદેવતાની આરાધના અને એનું અભિધ્યાન એમનું તપ છે. કેવલ ઈશ્વરને અર્પણ કરાયેલી બુદ્ધિથી ફળની ઈચ્છારહિત કર્મ કરવા એ વ્યવસાયાત્મિકા બુદ્ધિ જ એમની શક્તિ છે. વ્યક્તિમાં વિરાટ વસે છે એ એમની શ્રદ્ધા છે. આ

વિરાટને સાક્ષાત્ કરીને સમષ્ટિ સાથે એનું અનુસંધાન કરવું એ એમનું જીવનવ્રત છે, જીવનસાધના છે.

જ્યારે જ્યારે એમના સાનિધ્યમાં રહેવાનો લાભ મળ્યો છે, એમના અંતરાત્માનો સમાગમ થયો છે, ત્યારે એવો આશ્વાસક અનુભવ થયો છે કે વિનોબા ગીતાના સાચા અર્થમાં આત્મવાન્ બ્રાહ્મણ છે.

૨૦, ઓગષ્ટ, ૧૯૬૪

૬

# સરલતાનો પ્રસાદ

૨૬૯૨ .

મેઘાણીભાઈના "માણસાઈના દીવા" પ્રસિદ્ધ થઈ ગયા હતા. એક નાના શા મિત્રમંડળમાં મેઘાણીભાઈ પોતાના એ પુસ્તકનું વસ્તુ કેવી રીતે રવિશંકર મહારાજ પાસેથી મળ્યું અને એ દ્વારા મહારાજના અંતરની ઓળખાણ પણ એમને શી રીતે થઈ એની વાત પોતાની રંગદર્શી અને રમ્ય વાણીમાં કહેતા હતા. વિચિત્રતા એવી હતી કે એ મંડળીમાં ખુદ મહારાજ પોતે હાજર હતા. મેઘાણીભાઈ ત્યારે જરાક લાંબું બોલ્યા હતા. પોતાની કૃતજ્ઞતા અને કૃતાર્થતા વિષે એઓ ગદ્‌ગદ્ થઈ ગયા હતા. શ્રોતાઓના ચિત્ત પર એની ઊંડી અસર થઈ હતી. સૌ શાંત હતા. સૌ મૌન હતા. એ મૌનને મહારાજની કોમળ વાણીએ જરાક આસ્તેથી હલાવ્યું. મહારાજની વાણીમાં અકૃત્રિમ પ્રવાહ છે. વાતચીતની એમની સહજ શૈલી છે. એમના વિચારો, આચરણના અમી વડે સિંચાયેલા હોય છે. એટલે એમની વેધકતા આરપાર નીકળી જાય એવી ધારદાર હોય છે. દૃષ્ટિ એમની પારદર્શક હોય છે. એમણે કહ્યાનું સાંભરે છે. "મેઘાણી તો મોટા સાહિત્યકાર છે. બહુ મોટા કલાકાર છે. આ હું તો ભટકતો બ્રાહ્મણ. બહુ

બહુ તો ધારાળા બારૈયાનો ગોર. અભણ માણસ. ગાંધીજીનો માથે હાથ ફર્યો. આ જીવતર વિષે કંઈક સમજણ પડવા માંડી. થયું, ગાંધીજીની વાત સાચી છે. પ્રેમના શક્તિ પારાવાર છે. એને જો બરાબર યોગ્ય ઠેકાણે વાપરવામાં આવે તો ધાર્યું પરિણામ લાવે. આ, આવી શ્રદ્ધા બેઠી.

"અમારા ધારાળા બારૈયાના ધંધો ચોરીનો ને લૂંટનો. અને એની એમને લાજશરમ નહીં. પોતાના ધંધામાં એક્કા. ગમે તેવી કાબેલ પોલિસને પાણી પીવડાવે. આ, એવા અભણ હથિયાર માણસો સાથે મારે પાલો પડેલો. હું કહું, અલ્યા, શીદને ભગવાનને રંજાડો છો. શીદને એનો ગુનો કરો છો? પરમેવાના રોટલા ખાવને! આ ચોરીલૂટથી આબરૂ જાય એ, વાત બાજુએ મૂકો, તોય તમારાં હૈયાં મેલાં થાય છે. બુદ્ધિ પર અનિષ્ટનો કાટ ચઢે છે, તો ય મારા બેટા માને નહીં. પછી બાપુના પ્રેમની બુટ્ટી મેં તો માંડી વાપરવા. એમને ઘેર જઈને મહેમાન રહું પણ એમના પ્રન્ન ખાઉં નહીં. એમને ઘેર સૂઈ જાઉં પણ ઊંઘું નહીં ને રાત્રે ભગવાનના જાપ કર્યા કરું. એમના કલ્યાણની ભાવના. આ પ્રેમ અને સદ્‌ભાવનાથી મારા બેટા કંઈક પલળ્યા. એક ઠેકાણે આમ તો કબૂલત આપી કે મહારાજ તમારા પગના સોગન. ચોરી આજથી બંધ અને આમ એક પછી બીજો અને બીજા પછી ત્રીજો પાણીથી પલળવા માંડ્યા. પલળ્યાં એટલે જીવતરમાં થોડો ભેજ થયો. કઠોરતા ઓગળી અને માંડ્યા પલટાવા. આ આમ વાત બની. મેં તો કશું કર્યું નથી. હા, પ્રેમ કર્યો એ વાત સાચી. પ્રેમની ખેતી કરવાનું તો બાપુએ શીખવાડ્યું છે. જો આવડે, જો સમજીએ તેનું જીવનમાં આચરણ કરીએ તો શક્તિ વધે છે. શુદ્ધિ વધે છે.

"સમજણ વધે જો આચરણ ના થાય તો મહાભારતમા દુર્યોધન જેવી ગતિ થાય ધર્મ સમજુ છુ પણ આચરતો નથી અધર્મ સમજુ છુ પણ મૂકતો નથી દુર્યોધનને ભગવાન પછી લાભુ જીવવા દેતા નથી ભગવાન તો અર્જુનથી પ્રસન્ન થાય છે આવડે તેનુ આચરણ કરવાની આખી વાત એટને કૃષ્ણભગવાનની ગીતા એ એક ચોપડી આખી જિંદગી માટે પૂરતી છે જનમનો બ્રાહ્મણ છુ એને ગીતાનો પ્રેમી છુ. આ તમે જોયુ એનુ બધુ મારાથી થયુ હોત તો, તેની આપણને ગમ નથી ભગવાને જે કર્યું તે સારુ કર્યું આ તમારી ચોપડી લખાઈ લોકો વાચશે ને સુખી થશે મેધાણીભાઈએ સારી ચોપડી લખી છે વાત બની છે તેના કરતા સારી રીતે લખાઈ છે આ એજ સાહિત્ય બહુ સારુ થયુ કે આ ચોપડી હવે લોકોમા ફરતી થશે બહુ આનદ થયો"

આ વાણી મારી સ્મૃતિમાથી સેરવી લીધી છે એટલે એના શબ્દોમા ફેરફાર થાય એ સ્વાભાવિક છે પરતુ મહારાજના વાણીનો સારગર્ભ એ જ લીધો છે એનો આખો સૂર બદલવા દીધો નથી મહારાજના લાબા સમાગમને લીધે એમના વાણીની લઢણ એમનો અવાજ, એમની કહેવાની રીત અને જે કઈ કહેવુ છે તેની વિશદના ભૂલ્યા ભૂલાય એવા નથી તેમાય જેવો જીવનમા, તેવો જ એમની વાણીમા એક અકૃત્રિમ સરળતાનો પ્રસાદ છે એનો સુગધ તો જમણે એક વખત ધ્યાનપૂર્વક અને સહૃદયતાથી માણી છે તેમને માટે એ જીવનની મૂડી બની જાય તેવી એની આત્મલીનતા છે

એક વખત મહારાજ વડોદરા તાલુકાની પદયાત્રા પૂરી કરીને વડોદરા શહેરમા આવતા હતા વડોદરાના રેસકોર્સના ચકર ઉપરના ચોતરા ઉપર પ્રાર્થના કરીશુ, એવો અમારે મનસૂબો

હતો. અમે ત્રણચાર જણાં હતાં. મહારાજ આવ્યા. સાથે બે સાથીદારો હતા. અમે એમનું સ્વાગત કર્યું. સાતેક જણાં અમે ચોતરા પર બેઠા ને પ્રાર્થના કરી. એ આખાય પ્રસંગમાંથી મહારાજના જીવનની, એમની ચારિત્ર્યશીલતાની, સાદાઈની જે મહેક ઊઠી તેનાથી તરબતર થઇ જવાયું. મોટા મોટા ભાષણો અને સભાઓ, એ શાંત, સન્નિષ્ઠાવંત પ્રાર્થના આગળ નિસ્તેજ લાગે. એની કંઈ વિસાત નહીં.

વડોદરા મ્યુનિસિપાલિટી તરફથી દર વર્ષે ગાંધીનગર ગૃહમાં ગાંધીવ્યાખ્યાનો થાય છે. એમાં જયપ્રકાશ, રામચંદ્રન, નવકૃષ્ણ ચૌધરી, રાવસાહેબ પટવર્ધન જેવા ગાંધીનિષ્ઠ માણસોના વ્યાખ્યાન સાંભળ્યા છે. મહારાજના બે વ્યાખ્યાનો પણ એક વર્ષ ગાંધીજી ઉપર થયાં હતાં. વ્યાખ્યાનની જરાય છટા નહીં, એના ક્યાંય રોમાન્સ નહીં, વાક્પટુતાનું નામનિશાન નહીં. વાતચીતની સ્વાભાવિક શૈલીમાં, એમના સુકુમાર અવાજે કલાક સુધી અવિરત રીતે એમણે પોતાના જીવનમાં ગાંધીજીએ શું મૂક્યું, તેનો મહારાજની જિંદગીમાં કેવો આચારવ્યવહાર થયો એ વાત, જુદાજુદા પ્રસંગો, ઘટનાઓ અને અનુભવો દ્વારા તદ્દન સહજભાવે અને છતાં અસરકારક રીતે એમણે મૂકી એ વખતે પણ "જે જીવનમાં તે જ વિચારવાણીમાં" એ ગાંધીસૂત્ર ચરિતાર્થ થયેલું લાગતું હતું.

ચોમાસાના બે મહિના અનુકૂલ હોય તો મહારાજ વડોદરામાં ગાળે છે, ત્યારે એમનો મહાભારતનો સ્વાધ્યાય અચૂક ચાલે. રોજ સાંજે ફરવા નીકળે. મહારાજ ચાલવાના નિષ્ણાત છે એટલું જ નહીં ચાલવાના શોખીન કલાકાર છે. અમે બે

પતિપત્ની એક વખત એક સાંજે સાથે ચાલવા નીકળ્યા. સાવિત્રી તો બિચારી મહારાજની ચાલ સાથે ગતિ સાધવા ક્યારેક થોડુ દોડી લ્યે. ચાલતા ચાલતાં મહારાજની વાતો ચાલતી હોય. તે સાંજે એમણે ઘણી વાતો કરી. પણ અમે છૂટા પડ્યા ત્યારે છેલ્લુ વાક્ય કહ્યુ તે હજી સ્મરણમા છે "હુ ચાલુ છુ ત્યારે મારા વિચારો ય ચાલે છે ચાલતો માણસ કદી કોઈ રીતે ભૂખે ના મરે."

મહારાજ એક વર્ષે ગઢવાલ અને કુમાઉનના પહાડોની પદયાત્રાએ આવ્યા હતા સાથે થોડો વખત સ્વામી આનદ હતા. ઘણો સમય કૌસાની આશ્રમવાળા સરલાબ્હેન હતા મહારાજ હિમાલયની યાત્રાથી પ્રસન્ન હતા. એક દિવસે નમતા બપોરે પનવનૌલાથી એક માઇલમા એક હજાર ફુટ ચઢીને મહારાજ મીરતોલા આવ્યા. મંદિરમાં રાધાકૃષ્ણના દર્શન કર્યાં. પછી એત્રણ કલાક શ્રી કૃષ્ણપ્રેમ અને શ્રી માધવઆશિષ મહારાજ સાથે પેટ ભરીને વાતો કરી મીરતોલાનુ છેલ્લુ આકરુ ચઢાણુ ચઢીને મહારાજને જરા શ્વાસ ભરાઈ ગયો. શ્રીકૃષ્ણપ્રેમે સ્નેહથી પૂછ્યુ. "આવતાં શ્વાસ ભરાઇ આવ્યો નહી ! છેલ્લુ ચઢાણુ જરાક અઘરુ છે." મહારાજે સહજ સરલ ભાવે કહ્યુ. "સાથે સાથે પ્રાણાયામ પણ થઈ ગયો. જીવનમાં કશુ નિષ્ફળ નથી જતુ." મહારાજની મીરતોલાની એ મુલાકાત, સાચા સન્યાસીઓ અને સાચા બ્રાહ્મણુનુ એ અપુર્વ મિલન મારા અંતરમા એક જીવનછબી તરીકે એવુ આબાદ ઊતર્યુ છે કે ભૂલ્યુ ભૂલાય એમ નથી. જ્યારે અમે મળીએ છીએ ત્યારે મહારાજ પણ મીરતોલાની મુલાકાત યાદ કર્યા વિના રહેતા નથી.

મહારાજને પહેલ વહેલા ક્યારે મળ્યો તે બરાબર યાદ નથી. પણ એવું ઝાંખુ સ્મરણ છે કે એક વખત આણદમાં

કુશલાલના મોહનલાલ કામેશ્વર પંડ્યા, જેઓ 'ડુંગળીચોર'ને નામે ગુજરાતમાં ઓળખાતા તેમની સાથે મહારાજને મળવાનું બન્યું હતું તે વખતે એક બીજા સદ્ગત સ્નેહી શામળભાઈ પટેલ પણ હાજર હતા કદાચ એ ૧૯૨૧–૨૨ની સાલ હોય તો હોય ત્યારથી આજ સુધી મહારાજનો આત્મીય સંબંધ ચાલતો ને જીવતો રહ્યો છે ગાંધીજીએ આખા દેશમાં, અનેક ક્ષેત્રોમાં અનેક માણસોને રોપ્યા, ઉછેર્યા, વિકસાવ્યા અને સ્વાતંત્ર્યની સાધનામાં એમનો વિનિયોગ કર્યો ગુજરાતમાં એમની છાયામાં અને એમના પડછાયામાં અનેક માણસો નવજન્મ પામ્યા એ સૌમાં રવિશંકર મહારાજનું જીવન અપૂર્વ છે, અજોડ છે પોતાના જીવનનું કણેકણ, અણુએ અણુ અને લોહીબિંદુએ બિંદુ જેમણે પરમાર્થમાં વાપર્યું છે અને છતાં જેનો કોઈ દિવસ દેખાડો નથી કર્યો એવા રવિશંકર મહારાજની નિર્વ્યાજ સજ્જનતા સત્ત્વગુણ જેવી પાવક છે ગુજરાત એમના વડે ઊજળું છે

મે, ૧૯૬૮

૭

# અંતરનિષ્ઠ વારકરી

કેટલીક વખતે એવું બને છે કે, આપણે કોઈ મહાન વિભૂતિ કે સતપુરુષ વિષે ઘણું ઘણું સાંભળ્યું હોય અને પછી આપણે એમને મળીએ ત્યારે એ વ્યક્તિ આપણી અપેક્ષા કે કલ્પના કરતાં તદ્દન જુદી જ નીકળે; ત્યારે વળી ક્યારેક એવું પણ થાય કે, સાંભળેલી વાતો એટલી બધી આપણી પોતાની આત્મીય લાગે કે જ્યારે આપણે એ માણસને મળીએ ત્યારે જાણે આપણે એમને ઓળખીએ છીએ, એ આપણી ધારણાની જ વ્યક્તિ છે, એવી સહજ લાગણી થાય. સતકવિ તુકડોજી મહારાજ વિષે એટલી બધી નિકટતાની વાતો સાંભળી હતી અને એમની સાથે પરોક્ષ સ્વરૂપે એવી એક એકતાની લાગણી જામી હતી કે જ્યારે એમને મળવાનું બન્યું ત્યારે જરાય અજાણ્યું ન લાગ્યું, ઊલટો એવો ઊંડો ભાવ થયો કે એમને હું ઘણા સમયથી ઓળખું છું.

હમણાં ફેબ્રુઆરીની ૧૬મી તારીખે અકોલા જવાનું બન્યું હતું. શ્રી વિમલાબહેન ઠકાર સાથે એમના માતાપિતાને મળવા જવાનું બન્યું હતું. વિમલાબહેન લાંબો સમય તુકડોજી મહા-

રાજ સાથે સંકળાયેલાં હતાં એટલે અકોલાથી અમરાવતી થઈને મહારાજના મોઝરીના ગુરુકુંજ આશ્રમમાં એમના દર્શને જવાનો લાભ મળી ગયો. વિમલાતાઈ સાથે ૧૭મીએ સાંજે સાત વાગે મોટર મારફત ગુરુકુંજ આશ્રમ પહોંચી ગયાં. મહારાજ તે દિવસે સંતકવિ તુકારામની જન્મબીજ હોવાને કારણે એમના જન્મસ્થાન દેહુમાં ઉત્સવના કાર્યમાં રોકાયા હતા. ૧૮મીએ સવારે આશ્રમમાં આવી પહોંચ્યા. હમણાં એઓ આશ્રમથી થોડેક દૂર એક ટેકરી ઉપર ગુફા જેવા બંધાયેલા બે ઓરડામાં રહે છે. અમે નવેક વાગે એમના દર્શને ગયાં. વિમલાતાઈ ઉપર મહારાજનો સહજ વાત્સલ્યભાવ છે. એટલે એ આત્મસંબંધમાં સ્નેહના અમૃતની ઉષ્મા અને ગૌરવ હોય તે તદ્દન સ્વાભાવિક છે. આ બધાં કારણોને લઈ મને પણ મહારાજનું પ્રથમ દર્શન સહજ અને આત્મીય લાગ્યું.

સ્નાનથી પરવારીને એમણે સવારની પ્રાર્થના અને ત્યાર પછી થોડુંક ધ્યાન કર્યું. અમને એમાં સામેલ કર્યો, પ્રસાદ આપ્યો અને કુશળ સમાચાર પૂછ્યા. પછી તરતના જ રચેલાં બે ભજનો એકતારા અને કરતાલ સાથે સૂર બેસાડીને ગાઈ સંભળાવ્યાં. એ ભજનો વિષે એમની ઉપમા પણ સરસ હતી. એમણે કહ્યું કે આ તો તાજી બનાવેલી ગરમગરમ રોટલી છે. તમને એમાંથી તાજગીની નરવી સુગંધ આવશે. આગલા દિવસના પરિશ્રમ અને જાગરણને કારણે મહારાજના કંઠમાં કંઈક શિથિલતા હતી. પરંતુ એના રણકારની બુલંદી છાની નહોતી રહેતી. પછી તો ખૂબ નિકટતાથી વાતચીત થઈ. વાતોનો કશો ક્રમ નહોતો. સહજભાવે વાતો થતી હતી. પણ એમાં એમના અંતરાત્માનું ઓજસ અને એમના હૃદયની સૌરભ પ્રગટ થતાં હતાં. ક્યાંય વિવેકજન્ય વ્યવહાર કે વર્તનની કૃત્રિમતા ન મળે.

અંતઃકરણના ઊંડાણમાંથી નીપજતો સહજ શબ્દ, વ્યવહાર અને વર્તનની નરી સ્વાભાવિકતામાં એવો રસળતો કે આપણને સ્નેહની ભીનાશ સતત લાગ્યા કરે અને આનંદની ધારા વહ્યા કરે.

તુકડોજી મહારાજ માટીમાંથી બનેલા માનવી છે. તદ્દન અભણ, કોઈ પ્રકારનું શિક્ષણ જ એમને મળ્યું નથી. છતાં જીવન જીવવાનું એમનું દાક્ષિણ્ય અને જીવનનું સમગ્ર દર્શન એમના વ્યક્તિત્વને એવી અદ્ભુત સહજતાથી રસ્યા કરે છે કે જીવનની અખિલાઈ આપમેળે વાણી, વિચાર અને આચારના ત્રિવેણી સંગમ રૂપે સંવાદ સાધીને આવિર્ભૂત થાય છે. સંતવાણી એ જીવનનો પ્રસાદ છે. આ પ્રસાદનો પરિમલ જ્યારે સહજતાથી પ્રગટ થાય છે ત્યારે આપણાં અંતર અને અંતરાત્મા આનંદથી તરબતર થઈ રહે છે. બહારના અને અંદરના જીવનમાં જીવતો સંવાદ, રસળતી એકતા અને ફૂટું ફૂટું થતો આહ્લાદ અનુભવીને આપણે જાણે ધન્યતાનો ઊંડો ભાવ અનુભવી રહીએ છીએ.

બપોરે આશ્રમમાં પ્રભાતાઈ દેશમુખને ત્યાં મહારાજની સાથે ભોજનનો લાભ મળ્યો. એમની વાણીનો પ્રસાદ પણ સાથે સાથેજ પ્રગટતો રહ્યો હોવાને કારણે ભોજન પણ પ્રભુનો પ્રસાદ જ લાગ્યો. તુકડોજી મહારાજની ખંજરી વિશે અનેક કથાઓ સાંભળી હતી. એના લય અને છંદ વિશે વિમલાતાઈએ પણ ઘણા પ્રસંગો કહ્યા હતા. એટલે ભોજન પછી મેં મહારાજને વિનંતિ કરી કે એમની ખંજરી સાંભળવાની ઉત્કટ ઇચ્છા છે. તદ્દન સહજ વાત્સલ્યથી એમણે હા પાડી અને સાડાપાંચ વાગે આશ્રમના સભાગૃહમાં ભજન પછી

કાર્યક્રમની ગોઠવણ કરવાની સર્વાધિકારીને આજ્ઞા કરી ભોજન પછી મહારાજ આરામ કરવા ચાલ્યા ગયા. પોતે સાડાચારે આવશે. એનો કાર્યક્રમ પહેલાં મળશે એમ કહેતા ગયા. અમે પણ અમારે ઉતારે ગયાં. વિમલાતાઈ અને મને બન્નેને મહારાજની ઈચ્છાથી આશ્રમના ધ્યાનગૃહમાં નિવાસ આપવામાં આવ્યો હતો. ટેકરી પરના વાસમાં જતાં પહેલા મહારાજ જે ઓરડામાં રહેતા હતા ત્યાં જ અમને પણ રાખવામા આવ્યાં હતાં. મહારાજ અને વિમલાતાઈ જે ગુફામાં ધ્યાનમાં બેસતાં હતાં ત્યાં ધ્યાન કરવાની પણ મહારાજે સહજ ભાવે ઈચ્છા પ્રગટ કરી હતી. એ નિવાસના વાતાવરણમાં આંતર જીવનનાં સ્પંદનો જીવતાં હતાં. એક રાત અને આખો દિવસ ત્યાં જીવવામાં અપૂર્વ આનંદ આવ્યો.

સાંજે સાડાપાંચના ભજનના કાર્યક્રમમા આવવા માટે મહારાજ સવારની યોજના પ્રમાણે સાડાચારે આવીને પંચવટીમાં બેઠા હતા. અમે મળ્યાં. ત્યા મે કહ્યુ કે, આગલી રાતે પંચવટીમાં જે વારકરી સંકીર્તન થતું હતુ તેણે મારા ચિત્ત પર ઊંડી મુદ્રા ઉઠાવી હતી. મહારાજે કહ્યુ કે સાચા વારકરી સંકીર્તનની ધારા માણવી હોય તો કાર્તિકી પુનમે આળંદીથી નીકળીને જ્ઞાનેશ્વરની પાલખી પંઢરપુર જાય છે તેમાં સામેલ થવુ જોઈએ. એ યાત્રામાં વિઠ્ઠલ વિઠ્ઠલના નામસ્મરણનો જે અદ્ભુત ધ્વનિ ઊઠે છે, અને એમાંથી જે લય પ્રગટ થાય છે તેમાં નહાવુ અને જીવવું એ પણ જીવનનો એક મહામૂલો લહાવો છે દેહુના તુકારામ બીજના ઉત્સવ વિષે, તુકારામજીવન વિષે મહારાજે કેટલીક સરસ વાત કરી. સાડા પાંચ થવા આવ્યા હતા. એટલે અમે સભાગૃહમાં ગયાં. ભજન શરૂ થાય તે પહેલાં વિમલાતાઈનું

નાનુ પણ સુંદર ભાવમયું પ્રવચન થયુ. પછી મહારાજ પોતે સ્નેહના ગદ્‌ગદભાવથી બોલ્યા. થોડીક વાતિ છવાઇ ગઈ ત્યા તો મહારાજની ખજરીની પ્રથમ થાપથી વાતાવરણ જાગી ગયુ.

મહારાજની પાછળ એટલે કે માઈકની પાછળ ભજન મડળીનો પૂરો ઠાઠ હતો. સમગ્ર સાજ અને સગતથી મહારાજ ઘેરાઈને બેઠા હતા હારમોનિયમ, તબલા અને છ મઝીરા કરતાલના વાદકો તત્પર થઈને વાટ જોતા હતા. મહારાજે ખજરી પર થાપ મારી ત્યા માઈક ધણધણી ઊઠયુ. સગત કરનારા સાવધાન થઈ ગયા. મહારાજના કઠમાથી ભજનનો શબ્દ સૂરમા લપેટાઈને બહાર પડયો ત્યા જ સૂર અને શબ્દ બન્નેને તાલવધે ઊચકી લીધા. લગભગ એક સવા કલાક ભજનની રમઝટ ચાલી. હજારેક શ્રોતાજનો અદ્‌ભુત શાતિથી સાભળતા હતા. વચ્ચે વચ્ચે જયારે મહારાજ ખજરી વગાડતા હતા ત્યારે લયના સ્પદનોથી વાતાવરણ ભરાઈ જતુ હતું. આ ખજરીનુ વાદન મારે માટે સાવ નવો અનુભવ હતો. પચાસેક વરસ પહેલાં ખજરી સાભળ્યાનુ યાદ છે પણ એની અસર વિષે મારી પાસે કોઈ સ્મૃતિ નહોતી. મહારાજની ખજરી સાભળીને રોમાચ ઊભા થઈ ગયા. સમગ્ર દેહમાંથી ધ્રુજારી ઊઠીને પાછી શમી ગઈ છદનો એવી રમણા ત્રિલાળી, લયના લાવણ્યનો એવો અનન્ય વિહાર દેખ્યો, અને વાદન મનો એવો અપૂર્વ સવાદ શ્રુતિએ સાભળ્યો કે અતરમા ગદ્‌ગદ થઈ જવાયુ. આખું અસ્તિત્વ જાણે જીવનજળમા તરબતર થઈ રહ્યું. ભજનો શમ્યા ને મહારાજે જયારે "હરી નો દરબાર ભર્યો રહે" એવી ઘોષણા કરી ત્યારે પણ જાણે એ ઘોષ સગીત અને લયના આકાશમા ઘૂમરી ખાતો હતો. ભજન સમારભ પૂરો થયો ત્યારે હજી રહીને કાનમા ખજરી વાગતી હતી.

આ ખંજરીના જાદુ વિષે એક કથા સાંભળીને ઘણો આનંદ થયો. રઝાકારના ત્રાસના દિવસો હતા. નિઝામના રાજ્યમાંથી રઝાકારો આવીને સામેની હદના ગામડાંઓમાંથી સ્ત્રીઓને ઉપાડી જતા. એમનું શીલ ભ્રષ્ટ કરતા. અને એમ અનેક જાતનો ત્રાસ ગુજારતા. એવા સમયે ગામલોકોને આશ્વાસન અને હિંમત આપવા મહારાજ પોતાની ભજનમંડળી સાથે એ ગામોનો પ્રવાસ કરતા હતા. એક વખતનો પ્રવાસ ચાલતો હતો. બળદગાડીઓમાં પ્રવાસીઓ જતાં હતાં. અચાનક લુટારુઓની ત્રાડ પડી. આ હાક સાંભળીને મહારાજ ઊતરી પડ્યા. ગાડીઓને રોકવાની આજ્ઞા કરી. સામે લુટારુઓ ગાડીઓ ઘેરીને ઊભા હતા. મહારાજે ભજન મંડળીને એક વૃક્ષ નીચે એકત્ર થવાની આજ્ઞા કરી. તરત જ ખંજરીના લયે વાતાવરણને ભરી દીધું. ભજનની રમઝટ શરૂ થઈ. લુટારુઓ પણ આવીને ભજન મંડળીમાં સામેલ થયા. ભજન પૂરું થતાં જ લુટારુઓનો આગેવાન આવીને મહારાજને ચરણે બેઠો. વાતો પૂછી. તુકડોજી મહારાજનું નામ ન સાંભળ્યું હોય એવો કોઈ વિદર્ભવાસી નહોતો. લુટારુઓની વિનંતિથી મહારાજે બીજાં ભજનો ગાયાં. પરિણામ એ આવ્યું કે લુટારુઓ મહારાજની મંડળી સાથે પ્રવાસમાં જોડાયા. લુટારુઓનો આગેવાન મહારાજની આજ્ઞા લઈને આશ્રમમાં આવ્યો. આજે એ આશ્રમનો એક મુખ્ય કાર્યકર્તા બનીને પોતાની સેવા આપે છે. રૂપાન્તરની આ કથા જેટલી મોહક અને આકર્ષક છે તેટલીજ મહારાજની આંતરદૈવતની દ્યોતક છે. આશ્રમમાં એ વૃદ્ધ પુરુષને સાદા સહજ ખાદીના પોષાકમાં જોયા ત્યારે એમની નમ્રતાથી હું આપોઆપ પ્રભાવિત થઈ ગયો. અમારી સાથે જમવામાં પણ એમણે ભાગ

લીધો અને અમને અંતિમ વિદાય આપતાં એમના અંતરમાં જે પ્રેમનો ફુવારો ઊડયો એ દેવદુર્લભ દશ્ય હતું.

મહારાજની ચરણરજ લઇને અમે ૧૮મીએ રાત્રે એમની જ મોટરમાં અમરાવતી થઇને બરનેરા જંક્શન આવ્યાં ને ત્યાંથી રાત્રે કલકત્તા મેઇલ પકડીને ૧૯મી એ સવારે અગિયાર વાગ્યે મુંબઈ પહોંચ્યા. પંઢરપુરના વારકરીઓ વિશે, એમના સંકીર્તન વિશે અને પંઢરપુરની યાત્રા વિશે અનેક વાતો વિમલાતાઇ પાસેથી સાંભળી હતી. પંઢરપુરના મેળામાં દિવસે બે અઢી લાખ માણસોની સભામાં મહારાજના અદ્દભુત ભજનોની રંગદર્શી વાતો વિશે પણ જાણતો હતો, પરંતુ સંતકવિ તુકારામની જીવન પરંપરામાં પ્રેમભક્તિની રસગંગામાં જીવતા, આજના સમયના શીલવંત વારકરી તુકડોજી મહારાજના દર્શન અને સમાગમનો લહાવો મેળવીને જીવન કૃતાર્થ થયું. મારી પંઢરપુરની અર્ધી યાત્રા સાર્થક ગઇ. વિઠ્ઠલના સાચા ભક્તને મળીને પ્રસન્ન પ્રસન્ન થઈ જવાયું. હવે વિઠ્ઠલને પોતાને તો પંઢરપુરમાં જ્યારે મળવાનું થાય ત્યારે ખરું ! પણ અમારા અંતરમાં આ મુલાકાતે વિઠ્ઠલ વિઠ્ઠલનો નાદ ગુંજતો કરી દીધો. એમ લાગ્યું કે જાણે પંઢરપુર અંદર આવીને બેઠું.

માર્ચ, ૧૯૬૮

## ૮

# સુરતિના શિલ્પી

સંગીત અંતરકલા છે. કંઠ દ્વારા અને સૂર દ્વારા એ પ્રગટ થાય છે એ વાત સાચી, પણ એના સ્વરૂપમાં અંતરાત્માના આનંદનો ઉન્મેષ હોય છે. ભારતીય સંગીતધારાની ઉપાસના એ રીતે આંતર સમાગમનો કીમિયો છે. આનો અપૂર્વ સાક્ષાત્કાર હમણાં જ એક રાતે અમદાવાદમાં સિતારની મહેફિલમાં થયો. કલાકાર હતા ભાઈ ગુલામહુસેનખાં. બે ત્રણ વખત પહેલાં પણ એમને સાંભળ્યા હતા. તે સમયે પણ રાગરાગિણીના માધ્યમ મારફત જીવનના ભાવ-સ્વરૂપોની નીપજ કરવાની એમની સર્ગશક્તિનો પરિચય થયો હતો. પરંતુ એ રાત્રે તો એમની એ અનન્ય તાકાતનો અને એમના આંતર દર્શનનો આનંદજનક અનુભવ થયો.

ઝીંઝોટી રાગિણીનું જીવન કેવળ શાંત શૃંગારનું છે. એના સ્વસ્થ અને સુધીર આલાપમાં એમણે ધૃતિહીન વાસક-સજ્જાનું વિશદ સ્વરૂપ પ્રતિષ્ઠિત કર્યું. વાસકસજ્જા નાયિકામાં આગમનને ધારણ કરવાની શક્તિ, વાટ જોવાની અખૂટ ધીરજ અને પ્રિયતમ આવશે જ આવશે એવી જીવંત શ્રદ્ધાનો ત્રિવેણી

સંગમ વર્તેતો હોય છે. એટલે સ્મરણ યાત્રાદ્વારા ધ્યાનસ્થ અવસ્થા એનું સહજ પરિણામ હોય છે આવી ધ્યાનશીલ નાયિકાનું ચિત્ર દોરતા દોરના એમને ઝીણીઝીણી મધુમતિ આકૃતિ ઉપસાવી દીધી.

ત્યારપછી થયેલી બિહાગની માંડણીએ વળી જુદા જ રાગ–અનુરાગની સ્થાપના કરી. બિહાગ રાગમાં સમય અને સ્થાનને ભુલાવી દેવાની અદ્ભુત શક્તિ છે. બિહાગની છાયા છવાય છે ત્યારે શ્રુતિ આપોઆપ ધૈર્ય ધારણ કરે છે આ ધીરજ, પછી ધીરે ધીરે અંતરમાં ઓગળતી જાય છે. નાયક હોય કે નાયિકા, એ પૂર્ણપણે પછી આત્મનિમજ્જનમાં મસ્ત થઈ જાય છે આવી મસ્તીનું સહજ સ્વરૂપ વિકસતું જતું હતું. એમ લાગતું હતું કે જાણે લજ્જાશીલા પ્રેયસી હિંચકે ઝૂલી રહી છે સખીઓનો સાથ છે. પણ પ્રેયસીના અંતરમાં વિયોગની બેચેની છે. રાત વહે છે. હજી પ્રિયતમ આવ્યાનો સંકેત મળતો નથી પ્રિયા પોતાના પ્રિયતમનું ધ્યાન ધરીને એની સ્વરૂપાકૃતિને પોતાને પડખે સુવડાવે છે. અને આભાસનું આશ્વાસન મેળવવા જાય ત્યાં જ પ્રિયનું આગમન થાય છે. સ્મૃતિનું સ્વરૂપ સાક્ષાત થાય છે. મિલનના આનંદનો આસવ આખી હસ્તીને ઘેરી વળે છે. જીવનના નશાની બેહોશીમાં અને એક થઈ જાય છે.

બિહાગનું આ સંવેદન હજી પૂરું શમ્યું નહોતું ત્યાં ગાગના ગતિશીલ ચાપલ્ય વડે રોમાંચ થઈ ગયા. એની હલક, એનો લહેકો, એની લય અને એનું લાવણ્ય બધું એકત્ર અને એકાગ્ર થઈને મોહ સ્વરૂપ પામ્યું, ઉર્વશી જાણે આકાશમાંથી પૃથ્વીતલ પર ઊતરી. એના નૂપુરઝંકારની લયબદ્ધ મોહિનીના

નશામાં ઝરવું કે ઝૂરવું એના હોશ ન રહ્યા. આ બેહોશીના કીમિયા દ્વારા એણે જીવનભાવની અભિનવ ગતિ નીપજાવી. આ ગતિનો પ્રવાહ એટલો તો કૌવતભર્યો હતો કે એમાં વહી ગયા વિના બીજો આરો નહોતો. જીવનના શૃંગારની આવી અવનવી છટા અને ગતિ એ બન્નેએ સાથે મળીને અપ્સરાની અપૂર્વ મોહિની છાઈ દીધી. જિંદગી પણ ઘડીભર ઝમ-કોળાઈને છકી ઊઠી.

ત્યાં તો ભૈરવીની સુરાવલી છેડીને કલાકારે લયમોહિનીને સ્વસ્થતા અર્પી દીધી. પ્રેમની કરુણાનું વરદાન ભૈરવી પાસે છે. એનાં ધીર સ્વસ્થ છતાં આનંદ અને આશાપ્રેરક પગલાં એવી રસધીરતાથી પડતાં આવે છે કે વાટ જોનારી જીવન ગોપીને અંતરનિધાના અમૃતનો સ્વાદ મળે છે, એ જિંદગી પોતાનામાં જ એવી શ્રદ્ધાથી રોપાય છે કે સામે આવતી જિંદગીને એમાં હળીમળીગળી જઈને કૃતાર્થ થવું પડે. જીવન-રસની આવી અનન્ય રમણા એ ભૈરવીના ભાવ સ્વરૂપની અપૂર્વતા છે.

સંગીતના વિશ્વમાં પ્રત્યેક સાજની એકજ અભીપ્સા હોય છે કે કંઠના સૂરની સ્વાભાવિકતા સિદ્ધ કરવી. આ સ્વરની સ્વાભાવિકતા સિદ્ધ કરવી. આ સ્વરની સહજસિદ્ધિ જ્યારે આવિર્ભાવ પામે છે ત્યારે સૂર સ્વરૂપ ધારણ કરે છે. ગુલામ-હુસેનખાંના ઘરાણાની જાણે રાગનું ભાવ-સ્વરૂપ સરજાવવાની કલા એ આગવી દેન છે. એમનું ઘરાણું ઈન્દોરનું:અદ્દેઅલીખાં સાહેબનું મશહુર ઘર છે. ઈન્દોરના આ ઘરાણાની વિશેષતા એ છે કે એની ગાયકીના ઐશ્વર્યમાં દ્રુપદ, ખ્યાલ. બીન અને સિતાર એમ ચારેય અંગોનું સંમિલન છે.

૧૯૩૭ના વર્ષમા જન્મેના આ ગુલામહસેનખા સાહેબે પોતાના ઘરાણાની સંવાદી કલાને પોતાની તપપૂત અને એક નિષ્ઠ ઉપાસના વડે છવંતતા અર્પી છે. એમના રિયાઝ અને સાધના બન્નેમા રસબીજ હોવાને કારણે એમની શૈલીમા સૌન્દર્યગર્ભ મીંડનો છે. એટલે સિતારવાદનના કાયદાની ધરતીપર રોપાઈને પણ સહજની અનતતા પ્રગટ કરવાની અદ્‌ભુત ક્ષમતા એમા પડી છે એમના પૂર્વજ રજબઅલીખા વિષે એક સરસ કથા છે. રજબઅલીખા સાહેબ બીનકાર હતા અજમેર શરીફમા બેસીને બાર વર્ષની એકનિષ્ઠ સાધના કરીને ફકીરોની ઉદાત્ત શક્તિનુ વરદાન પામીને એમણે કેટલાક રાગોના ભાવ સ્વરૂપ સિદ્ધ કર્યાં હતા તેમા દરબારી માલકૌસ, દેશ, બિહાગ, સોહિણી, બાગેસરી, તોડી અને લૅગની મુખ્ય હતા.

આ રાગોને સિદ્ધ કરતાં કરતાં રજબઅલીખા સાહેબે ખુદાની મહેરબાની જેવુ જ એક અદ્‌ભુત સૂરીલાપણુ મેળવ્યું હતુ એમની મુરકી અને ઝમઝમાની કલા ગુલામહુસેનખાર્મા અખડિત રૂપે ઊતરી છે. એટલે એમના સિતારની બજાવટમા દ્રુપદના મુખ્ય સૌન્દર્ય અગો ગમક, લહેક, દહેક, મીડ અને મસક અખડિત રીતે સવાદ પામીને સગીતના આત્મતત્ત્વને પામી શક્યા છે. એટલે આ કલાકારનુ આત્મશીલ સુરતિની સર્જન કલામાં પ્રત્યક્ષ થાય છે સિતારમા જેમ બહારના તારોનુ સ્થાન છે. તેનાથી ઘણું વધારે નીચેના તરલના તારોનુ મહત્વ છે. આ તરલના તારોનો સંવાદ એ સુરતિનો આત્મા છે. અને જ્યા સુધી સુરતિ સિદ્ધ થતી નથી ત્યાં સુધી મૂર્ચ્છનાની છાયા નીપજતી નથી. સુરતિ એ સૂરના આત્માના ઊડાણનો ભણકાર છે. આ જ ભણકાર પર સવારી

કરીને મૂર્છના આવે છે. શ્રુતિ ત્યારેજ રસમગ્ન થઈને અંતસ્થ બની સાર્થક થાય છે.

હમણાં એમણે મલ્હોત્રી એક આગવી ગાગિણી પ્રીતિ--દિવેલી માલણવાનો અવસર મળ્યો એ વગાડતાં વગાડતા એમણે વિશ્રંભ શૃગાગની કોઈ અજાણી છતા જાણીતી નાયિકાનું જીવનરૂપ સરજાવ્યુ. જાણે હિચકે વાટ જોતી નાયિકા બેઠી છે. પ્રિયતમ આવ્યા નથી. આવશે કે નહીં એવી પરિસ્થિતિ છે. એટલે બાહ્ય સંજોગોમાંથી અંદેશો ઊઠે છે. પણ અંતરમાં જે શ્રદ્ધા બેઠી છે, તેની સૌરભ એવી છે કે એ આવ્યા વિના રહેવાના નથી. એટલે અંદેશાનો ગમ છે, રંજ છે, વાટ જોવાની આરતનો આનદ છે. અને આવશે જ એ શ્રદ્ધાના અમૃતની સજીવની છે. આ નાયિકા જાણે જીવન-શક્તિનું પ્રતીક લાગે છે. પ્રેમના સામર્થ્યનું જ જાણે અગ ન હોય એવો ભાસ થાય છે.

સગીતની કલામાં આભાસ પ્રથમ ઊપજે છે એ વાત ખરી છે. પણ પછી ધીરે ધીરે જીવનની રમણાં થતાં આભાસ ઓગળી જાય છે. અને ભાસની યથાર્થતા ઉપલબ્ધ થાય છે. ત્યારે એવું સવેદન સર્વોપરિ થાય છે કે સગીતની આંતર-શક્તિમાં જીવનના જન્મની સભાવના સુપ્ત પડી છે.

ગુજરાતમાં સિતારના જે બદાઓએ એક જીવનપરપરા નીપજાવી છે, તેમાં અબ્દુલ રહેમાનખા, મુશરફખાં, મહમદખાં, ફરીદી, ઉસ્માનખાં અને આ ગુલામહુસેનખાં સાહેબનો અતિ મહ્યવાન ફાળો છે, ગુલામહુસેનખાં અમદાવાદમાં વસે છે એ વાત માન્યામાં આવતી નથી. રાજકારણ, ઉદ્યોગ, વેપાર, પ્રતિષ્ઠા અને પૈસા જ્યાં પોતાની લીલાની પામરતા રોજ પાથરે

છે ત્યા ગુલામહસેનખા જેવા સાધક કલાકાર સિતારી છવે છે એ કુદરતની એક અજાયબી પ્રગટ કરનારી ઘટના છે.

એક જ રાગ કલાકાર વારવાર વગાડે છે. જેટલી વખત વગાડે છે ત્યારે નવી નવી અને અભિનવ નીપજ થાય છે આ અવનવી નીપજ એ કલાકારના છવનના આતર ઐશ્વર્યનો નિત્યનૂતન પ્રસાદ હોય છે આવો પ્રસાદ નીપજે છે ત્યારે કલાકાર પોતાના જ અતરપુરુષ સાથે એકતાનો અભુતપુર્વ આનદ સાક્ષાત કરે છે આ આતર-એકતા એ જેમ સગીતનો નવાજેશ છે તેમ કલાકારની કૃતાર્થતા પણ હોય છે.

જાન્યુઆરી, ૧૯૬૮

## ૯

# શ્વેત વાદળ

ઈ. સ. ૧૯૩૫માં શાંતિનિકેતનમાં એક જર્મન ફિલ-
સૂફને મળવાનું થયું હતુ. એ વખતે ત્યાં એઓ જર્મન ભાષા
અને સાહિત્ય ભણાવતા હતા. બરાબર છત્રીસ વર્ષ પછી
એમને આલ્મોડા પાસે એમના કાસારદેવી આશ્રમમાં ૧૯૬૧માં
મળ્યો ત્યારે તો એઓ અનાગારિક લામા ગોવિંદ હતા. શાન્તિ-
નિકેતનના નિવાસ પછી તો એઓ તિબેટ ગયા, ત્યાં લાંબો
નિવાસ કર્યો અને ત્યાં જ દીક્ષા લઈને લામાનું જીવનરૂપાંતર
સ્વીકાર્યું.

અમે જ્યારે આલ્મોડામાં નિવાસસ્થાન કર્યું ત્યારે અમારા
એક ક્વેકર મિત્ર શ્રીમતી મેરી ઓપલીગરે એક ગ્રંથ મને
વાંચવા આપ્યો. એ ગ્રંથનું નામ "ફાઉન્ડેશન્સ ઑફ તિબેટન
મિસ્ટિસિઝમ". એના લેખક અનાગારિક લામા ગોવિંદ આ
ગ્રંથનું વિવેચન ઘણા સમય પહેલાં 'આર્યન પાથ'મા વાંચ્યાનુ
યાદ આવ્યું. આમ તો આ ગ્રંથની ખ્યાતિ આંતરરાષ્ટ્રિય,
એટલે, ધ્યાનપૂર્વક એનો સ્વાધ્યાય કર્યો. સ્વાધ્યાય પછી એના
લેખક વિશે જ્યારે પૃછપરછ કરી ત્યારે આશ્ચર્ય વચ્ચે જાણવા

મળ્યું કે લામા ગોવિંદ અમારાથી માત્ર એક માઇલ દૂર કાસાર-દેવીની ટેકરી પર રહે છે.

આ ગ્રંથના સ્વાધ્યાય પછી એક વાત અછતી ના રહી. લામા ગોવિંદ મરમી માણસ છે માત્ર વિદ્વાન કે પંડિત નથી એટલે એક બપોરે મિસિસ એપલીગરની સાથે અમે કાસારદેવી પહોંચ્યા. પ્રથમ દર્શને જ આકર્ષક લામા ગોવિંદ, લાંબા પરિચય પછી સહૃદય મિત્ર બની ગયા એમનું આખું આંતર-કલેવર સ્નેહથી રચાયેલું છે બૌદ્ધધર્મ વિષેની જીવતી નિષ્ઠા અને તથાગત બુદ્ધ વિષેની એમની ઊંડી શ્રદ્ધા–ભક્તિ જોઈને સાચો આનંદ થયો. એ વખતે જ એમના જીવનસંગિની લી ગોતમીની ઓળખાણ પણ થઈ લી ગોતમી પણ એમની સાથે તિબેટ હતા અને એમણે પણ ત્યાં જ દીક્ષા લઈને શાક્ય ડોલમા બન્યા.

પછીના વર્ષોમાં તો બન્નેની મૈત્રી વિકાસ પામી એ દિવસોમાં લામા ગોવિંદ એમની આત્મકથા લખતા હતા. એને વિષે અમારે ચર્ચા–વાતચીત થતી રહેતી. એનું સ્વરૂપ સામાન્ય આત્મકથા જેવું નહીં હોય. જે જે આધ્યાત્મિક ઘટનાઓએ એમના જીવન સ્વરૂપને બાંધવામાં સહાય કરી હશે અને જેનું આંતરયાત્રાના વિકાસમાં મહત્ત્વ હશે તેવી જ વાતો અને પ્રસંગોનો એમાં સમાવેશ હશે એ જ આત્મકથા " The way of the white clouds "–" શ્વેત વાદળોનો પંથ " લંડનમાં હચીસન તરફથી પ્રસિદ્ધ થઈ છે. ગોવિંદ અને ગોતમી બન્ને ચિત્રકારો છે. લી ગોતમી પણ શાંતિનિકેતનમાં હતાં. પહેલાં શ્રી. અવનીન્દ્રનાથ ટાગોરના અને પાછળથી શ્રી. નંદલાલ બોઝના માર્ગદર્શન હેઠળ ચિત્રકલા શીખ્યા "લી ગોતમીના કેટલાક રેખાંકનો અને ચિત્રો તથા " ચિ-"

કેટલાક રેખાંકનો અને તસવીરો આ ગ્રંથની વિશેષતા છે. પુસ્તકની શોભા અને મહત્તા આનાથી દીપી ઊઠે છે.

ગ્રંથ પાંચ ખંડોમાં વહેંચાયેલો છે. પ્રથમ વિભાગમાં ત્રણ ધ્યાન દર્શનોની કથા આવે છે. સિલોનથી કાલીમ્પોંગ અને પશ્ચિમ તિબેટ પહોંચીને ત્યાં દીક્ષા પામીને આગળનું ભાવિ કાર્ય કેવી રીતે સ્પષ્ટ અને પ્રકાશિત થાય છે ત્યાં સુધીની વાર્તા છે. બીજા વિભાગમાં યાત્રીજીવનના વિવિધ પાસાં અને ઘટનાઓનો ઉલ્લેખ છે. ત્રીજા વિભાગમાં મૃત્યુ અને પુનર્જન્મ વિશે દીક્ષા પછી લામાને પોતાને થયેલા કેટલાક અનુભવો અને દર્શનોની કથા કહેવાઈ છે. ચોથા ખંડમાં દક્ષિણ અને મધ્ય તિબેટની યાત્રા અને એ દરમિયાન બનેલી ઘટના તથા જીવાયેલા જીવનનું બયાન છે. પાંચમા ખંડમાં પશ્ચિમ તિબેટમાં પાછા આવી ગયા સુધીની કથાનો સમાવેશ છે. આ ખંડ સાધનાજીવનની દૃષ્ટિએ અપૂર્વ મહત્ત્વનો છે. એમાં જ અંતિમ દીક્ષાનો અનન્ય પ્રસંગ આવે છે અને આ જ વિભાગમાં કૈલાસ અને માનસરોવરની અદ્‌ભુત યાત્રાનો અનુભવ પણ સમાયેલો પડ્યો છે. આ વિભાગમાં એમના કેટલાક આધ્યાત્મિક અનુભવો અને ઘટનાઓ પણ ઉલ્લેખ પામ્યા છે. આ જ વિભાગમાં તિબેટની વિદાયનું કાવ્યમય ચિત્ર આવે છે.

છેલ્લા ઉપસંહારના અધ્યાયમાં ગુરુ ચેલાનો સંબંધ અને એ આંતર સંબંધ વડે કેવી પ્રકાશયાત્રા થાય તેની ગોપનીય વાર્તા છે. છેલ્લે બે પરિશિષ્ટોમાં લ્હાસાના રાજાઓની પેઢી અને પરંપરાનો ઐતિહાસિક પરિચય પણ આપ્યો છે.

આખા ગ્રંથમાં આંતર જીવનની આમોહવા પથરાયેલી પડી છે. સમગ્ર ગ્રંથના સ્વાધ્યાય પછી પ્રથમ મુદ્રા ઊપસે છે.

તે લેખકની અંતરનિષ્ઠાની એ અંતરનિષ્ઠાને કાજે કરેલી તપશ્ચર્યાની અને સહન કરેલી મુશ્કેલીઓ અને વેદનાની એટલે પુસ્તકમાં જીવનની સુગંધ સતત આવ્યા કરે છે અને વાચકને જિંદગીનો સંસ્પર્શ આપતી જાય છે જીવનરસના મૂળ સ્રોત સુધી પહોચવાનો આ આખો પુરુષાર્થ એટલો નિષ્ઠાવંત, પ્રમાણિક અને જહેમતભર્યો છે કે આખી કથામાં જીવનરસ ક્યારે, ક્યાં અને કેમ નીપજતો જાય છે અને વાચકના ચિત્તને સ્પર્શતો જાય છે તેની ખબર જ નથી પડતી એટલી બધી હૃદયગમ્ય અને વેધક આખી યાત્રાકથા છે મૂળ આ અંતરકથા જર્મન ભાષામાં લખાઈ છે અને લેખકને પોતાને હાથે જ અંગ્રેજીમાં અનુવાદ પામી છે એટલે અંગ્રેજી ગદ્યમાં જર્મન વિશદતા, માતબરપણું અને ઓજસ્વિતા સહજ ભાવે આવ્યા છે. ગદ્યની લઢણ અને લહેકો અંગ્રેજી કરતા જર્મન વધારે છે અને એ મનને રુચિકર પણ લાગે છે આ ગ્રંથનો બીજો ગુણ આંખે ઊડીને વળગે છે તે એની સીધી સચોટતા. ક્યાંય જોડાં ઉડાડવાની વાત નથી મૂળ બિંદુ પર ફરીને લેખક વાત એવી સહજ વેધકતાથી કહે છે કે વાચકના ચિત્ત સુધી એમને આવતા જરાય વાર નથી લાગતી તિબેટન ભાષાની જાણકારીને કારણે ત્યાંના જીવનને આત્મસાત કરવામાં એમને આનંદ આવ્યો છે.

એમની પ્રથમ દીક્ષાની ઘટના વિષે લખતા એમણે એક વાત બહુ જ સહૃદય અને સ્પષ્ટ રીતે પ્રગટ કરી છે "ગુરુ દીક્ષા પહેલા જે કંઈ વાંચ્યુ વિચાર્યું હોય છે, જેનુ પણ મનન ચિંતન કર્યું હોય છે, ધ્યાન ધારણા કર્યા હોય છે, પુણ્ય યાત્રા કરી હોય છે, સ્નેહસંબંધો બાંધ્યા અને નિભાવ્યા હોય છે ટૂંકમાં જે જીવન જીવાયુ હોય છે તે બધુ જાણે ગુરુ અને શિષ્યના ભૂતકાળની વાત બની જાય છે ઉપરાંત એ

ભૂતકાળમાં જીવનના મર્મનો નવો અન્વય મૂકાય છે વર્તમાન જીવનને નવા પ્રકાશમાં આણવામાં આવે છે અને એ પ્રસંગમાં ભાવિ જીવનની કંઈક ઝાંખી થાય છે જાણે સમગ્ર જીવનના પરિવર્તનનો એક મંગલ પ્રારંભ થાય છે લાંબા વખતથી એક પરેડમાં જીવનું મન જાણે જૂનાં કપડાં ઉતારી નાખે છે પુરાતન કાંચળી આપમેળે સરી પડે છે અને અભિનવ જીવનનો અભિરામ આરંભ અનન્ય શ્રદ્ધા જન્માવે છે પૂર્વે નહોતું એવું અપૂર્વ જીવન જાણે નવી યાત્રા માંડે છે બધું પલટાયું છે, દર્શન, મૂલ્યો સ્વપ્નો, માપદંડ, સ્નેહરૂપ અને સંસાર સૌએ નવું મહત્ત્વ, નવો અર્થ ધારણ કર્યો છે આખા જીવનની આબોહવા પલટાઈ ગઈ છે આ પલટાયેલી આબોહવામાં રોપાયેલો જીવનનો આ બાલછોડ પ્રકૃતિનું સંતાન બનીને સહજ ભાવે જીવવા માંડે છે

ઓગસ્ટ, ૧૯૬૭

## ૧૦

# વાત્સલ્યની મહેક પર્લ બક

ઈ. સ. ૧૯૪૮ની વાત હશે અમેરિકામાં પેન્સીલ્વેનિયાના પીટ્સબર્ગ શહેરમાં કાર્નેગી ઇન્સ્ટીટ્યુટ ઓફ ટેકનોલોજીમાં મુદ્રણકલા વિષે અભ્યાસ કરતો હતો પીટ્સબર્ગના નિવાસ દરમિયાન મારા ત્યાંના ગાર્ડિયન શ્રીમતી મડ પેજની કામેનિયત અને વ્યવસ્થાશક્તિને કારણે હું ઘણા અમેરિકનો અને અમેરિકન નીગ્રોને મળી શક્યો. કેટલાક ભાઈ બહેનો સાથે નિકટની ઓળખાણ પણ સાધી શકાઈ આ સર્વ સબંધોમાં જે સબંધ સ્નેહને કારણે કે આતર આપવેના મહત્ત્વને કારણે સ્મરણીય રહ્યા છે તેમાંનો એક અવિસ્મરણીય સબંધ મિસિસ પર્લ બકનો છે અમારું એ મિલન મારી સ્મૃતિના આકાશમાં એવુ સ્થિર અને તેજસ્વી છે કે એની યાદ હજી પણ મને ભાનના ઉડાણમાં લઈ જાય છે.

મિસિસ મડ પેજની ઉમર ત્યારે સિત્તેર વર્ષની આસપાસ હશે. એ બાઈની ચપળતા, ચોકસતા અને દાક્ષિણ્યે મારા અંતઃકરણ ઉપર યાદગાર મુદ્રા ઉપસાવી છે એમની કુશળતાને કારણે અમેરિકાનો મારો નિવાસ અત્યન્ત સરળ અને ઉપયોગી બની શક્યો એક દિવસ મે એમને વાત કરી કે મિસિસ પર્લ

બકને મળવાની ઈચ્છા છે પણ મારે કોઈ એમનો ઈન્ટરવ્યુ કે એમની વિવેકભરી મુલાકાત જોઈતા નથી મારી ભાવના તો એમની સાથે એકાદ સાંજ સહજભાવે ગાળીને એમનો નિકટવર્તી સહવાસ માણવો છે વાતચીત તો જે થાય તે ખરી બીજે જ અઠવાડિયે મડ પેજ એક શનિની સાંજ પર્લ બક સાથે ગાળવાનું એમનું જ આમંત્રણ લઈ આવ્યા. મને અણધાર્યો અને અપૂર્વ આનંદ થયો આ સાંજ એમના પીટર્સબર્ગના પેનના નિવાસસ્થાને ગાળવાનું નક્કી થયું હતું એટલે ન્યુયોર્કની જોન ડે ની એમની ઓફિસમાંથી એમની સાથે જ ઘેર જવાનો કાર્યક્રમ હતો. સાંજે અમે સૌ સાથે એમને ત્યાં પહોંચી ગયા આમ તો શનિવારે ન્યુયોર્કનું ઓફિસનું કામકાજ બંધ હોય છે પણ તે દિવસે પર્લ બક વિશેષરૂપે ન્યુયોર્ક હતા ઘેર પહોંચતા જ એમણે બહુ સ્વાભાવિકતાથી અમે જાણે ઘરના જ માણસો હોઈએ તેમ વર્તવા માંડ્યું પહેલાં તો એમણે દત્તક લીધેલાં બે બાળકોની ઓળખાણ કરાવી અને એમને જ ચહાપાણીની વ્યવસ્થાનું કામ સોંપ્યું. અમારું રાતનું જમણ પણ ત્યાં જ થશે એ પણ એમણે સાથે સાથે જણાવી દીધું. મોડી રાતે ન્યુયોર્ક પહોંચવા માટે મોટરની વ્યવસ્થા પણ કરી દીધી કે પાછળથી કોઈ મુશ્કેલી ઊભી ના થાય મોઢું, હાથ ધોઈને પરવારીને અમે વાતો કરવા બેઠા

વાતો અલકમલકની ઘણી થઈ ચીન વિષેની એમની જાણકારી જોઈને સ્તબ્ધ થઈ જવાય એવું હતું તે ઉપરાંત જીવનની સમગ્રતા ઉપરનું એમનું દર્શન, સાહિત્ય અને કલા વિષેની કેટલી હકીકત કે કલ્પનાઓ નહીં, પણ જીવનમાંથી થતી નીપજોને

આધારે રચાતી સાહિત્ય કે કલાની કૃતિઓનાં સ્વરૂપ અને બંધારણ વિશેની એમની વાતચીતની સરહદો વિસ્તૃત અને છેક વિશ્વને આવરી લેતી હતી. આ સર્વ વાર્તાલાપ દરમિયાન જ્યારે જ્યારે કોઈ પણ વસ્તુ કે વિષયના આંતરમર્મ વિશે વાત છેડાતી ત્યારે એમનું ગાંભીર્ય, ઊંડાણ પકડતું અને એમના ચહેરા ઉપર ગૌરવનું ઓજસ છવાઈ રહેતું. આવા એક વિષયની વાતચીત કરતાં કરતાં અમે ગાંધીજીના ખૂન ઉપર ઊતરી પડ્યાં.

મારી યાદ એવી છે કે એમણે ગાંધીજીના દેહવધને ક્રાઈસ્ટના શૂળિયે ચઢવા સાથે મૂક્યું હતું. એમણે કહ્યું કે મૃત્યુ તો પ્રત્યેક માણસને માટે નિર્મિત વસ્તુ છે. એ અંતિમ નિર્માણની પકડમાંથી કોઈ છટકી કે છૂટી શકતું નથી. પરંતુ જે સંત અને સાધુપુરુષો પોતાને કાજે નહીં પણ પરમાર્થને માટે આનંદપૂર્વક પ્રાણ આપે છે અને મરીને પણ પારકાનું, સર્વનું અને પોતાનો વધ કરનારાનું પણ કલ્યાણ વાંછે છે તે માણસો મરીને જીવે છે. એમનો ઉત્સર્ગ થાય છે.

આમ બોલતાં બોલતાં એ અત્યંત ગંભીર બની ગયાં. મૂક, શાંત બની ગયાં, અને જાણે પોતાના અંતરમાં ઊતરીને વિશ્વના અંતરમાં ઊતરી ગયાં હોય તેમ એમની આંખોનું ઊંડાણ જોતાં લાગે.

સહેજ ખમીને મેં ધીરેથી કહ્યું કે ગાંધીજીને મારનાર વ્યક્તિ તો એ જાતના દેશમાં પ્રવર્તતા વિચારોની માત્ર પ્રતિનિધિ હતી. ગાંધીજીનું ખૂન કરવાના વિચારો દેશમાં ક્યારના ઘોળાતા-ઘૂંગળાતા વિચરતા હતા. જ્યારે પ્રજા કોઈ-પણ સાધુપુરુષની નિર્વ્યાજ સાધુતા સહન કરી શકતી નથી

ત્યારે એનો વધ કરવાનુ વિચારે છે. આ વધની વિચારણાના મૂળમાં મનુષ્યની સાધુ નહીં રહેવાની આકાંઈ અને અળચિતરાપણુ તથા બલિદાન અને ત્યાગ તરફની ઘૃણા મોટો ભાગ ભજવે છે. આજે પણ જે કોઈ મિત્રે આપણુ ભલુ કર્યું હોય ને આપણે સામેથી એનુ સારુ ન કરી શકતા હોઈએ તો આપણે એને તિરસ્કારીએ છીએ અને વખત આવે એનુ બૂરુ કરતાં પણ અચકાતાં નથી. આ સાધુજનના વધની વૃત્તિ પણ મનુષ્યમાં રહેલા પશુના અભિમાનનુ પરાક્રમ છે.

આ વાત સાંભળીને એઓ ખુશી થયા. બોલ્યાં કે વાત સાચી છે. મારો અનુભવ પણ એવો છે કે આપણે જો કોઈ વેશ્યાને બચાવીને એને કોઈ સારા માણસ સાથે પરણાવીને સુખી દામ્પત્યની વાત કરીએ તો એ વાત એને બિલકુલ ગમતી નથી. મનુષ્યમાં રહેલા પશુને પોતાની સ્વચ્છંદતાને શુદ્ધ કરવાનુ કે મર્યાદિત કરવાનુ જરાય ગમતું નથી.

મનુષ્યમા વસતા પશુ અને દેવની વાત નીકળી એટલે એના સંદર્ભમા એમણે એક બહુ વિચારણીય વાત કરી. એમણે કહ્યુ કે, હિંદુસ્તાન દેશ માટે મારી ચાહના અને એની પાસેની મારી અપેક્ષા એક જુદા જ પાયા ઉપર રચાઈ છે. મને એમ લાગે છે કે અમારા દેશમાં જ્યારે કોઈ ભગીરથ પુરુષાર્થ કરવાનો હોય છે અને એ દ્વારા માનવકલ્યાણ સાધવાનુ હોય છે ત્યારે અનેક પ્રતિભાસંપન્ન માણસો પોતપોતાના ક્ષેત્રની પ્રતિભાનુ તેજ અને બળ લઈને એક મોટો સહયોગ સહપુરુષાર્થ આદરે છે. અને છતાં એની સફળતા કે નિષ્ફળતા ચોક્કસ હોતી નથી. પરંતુ ભારત દેશમાં એવું જોયું છે કે આવો મોટો ભગીરથ પુરુષાર્થ કે મહાન માનવીય સિદ્ધિ માટે

એક જ મહાપુરુષ પાકે છે અને એ અશક્ય લાગતું કાર્ય પોતાની અદ્ભુત અને દૈવી જીવનપ્રતિભા વડે સિદ્ધ અને સાર્થક કરે છે. કોણ જાણે, તમારા ભારત દેશની આબોહવામા જ કંઈક પ્રતિભાના પરમાણુઓ જીવે છે કે જેઓ તક મળતા કોઈ મહર્ષિના ઉદાત્ત, વિશાળ અને પરમાર્થી જીવનમા એકત્ર અને એકાગ્ર થઈને અનન્ય અને અપૂર્વ પ્રતિભાનુ નિર્માણ કરે છે. અને એ વ્યક્તિ જાણે દિવ્ય વિભૂતિ બની જઈને સમગ્ર માનવજાતને એક ડગલુ આગળ લઈ જાય છે તમારે ત્યા એવી વિભૂતિ પકવવા માટે જાણે અનુકૂળ આબોહવા અને વાતાવરણ છે.

મને એમનુ આ દર્શન અત્યત પ્રિય લાગ્યુ. અને અતરમાં સોસરુ ઊતરી ગયુ વાત એમની કેટલી બધી સાચી હતી! માનવીય આત્મવિકાસના મનુષ્યની ચેતનાની ઉત્ક્રાંતિ અને જીવનઉત્સર્ગના કેવા ભગીરથ પુરુષાર્થ આપણા દેશમા થયા છે! અવતારી અને અન્ય મહાપુરુષોએ પરમાર્થ માટેના કેટલા મોટા યજ્ઞો કરીને, એમા પોતાની વ્યક્તિગત મહત્તાનો હોમ કરીને કેટલુ મોટુ પરમાર્થરૂપ નીપજાવ્યુ છે! સ્વાર્થના શુદ્ધિકરણની પ્રક્રિયાના મહાપુરુષાર્થો આપણા દેશમાં અનેક થયા છે.

હજી ગઈ કાલની જ વાત છે. ૧૯૪૭ની પદરમી ઓગસ્ટે ભારતને રાજકીય સ્વતત્રતા મળી ત્યારે આખો દેશ ઉત્સવ માણતો હતો બરાબર એ જ સમયે ગાધીજી નોઆખલીમા મૃત્યુને કેડે બાંધીને હિંદુ-મુસ્લીમ એકતાનો મહાપુરુષાર્થ કરી અન્ય જાતિઓને નિર્ભયતાનુ વરદાન આપતા હતા પોતાના જીવન અને બલિદાન વડે પ્રજાને અહિંસા અને અભયની દેન આપી. જનાર એ મહાત્માઓને જસે આપો

માર્યા પણ એમનું આપણે શું માર્યું ? દેહનો વધ તો એક જણે કર્યો. પણ એમના આત્માનો વધ જે જનનુ પામર અને સ્વાર્થી જીવન જીવીને આપણે કરી રહ્યા છીએ તેને કોણ માફ કરશે ?

દિવ્ય વિભૂતિની આ જ તો કસોટી છે અને એ જ સિદ્ધિ છે કે ગાંધીજી આજે પાછા આવે તો આજે પણ આપણા આ બેશરમ અને અમાનુષી કૃત્યોને ક્ષમા આપી એમની મહત્તા અને ઉદારતા સિદ્ધ કરે અને આપણું માથું શરમનું માર્યું ઊંચુ ન થાય ! આવે વખતે વ્યક્તિની અને સમગ્ર પ્રજાની કસોટી છે. કયા દર્શનને ખાતર, કયા મૂલ્યને માટે આપણે ન્યોછાવર થઈએ છીએ ?

" જેવું આપણું જીવન તેવો આપણો જવાબ ! કોઈકે ગાંધીજી પાસે સંદેશો માગ્યો હતો ત્યારે એમણે નિઃસંકોચભાવે કહ્યું હતું કે "મારું જીવન એ જ મારો સંદેશ છે."

મે, ૧૯૬૬

દેહ પ્રવાસ કરતો હતો પણ મન, હૃદય અને અંતરાત્મા તો કયારનાં ત્યાં પહોંચી ગયાં હતાં. ૧૭મીએ સાંજે ત્યાં પહોંચ્યો ત્યારે આશિષ મહારાજની છાતી પર માથું મૂકીને તૂટી પડાયું. એક બાજુ હૈયું રડતું હતુ, બીજી બાજુ એ જ હૃદય જાણે રુદનની ફળમાંથી છૂટીને નવી મુક્તિનુ વાતાવરણ અનુભવતું હતું. યશોદામાની સમાધિમાં એમના દેહના અવશેષ મૂકયા હતા. ત્યાં પ્રણામ કરીને શાંતિ થઈ. સ્વસ્થતાનો સ્પર્શ થયો. પછી ધીરે ધીરે આશિષદાએ અથથી ઈતિ સુધીના સમાચાર કહ્યા. ૧૪મીએ એમના દેહને પુષ્પશય્યામાં સુવાડીને ડૉ. બોશી મેનની મોટરમાં મીરતોલા લાવીને જાગેશ્વરના પુણ્યતીર્થમાં દંડેશ્વર પાસે, જટાગંગાને તીરે, જ્યાં યશોદામાના અગ્નિસંસ્કાર કરવામાં આવ્યા હતા, ત્યાં જ દાદાના પણ અંતિમ સંસ્કાર થયા.

તમે સાચું જ લખ્યું છે : મનમાં ઘણા વિચારો આવે છે. કયાં દેહ પડાયો, કયાં આવ્યા, કેવી સાધના સ્વીકારી અને જીવન કૃતાર્થ કરી વાસાંસિ જીર્ણાનિનો ત્યાગ કર્યો. ત્રણચાર દિવસ પછી એક રાત્રે આશિષ મહારાજે પોતાની થોડીક આપકથા કહી–અલકે અમે કહેવાની. તેમાંથી દાદા વિશે પણ ઘણી વાતો જાણવા મળી. શ્રી કૃષ્ણપ્રેમ તો એમનુ સંન્યાસીનું નામ. પણ યશોદામા તો એમને ગોપાલના વહાલમોયા નામથી જ બોલાવતાં. એટલે સાધકવૃંદમાં અને મિત્ર-

૧૧

# આર્જવ મૂર્તિ શ્રીકૃષ્ણપ્રેમ

પ્રિય ઉમાશંકર,

**૧૪મી** નવેમ્બરે વહેલી સવારે નૈનીતાલમાં શ્રી કૃષ્ણપ્રેમનું દેહાવસાન થયું. પહેલી નવેમ્બરે અમે સવારે મીરતોલા છોડ્યું અને એમની પાસે વિદાય માગીને ચરણરજ લીધી ત્યારે એવો ખ્યાલ નહોતો કે આટલું જલદી એ પોતાના દેહનું જીર્ણ વસ્ત્ર ઉતારી નાખશે અમને એમણે એ સવારે જ હસતા હસતા કહ્યું હતું કે “ આ વસ્ત્ર હવે જૂનું થયું છે નવું બદલવાની મારી આતુર ઇચ્છાની તમને ખબર છે હવે મને રોકશો નહીં” આ પ્રસંગને હવે સહજભાવે પાર ઊતરવા દેજો સાવિત્રી અને મને છાતી સરસા ચાંપીને હૈયાની હૂંફ અને આંખોમાંથી નિતારીને અમૃત આપ્યું હતું અમે આઠમી નવેમ્બરે વડોદરા પહોંચ્યા ૧૨મી નવેમ્બરે મને મીરતોલા તેડાવવાનો તાર આવ્યો અને હું નીકળું તે જ દિવસે એટલે ૧૪મીએ મધરાતે એમના દેહવિસર્જનનો બીજો તાર મળ્યો. તરત જ મધરાતની ગાડી પકડી મીરતોલાને માટે વડોદરા છોડ્યું.

દેહ પ્રવાસ કરતો હતો પણ મન, હૃદય અને અંતરાત્મા તો કયારનાં ત્યાં પહોંચી ગયા હતા. ૧૭મીએ સાંજે ત્યાં પહોંચ્યો ત્યારે આશિષ મહારાજની છાતી પર માથું મૂકીને તૂટી પડાયું. એક બાજુ હૈયું રડતું હતું, બીજી બાજુ એ જ હૃદય જાણે રુદનની કળમાંથી છૂટીને નવી મુક્તિનું વાતાવરણ અનુભવતું હતું. યશોદામાની સમાધિમાં એમના દેહના અવશેષ મૂકયા હતા ત્યાં પ્રણામ કરીને શાંતિ થઈ. સ્વસ્થતાનો સ્પર્શ થયો. પછી ધીરે ધીરે આશિષદાએ અથથી ઈતિ સુધીના સમાચાર કહ્યા. ૧૪મીએ એમના દેહને પુષ્પશય્યામાં સુવાડીને ડૉ. બોશી સેનની મોટરમાં મીરતોલા લાવીને જાગેશ્વરના પુણ્યતીર્થમાં દંડેશ્વર પાસે, જટાગંગાને તીરે જ્યાં યશોદામાના અગ્નિસંસ્કાર કરવામાં આવ્યા હતા, ત્યાં જ દાદાના પણ અંતિમ સંસ્કાર થયા.

તમે સાચું જ લખ્યું છે. મનમાં ઘણા વિચારો આવે છે. ક્યાં દેહ ઘડાયો, કયાં આવ્યા, કેવી સાધના સ્વીકારી અને જીવન કૃતાર્થ કરી વાસાંસિ જીર્ણાનિ નો ત્યાગ કર્યો. ત્રણચાર દિવસ પછી એક રાત્રે આશિષ મહારાજે પોતાની થોડીક આપકથા કહી—અને કે અમે કહેવડાવી. તેમાંથી દાદા વિશે પણ ઘણી વાતો જાણવા મળી. શ્રી કૃષ્ણપ્રેમ તો એમનું સંન્યાસીનું નામ. પણ યશોદામા તો એમને ગોપાલના વહાલા મોયા નામથી જ બોલાવતા. એટલે સાધકવૃંદમાં અને મિત્રવર્ગમાં એઓ ગોપાલદાના લાડકા નામથી જ ઓળખાતા. બાકી એમનું મૂળ નામ તો રોનાલ્ડ હેનરી નિકસન. ઈ. સ. ૧૮૯૮ના મે માસની ૧૦મી તારીખે ઇંગ્લેન્ડમાં મધ્યમવર્ગના ખાનદાન કુટુંબમાં એમનો જન્મ થયો હતો. ઇંગ્લેન્ડની પબ્લિક સ્કૂલની એ નીપજ હતા. ત્યાર પછી કેમ્બ્રિજ યુનિવર્સિટીમાંથી

૧૧

# આર્જવ મૂર્તિ

પ્રિય ઉમાશંકર,

૧૪મી નવેમ્બર વહેલી સવારે નૈનીતાલમાં શ્રી કૃષ્ણપ્રેમનું દેહાવસાન થયું. પહેલી નવેમ્બરે અમે સવારે મીરતોલા છોડ્યું અને એમની પાસે વિદાય માગીને ચરણરજ લીધી ત્યારે એવો ખ્યાલ નહોતો કે આટલુ જલદી એ પોતાના દેહનું જીર્ણ વસ્ત્ર ઉતારી નાખશે. અમને એમણે એ સવારે જ હસતાં હસતાં કહ્યું હતું કે "આ વસ્ત્ર હવે જૂનું થયું છે. નવું બદલવાની મારી આતુર ઈચ્છાની તમને ખબર છે. હવે મને રોકશો નહીં. આ પ્રસગને હવે સહજભાવે પાર ઊતરવા દેજો. સાવિત્રી અને મને છાતી સરસાં ચાંપીને હૈયાની હૂંફ અને આંખોમાંથી નિતારીને અમૃત આપ્યું હતું. અમે આઠમી નવેમ્બરે વડોદરા પહોંચ્યાં. ૧૨મી નવેમ્બરે મને મીરતોલા તેડાવવાનો તાર આવ્યો. અને હું નીકળું તે જ દિવસે એટલે ૧૪મીએ મધરાતે એમના દેહવિસર્જનનો બીજો તાર મળ્યો. તરત જ મધરાતની ગાડી પકડી: મીરતોલા માટે વડોદરા છોડ્યું.

વખત ઇંગ્લૅન્ડથી પાછા ફર્યા પછી એમણે આ દેશને જ પોતાની માતૃભૂમિ સાચા અર્થમાં માનીને કાયમી રહેવાનો નિશ્ચય કર્યો.

૧૯૨૪માં એમણે લખનૌની જગ્યાનું રાજીનામું આપ્યું અને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં ઓછા પગારે અંગ્રેજીના અધ્યાપકનું કામ સ્વીકાર્યું. અહીં જ એમણે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો. ૧૯૨૬માં ઇંગ્લૅન્ડથી એઓ પાછા ફર્યા ત્યારે શ્રીમતી મોનિકા ચક્રવર્તીએ વૃંદાવનમાં ગોસ્વામી બાલકૃષ્ણદાસજી પાસે વૈરાગ્ય લઈને સંન્યાસિની તરીકે યશોદામા નામ સ્વીકાર્યું હતું. ૧૯૨૬માં જ દાદાએ યશોદામાને ગુરુ સ્થાપી એમની પાસેથી મંત્રદીક્ષા લીધી. ૧૯૨૮મા બન્ને ગુરુ શિષ્ય આલ્મોડા આવ્યાં. અને એ જ વરસમા જાગેશ્વર જતા મીરતોલામાં એમણે પણ યશોદામા પાસેથી વૈરાગ્ય સ્વીકારી શ્રી કૃષ્ણપ્રેમનો નવો જન્મ લીધો. ૧૯૩૧માં મીરતોલામાં મંદિરની પ્રતિષ્ઠા થઇ અને એમણે કાયમી વાસ કર્યો.

• •

ગોપાલદાનું જીવન જોતાં એવું લાગે છે કે માણસ કેવળ હકીકતોનો બનેલો નથી, એ સંજોગોમાથી અકસ્માત જન્મેલું પ્રાણી નથી, પુર્વજન્મોના સંચિત કર્મોનું ફળ અને એની સિદ્ધિ તથા કૃતાર્થતાઓ સાથે લઈને અવતાર પામેલ આત્મા છે. આજે રાષ્ટ્રીયતા, સંસ્કૃતિ અને સભ્યતાની ભયંકર અથડામણો અને જબ્બર ટક્કરો થઇ રહી છે પણ એ બધા વચ્ચે એ પણ જોવા મળે છે કે મૂલ્યો અને મહત્તાના ચલિત અને પરિવર્તનશીલ જમાનાથી જાણે કે અસ્પૃશ્ય રહીને, સંહારના આ તાંડવથી જરાય થડકયા વિના જીવન સત્યની અંતિમ એકતા ભણી જતી વણઝારમાં પોતાનું અર્પણ પૂરનારા કોઈ અખંડ અને અખિલ જીવનના આંતરયાત્રીઓ શ્રદ્ધાની જ્યો-

મેન્ટલ અને મોરલ સાયન્સમાં ટ્રાયપોસ લઈને બી. એ. થયા. એમ એ. થઈને ત્યાં જ ફેલોશિપ સ્વીકારી. ૧૯૧૮ની એ સાલ કેમ્બ્રિજમાં હતા એ દરમિયાન પ્રથમ વિશ્વયુદ્ધમાં ઇંગ્લેન્ડના રૉયલ એર ફોર્સમાં ભરતી થયા. લેફ્ટેનન્ટનુ કમિશન મળ્યુ ને પાઇલોટ બન્યા. આ લડાઈમા એક વખત એરોપ્લેનમાં એવો અદ્ભુત અનુભવ થયો કે એમને જીવનની નિયામક શક્તિનો જાણે મોઢેમોઢ સામનો થઈ ગયો. હિંદુસ્થાન વિશે એમના હૃદયમાં ઘણી જિજ્ઞાસા અને ઘણુ વહાલ હતુ. હિંદ જવાની ઇચ્છા પણ ઉત્કટ હતી. એટલે લડાઈ પછી જ્યારે લખનૌ યુનિવર્સિટીમાં અંગ્રેજી સાહિત્યના અધ્યાપક તરીકેની જગ્યા માટે એમની પસંદગી થઈ ત્યારે એમને ઘણો આનંદ થયો. ૧૯૨૧ના ઑક્ટોબરની આઠમી તારીખે એઓ ભારત આવ્યા.

એ વખતે લખનૌ યુનિવર્સિટીના વાઇસચાન્સેલર ડૉ. જ્ઞાનેન્દ્રનાથ ચક્રવર્તી હતા યુનિવર્સિટીમાં જુદા જુદા સ્તરના અધ્યાપકોને રહેવા માટે યોગ્ય મકાનો હજી ચણાતાં હતાં. ડૉ. ચક્રવર્તીને એમ થયું કે આ જુવાન અંગ્રેજ છોકરો પોતાના કુટુંબથી વિખૂટો પડીને આવે છે ત્યારે એને અતડું ના લાગે અને ઓછુ ના આવે માટે એમણે પોતાને ત્યાં જ શરૂઆતમા થોડો વખત રહેવાની વ્યવસ્થા કરી આપી. પછી જ્યારે અધ્યાપકો માટેનાં મકાનો તૈયાર થયા ત્યારે પણ એ વિદેશી પ્રોફેસરે ડૉ. ચક્રવર્તીને પોતાના પિતા અને એમનાં પત્ની શ્રીમતી મોનિકા ચક્રવર્તીને પોતાનાં માતા તરીકે સ્વીકારી ત્યાં જ, કાયમી રહેવાનું પસંદ કર્યું. વચ્ચે થોડો સમય ઉનાળાની રજાઓ ગાળવા ઇંગ્લેંડ જઈ આવ્યા. ઈ. સ. ૧૯૨૩માં બીજી

વખત ઇંગ્લેન્ડથી પાછા ફર્યા પછી એમણે આ દેશને જ પોતાની માતૃભૂમિ સાચા અર્થમાં માનીને કાયમી રહેવાનો નિશ્ચય કર્યો.

૧૯૨૪માં એમણે લખનૌની જગ્યાનું રાજીનામું આપ્યું અને બનારસ હિંદુ યુનિવર્સિટીમાં ઓછા પગારે અંગ્રેજીના અધ્યાપકનું કામ સ્વીકાર્યું. અહીં જ એમણે સંસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો. ૧૯૨૬માં ઇંગ્લેન્ડથી એઓ પાછા ફર્યા ત્યારે શ્રીમતી મોનિકા ચક્રવર્તીએ વૃંદાવનમાં ગોસ્વામી બાલકૃષ્ણદાસજી પાસે વેશાશ્રય લઈને સન્યાસિની તરીકે યશોદામા નામ સ્વીકાર્યું હતું. ૧૯૨૬માં જ દાદાએ યશોદામાને ગુરુ સ્થાપી એમની પાસેથી મંત્રદીક્ષા લીધી. ૧૯૨૮માં બન્ને ગુરુ શિષ્ય આલ્મોરા આવ્યાં. અને એ જ વરસમાં જાગેશ્વર જતાં મીરતોલામાં એમણે પણ યશોદામા પાસેથી વેશાશ્રય સ્વીકારી શ્રી કૃષ્ણપ્રેમનો નવો જન્મ લીધો. ૧૯૩૧માં મીરતોલામાં મંદિરની પ્રતિષ્ઠા થઇ અને એમણે કાયમી વાસ કર્યો.

ગોપાલદાનું જીવન જોતાં એનું લાગે છે કે માણસ કેવળ હકીકતોનો બનેલો નથી, એ સંજોગોમાથી અકસ્માત જન્મેલું પ્રાણી નથી, પૂર્વજન્મોના સંચિત કર્મોનું ફળ અને એની સિદ્ધિ તથા કૃતાર્થતાઓ સાથે લઈને અવતાર પામેલ આત્મા છે આજે રાષ્ટ્રીયતા, સંસ્કૃતિ અને સભ્યતાની ભયંકર અથડામણો અને જબ્બર ટક્કરો થઇ રહી છે પણ એ બધા વચ્ચે એ પણ જોવા મળે છે કે મૂલ્યો અને મહત્તાના સ્ખલિત અને પરિવર્તનશીલ જમાનાથી જાણે કે અસ્પૃશ્ય રહીને, સંહારના આ તાંડવથી જરાય થડક્યા વિના જીવન સત્યની અંતિમ એકતા ભણી જતી વણઝારમાં પોતાનું અર્પણ પૂરનારા કોઈ અખંડ અને અખિલ જીવનના આંતરયાત્રીઓ શ્રદ્ધાની જ્યો-

તને અજવાળે પોતાનો માર્ગ કરી રહ્યા હોય છે પોતાની મજલ કાપી રહ્યા હોય છે આ મરજીવાઓના સઘમા રાષ્ટ્ર, જાતિ, સસ્કૃતિ અને ધર્મના ભેદભાવ આપમેળે ઓગળી ગયા હોય છે

અનુભવજન્ય આત્મનિષ્ઠાની આન્તીને અજવાળે, પ્રભુ-ચરણે પોતાનુ સર્વસ્વ સમર્પિત કરીને જીવના અને બીજાને જીવાડના ગોપાલદા જેવા વિભૂતિવત આત્મવિદને ૧૯૬૦ના ઓકટોબરની ૧૩મી તારીખે જ્યારે પ્રથમ વાર નીરખ્યા ત્યારે તમારી વાત સાચી લાગી એમના વિભૂતિતત્ત્વના ગર્ભને જાણે એક જ વાકયમા તમે રમી બનાવ્યો હતો તમારુ એ વાકય મને હજી બરાબર યાદ છે તમે કહ્યુ હતુ "સ્વભાવમા કોઈ જાતની ગાંઠ વિનાના સહજ માણસને મળવુ એ પોતે જ એક અનન્ય અનુભવ છે જીવનમા આ એક વિરલ અનુભવ થયો"

સ્થળ અને સન્યાસીઓના પ્રથમ દર્શને જ, પ્રથમ સમાગમે જ, લાગ્યુ કે જાણે આ જ મારી જન્મભૂમિ, આ જ મારા માબાપ, અહી જ જીવવુ, અહીં જ જન્મવુ, ૧૯૪૮મા અમેરિકાથી પાછા ફરતાં લડનમા થોડાક અઠવાડિયા રહેવાનુ થયુ હતુ. તે સમયમા એક વખત જોન વોટકીન્સની પુસ્તકોની દુકાનમા જઈને ચોપડીઓ શોધતો હતો પહેલા જ પ્રયત્નમા એમનુ "ધી યોગ ઓફ ધી ભગવદ્‌ગીતા" મારા હાથમા આવ્યુ. ત્યા ઊભા ઊભા જ એનો આમુખ વાચી ગયો. વાચતા વાચતા શુ થતુ હતુ એની ખબર ના પડી અતર વલોવાતુ હતુ, રોમાચ થતા હતા. બુદ્ધિ અવાક બની ગઇ હતી. પણ, અતરાત્મા ખુશીથી છલકાતો હતો. દ્વન્દ્વો જીવના થઈને વળગ્યા હતા. એમની અદરનુ રહસ્ય સમજાયા

વિના તેજસ્વી લાગતુ હતુ એટલે વોટકીન્સ પાસેથી એમનુ બીજુ પુસ્તક "ધી યોગ ઓફ ધી કઠોપનિષદ" પણ લીધુ લડનમા જ બન્ને ગ્રથોનો સ્વાધ્યાય પૂરો કર્યો અને કઇક થયુ શુ થયુ તે સમજાયુ નહી પણ જેવુ કઇક અને જે કઇક ત્યારે થયુ હતુ તેવુ જ બાર વર્ષે એમના પ્રથમ દર્શને અને પ્રથમ સ્પર્શે થયુ દાદાના પાચ વર્ષના સમાગમ પછી સ્પષ્ટ થયુ કે એ તો શ્રી કાનાઈની કૃપાનો જ પ્રસાદ હતો।

મીરતોલાના જીવનના કેન્દ્રમા ઠાકુર જ સર્વદા ચક્રવર્તી રહ્યા છે બન્ને ગુરુજનો શ્રી કૃષ્ણપ્રેમ અને માધવઆશિષ સેવકભાવે જ જીવ્યા છે અને અમને જીવાડયા છે એટલે ગોપાલદાની વિદાયની નિરાધારતા કે નિરાશા કે અપગ વિવશતાની લાગણી થવાને બદલે જાણે નવજ્યોતનો, નવા આત્મજન્મનો ઉત્સવ થયો હોય એવા પરમ આનદનુ સવેદન સર્વોપરી બની રહ્યું

એમના દેહવિસર્જને એક નવો અનુભવ કરાવ્યો સામાન્ય જનનો દેહ પડે છે ત્યારે એની સાથે એનુ સર્વ કઈ પડે છે સતજનનો, ભક્તજનનો દેહ પડે છે ત્યારે એનુ સર્વ કઇ રહે છે કેવળ દેહનુ જીર્ણ વસ્ત્ર સહજભાવે ખિરી જાય છે એટલે ગોપાલદાના દેહાવસાને મૃત્યુની છાયાને ઓગાળીને એનો ભય છેદી નાખ્યો! કોણ કહે છે મૃત્યુ છે?

છેલ્લી વિદાય વેળાના એમના અતિમ શબ્દો હતા *My ship is sailing*'–મારી નૌકા હવે જીવનને પેલે પાર જાય છે અને એ એકની–ઐક્યની શોધમાં ચાલી નીકળ્યા એમની પ્રેમ કરવાની પારાવાર શક્તિ [illegible]

પણ વડે એમણે સ્વજનો–સર્વજનો જે એમના સપર્કમાં આવ્યાં તે સૌને કઈક ને કઈક રૂપાન્તરનો પ્રસાદ આપ્યો હતો. એમનુ સાન્નિધ્ય એટલુ વિધાયક હતું કે માણસ તટસ્થ રહી જ ન શકે. એનો અ તરગર્ભ હાલી ઊઠે. એક વખત તો એમના સસ્પર્શની સ જીવની વડે એ અ તર્મુખ બની જાય.

પાંત્રીસ વર્ષના હિમાલયવાસમાં એકનિષ્ઠ અને એકાગ્ર પ્રેમમય આર્જવ વડે એમણે ઠાકુરચરણને પોતાના હૃદયસિંહાસન ઉપર ધારણ કરીને રાધાજીનુ સ્મરણ કરાવ્યુ હતુ. મીરતોલાના મ દિરમાં રાધાકૃષ્ણના મધુર સ્વરૂપો બિરાજમાન છે. એ બન્ને સ્વરૂપો એક બનીને ગોપાલદાના હૃદયમાં વાસ કરતાં હતા, એટલે એઓ એ અમૂર્તનુ મૂર્તસ્વરૂપ લાગતા. એમનુ દર્શન નિર્મળ અને સ્વચ્છ હતુ. કોઈ પણ પ્રશ્ન અને સમસ્યાને એઓ આરપાર જોઈ લેતા. મનુષ્યમાં રહેતા અંશને નહિ, પણ સમગ્રને એ ઓળખી લેતા અને એને જ સ્પર્શતા. છતાં પોતાની વાતનો કદી આગ્રહ ન રાખતા. આગ્રહ એક જ વાતનો કરતા કે અનુભૂતિ વિના મેળવેલું કોઈ પણ જ્ઞાન સમજણ બનતું નથી. સમજણ વિના સમર્પણની શક્તિ ઉદય પામતી નથી. અને સમર્પણ વિના નવો આત્મજન્મ પમાતો નથી.

મૃત્યુ જીવનનુ જ બીજું સ્વરૂપ છે. જેની ભીતરમાં અવિનાશીની રમણા હોય એને કાળ પોતાની અનંતલીલા વડે સજે છે, પોતાની અનંતતા અર્પીને એને પોતાનો કરે છે. પછી એમની પાસે અંતકાળનાં તાળાં ઉઘાડવાની કૂંચી આવી જાય છે. ભેદ ઓગળી જાય છે. એકતાનો એકતારો બજી રહે છે. પરસ્પરની ઓળખાણ થઈ જાય છે. નૌકાને પછી એ મહા નાવિક હંકારી જાય છે

ગોપાલદાનો જીવનતારક આમ જ્યારે અંધકારની ક્ષણોમાં ઝબકતો જોવા મળે છે ત્યારે અંતર આનંદથી બોલી ઊઠે છે કે એ એજ એમની સાધનાનો મર્મ હતો. એ જ એમના જન્મકાર્યનું રહસ્ય હતું. એમના જીવનની એ જ કૃતાર્થતા હતી :

Point out the 'way' – however dimly, and lost among the host as does the evening star to those who tread their path in darkness.

( The Voice of the Silence )

એમનો પ્રકાશ આપણને દોરી રહો.

ડિસેમ્બર, ૧૯૬૫

## ૧૨

# સત્યના કવિ

ઉપનિષદોના દર્શનમાં દેવ–ઋષિ–કવિ એ ત્રણેય શબ્દો, એક જ સ્વરૂપના પ્રત્યય છે. જે એક છે તે ત્રણેય છે. ગાંધીજીના પ્રથમ સમાગમથી મારા સમગ્ર ચિત્ત ઉપર એમની ન ભુલાય તેવી છબી કોરાઈ ગઈ છે. આજે પણ એ તસવીર એટલી જ સ્વચ્છ અને સુરેખ છે.

ઈ.સ. ૧૯૨૦ કે ૨૧ની સાલ હશે. ગુજરાત વિદ્યાપીઠના કુલનાયક અને મહાવિદ્યાલયના આચાર્ય ગીદવાણી વડોદરા આવ્યા હતા. એ સાંજે જુવાનોની સભામાં એમણે સરકારી શિક્ષણસંસ્થાઓના બહિષ્કારની વાત એટલી નિષ્ઠા અને એટલા ગાંભીર્યથી કરી હતી કે અમારા વિદ્યાલયના ઘણાં વિદ્યાર્થીઓએ સરકારી સંસ્થાનો બહિષ્કાર કર્યો. હું તો આચાર્ય ગીદવાણીની સાથે જ અમદાવાદ ચાલ્યો ગયો અને મહાવિદ્યાલયમાં દાખલ થયો.

થોડાક દિવસ પછી ગીદવાણીજીનાં બીમાર પત્નીને જોવા ગાંધીજી ગુજરાત મહાવિદ્યાલયના મકાનમાં આવ્યા. મારું એ

એમનુ પ્રથમ દર્શન, એમનો પ્રથમ સમાગમ આ કલિયુગના માણસ નથી; વેદોના જમાનાના કોઈ ઋષિ ઉતરી આવ્યા છે એમનો પ્રેમ, એમની આખોમા તરવરતી અનુકપા અને સમગ્ર અસ્તિત્વમાથી નીતરતી નિર્મલ નમ્રતા ગમે તે માણસને એમના બનાવી લેવા માટે શક્તિમાન હતા

ત્યારથી લગભગ પચ્ચીસ વર્ષ સુધી અમારો પિતા પુત્રનો સ્નેહસબધ અતૂટ રહ્યો ૧૯૩૦મા એમને પહેલી વાર ખબર પડી કે હુ ક્રાતિકારોના મડળમા ભળ્યો છુ બાપુ બહુ દુખી થયા એક વખત સવારે બે ત્રણ ક્રાતિકારોની સાથે હુ પણ એમને સત્યાગ્રહ આશ્રમમાં મળવા ગયો હતો મુલાકાત પૂરી થયા પછી ગાધીજી ઓટલા સુધી વળાવવા આવ્યા પેલા મિત્રો જરાક આગળ ચાલ્યા કોટલે મારા ખભા ઉપર અપાર સ્નેહથી હાથ મૂકીને કહે "તમે પણ આમા ભળ્યા છો? હિસાથી સ્વરાજ્ય નહી મળે મળશે તો અહિસા અને સ્વાર્પણથી જ મળશે તમને જે સૂઝ્યુ તે ખરુ પરતુ મારા બારણા તમારે માટે હમેશા ઉઘાડા છે" અને બોલતા બોલતાં એમની આર્દ્ર બનેલી આખોમાથી જે પ્રેમવર્ષા થઈ, તેનાથી હુ આખોને આખો ભિજાઈ ગયો હિસામા રાચતી શ્રદ્ધાએ પહેલા આચકો અનુભવ્યો મારા રૂપાન્તરનુ બીજ ત્યારે જ મારા અતરમા રોપાયુ

એ બીજ ધીરે ધીરે બાપુના પ્રેમજલથી કેવી રીતે ઊગ્યુ અને આખરે એના કેવા રૂડા ફળ આવ્યા, એની કથા મે 'અતર્દેવતા"મા આલેખી છે ત્યાર પછી ૧૯૩૮મા પન્ના હતો ત્યારે જીવનમા પાછો ઉત્પાત મચ્યો પન્નાના રાજમહારાજાના વિલાસી અને કદરૂપ જીવનથી અતર અં અતરાતમા ત્રાસી ગયા હતા શુ કરવુ તેની સમજ

નહોતી. બાપુને દિલ્હી તાર કર્યો ને મળવાની રજા માગી. વળતા તારે સ્નેહથી બોલાવ્યો. દિલ્હીનુ એ મિલન અવિસ્મરણીય તો છે જ, પરંતુ મારા જીવનને નવા વળાંકે લાવીને સાચી દિશા ભણી પગલાં માંડી આપનારુ પ્રેરણાદાયી પણ છે. એ વખતનું એક વાક્ય મારી સ્મૃતિમાં હજી તાજું છે. એમણે અતિશય પ્રેમથી કહ્યુ હતુ ." જીવનમા કદરૂપતાના કાંસમા અમુક ઊંડાણમા ઊતરી ગયા પછી, ઉપર આવવાનો પુરુષાર્થ પણ નીચે લઇ જાય છે એવુ થાય તે પહેલા એમાંથી નીકળી જાવ. મારા આશીર્વાદ છે."

વાતચીત પછી બાપુ ચાલવા નીકળ્યા. મારે ખભે હાથ. વાતો કરતા જાય, પ્રેમ વર્ષાવતા જાય. જીવનની ગાંઠો એમના સ્નેહવારિથી ભિંજાઈને આપમેળે ઢીલી થઇને ઊકલતી જાય. રાત્રે જ્યારે એમની ચરણરજ લઈને પન્ના પાછો જવા નીકળ્યો ત્યારે હળવો ફૂલ જેવો થઈ ગયો હતો. બાપુનાં ચરણને ચાલતાં જોવા એ એક ધનભાગ્ય છે. જીવનયાત્રા કરતાં એ પદયુગલમા અદ્‌ભુત શક્તિ ભરી હતી. પ્રત્યેક પગલુ જાણે સંકલ્પ અને નિર્ણયનુ પડનુ હતું. પ્રત્યેક પગલુ જાણે આશા અને આશ્વાસન આપતું હતુ.

સત્ય જોવાની, સત્ય કહેવાની અને સત્ય આચરવાની એમની શક્તિ પ્રેમના રસથી રસાયેલી હોવાથી પ્રિય હતી. એ શક્તિનો પ્રતાપ હતો, પ્રભાવ હતો પણ એનો પરિમલ પણ અપાર હતો. ૧૯૪૬માં અમે દિલ્હીમાં મળ્યા ત્યારે એમના અંતરમા હિંદુમુસલમાન હુલ્લડોની કારમી વેદના હતી ચારે બાજુ દેશમા હિંસાની રમણા હતી સૌ નિરાશ હતા. એવા અંધકારની વેળાએ પણ ગાંધીજીના અંતરમા અહિંસાનો દાવો

જે પ્રકાશથી બળતો હતો, એમની શ્રદ્ધા જે અદ્દભુત બળથી જીવી રહી હતી તેનાથી હુ એટલો અભિભૂત થયો હતો કે ત્યા ને ત્યા રડી પડાયુ હતુ પોતાની આટલી અસહ્ય વેદનામા પણ મારે માથે હાથ મૂકીને એમણે જે સ્નેહનુ સાત્વન આપ્યુ હતુ, મારી આશાના ટમટમતા દીવામા જે રીતે પોતાની શ્રદ્ધાનુ તેલ પૂર્યું હતુ તેણે આજ સુધી મારો સથવારો મૂક્યો નથી. એવી પ્રેમની સજીવની એમણે આપી હતી

આ જ પ્રેમની સજીવની વડે એમણે દેશમા માટીમાંથી માણસ નીપજાવ્યા જીવનના અનેક ક્ષેત્રોમા એમની પ્રેમવર્ષા, સત્યનિષ્ઠા અને નમ્રતાના પરિમલે કેટલા બધા નિષ્ઠાવત સહૃદય સેવકો પેદા કર્યા? ગાધીજીની પાસે જીવનની કઈ જડીબુટ્ટી હતી? સત્યનો સાક્ષાત્કાર? ઘણાને થયો હશે! પ્રેમની અનિરુદ્ધ અનાવિલ શક્તિ? ઘણા પાસે હશે નરી નીતરી નમ્રતાનો નિધિ? કેટલાયની પાસે અત્યારે હશે! એમની પાસે જીવનની જે માયા હતી તે તો તદ્દન જુદી-પ્રાચીનમા પ્રાચીન અને અદ્યતનમાં અદ્યતન એમા સનાતનતાનો પાસ હતો. સત્યનો એમને જ્યારે જ્યારે સાક્ષાત્કાર થતો ત્યારે એના અનન્ય ઓજસને એઓ પોતાના જીવનના પ્રત્યેક ક્ષેત્રમા અશમા નાણીને ઘૂટી લેતા સત્યશોધનની આ પ્રક્રિયાને કારણે એમના સમગ્ર જીવનમા Integration નુ જે અમી સચર્યુ હતુ, તેના અપૂર્વ સવાદિતાની નીપજ થઈ હતી વિચાર, વાણી, દર્શન અને આચરણ સર્વમા જે સવાદની અપૂર્વતા હતી, તેને કારણે એમના જીવનમા શક્તિ અને શુદ્ધિનો સમાન વિકાસ હતો સત્ય અને પ્રેમનો સમાન વિહાર હતો

એમના જીવનની લીલા સહજ હતી સત્ય, પ્રેમ, શક્તિ, શુદ્ધિ, નમ્રતા સર્વ સ્વાભાવિક રીતે વિચરતાં હતાં. કોઈનો ક્યાંય ક્યારેય ખોટો ઉન્મેષ કે અતિરેક નહોતો. પ્રેમની સંજીવનીનો સ્વભાવ છે, નસેનસમાં વ્યાપી જવું. સત્યના પ્રકાશનો સ્વભાવ છે, લોહીવીર્યના અણુએ અણુમાં મળી જવું. નમ્રતાનો સ્વભાવ છે, પ્રત્યેક પ્રગટીકરણમાં આપમેળે રસાઇ જવું.

જીવનની આવી સમગ્રતામાં જીવનારને ઉપનિષદમાં દેવ–ઋષિ–કવિ કહ્યા છે. ગાંધીજી જીવનના એ દેવ હતા. પ્રેમના એ ઋષિ હતા. સત્યના એ કવિ હતા. માટે જ મૃત્યુને મારીને જીવનાર મરજીવા બન્યા. મૃત્યુ જીવનનું ચુંબન છે. જે બડભાગીને એ મળે છે, તે કાળધર્મ નથી પામતા, કાળપુત્ર બની જાય છે.
મે, ૧૯૬૮

# ૫૭

# સર્વતોભદ્ર વિભૂતિ અરવિંદ

---

સ્વ. અંબુભાઈ પુરાણી જ્યારે ૧૯૨૦ કે ૨૧ માં કાય-ને માટે પોંડિચેરી ચાલ્યા ગયા ત્યારે ગુજરાતના વ્યાયામપ્રિય અને રાષ્ટ્રિય પ્રવૃત્તિમાં કાર્ય કરનાર જુવાનોમાં ભારે નિરાશા થઈ. ગુજરાતમાં વ્યાયામ અને દેહ ઘડતરની પ્રવૃત્તિમાં અને રાષ્ટ્રીય માનસવાળા આત્મનિષ્ઠ જુવાનોના ઘડતરમા હવે ઓટ આવશે એવો સંદેહ અમને સૌને થયો હતો. ૧૯૨૩માં અંબુ-ભાઈ પહેલી વાર પોંડિચેરીથી ગુજરાતમાં આવ્યા. તે વખતે જુદા જુદા શહેરોમાં અખાડાના જુવાનોની સભાઓ થઇ હતી અને અંબુભાઈને અનેક પ્રશ્નોની ઝડી વડે સત્કારવામા આવ્યા હતા. વડોદરામાં આવી એક સભા પછી હું એમને ખાનગીમાં મળ્યો. મેં એમને સ્નેહભાવે પ્રશ્ન પૂછ્યો : " અંબુભાઈ, માતૃ-ભૂમિની સ્વતંત્રતા પહેલી કે યોગ ? ' એમણે એટલા જ પ્રેમથી ઉત્તર વાળ્યો હતો : " સ્વતંત્રતા અને યોગ પરસ્પર વિરોધી નથી. માણસ પહેલો પોતાનામાં સ્વતંત્ર થાય. દેશની સ્વતંત્રતા એ ત્યારે જ લાવશે અને દેશનુ સ્વરાજ્ય પણ પ્રભુનો અનુગ્રહ હશે તો જ મળશે. માણસ તો માત્ર પ્રભુનુ વાહન છે. એટલે મારા અંતરમાં કશી જ ગડમથલ કે ગડભાંજ નથી. નહી તો હું આરીસ્થતિ. પ્રિય પ્રવૃત્તિ, મારું પોતાનુ વહાલુ જીવનકાર્ય

છોડીને શ્રી અરવિંદને શરણે જાઉં જ નહી ને ! મને માગમા, શ્રી અરવિંદમા અને પ્રભુમા શ્રદ્ધા છે " અણુભાઈ તો ચાલ્યા ગયા પાછા પોંડિચેરી મારા અંતરમા અગ્નિનો તણખો મૂકતા ગયા

ત્યાર પછી અમારો પત્રવ્યવહાર નિયમિત થતો રહ્યો ધીરે ધીરે પોંડિચેરી જવાની મારી ઇચ્છા બળવાન થતી ગઇ અને ૧૯૨૫ના ઓગસ્ટની શરૂઆતમા શ્રી અરવિંદની સંમતિથી પોંડિચેરીની પ્રથમ યાત્રા થઈ પોંડિચેરી ફ્રેન્ચ સંસ્થાન હતુ એટલે પરદેશમા પ્રવેશ કરવા જેટના વાંધાઓ અને વિધિઓ થતા હતા એ વખતે આશ્રમ જેવુ શ્રી અરવિંદ નિવાસનુ સ્વરૂપ નહોતુ દશ બાર સ્વજનો અને સ્નેહીશિષ્યો એમની સાથે રહેતા હતા મને અણુભાઈ રહેતા હતા તે મકાનમા નીચેના એક ઓરડામા ઉતારો આપવામા આવ્યો હતો સવારે દસ વાગે મારે શ્રી અરવિંદને મળવાનુ હતુ આપણે તો સાગ નવે જ જઈને નીચે બેઠક જમાવી દીધી દસમા પાંચ મિનિટ ઓછી હતી અને દાદરનુ બારણ ઉઘડ્યુ એમના આપ્તમિત્ર ભાઈ અમૃતા ઉપર ગયા દશેક મિનિટમા નીચે આવ્યા અને મને ઉપર જવાનો ઈશારો કર્યો

મારી ઉંમર ત્યારે એકવીસ વર્ષની દાદર ચઢતા મનમા કઇક ભય પણ ખરો અંતરમાં ઉત્સુકતા પણ હતી આખો દેહ જાણે સ્તબ્ધ બની જશે એવી લાગણી થયા કરે ઉપર ગયો ઓશરીમા એક ખુરશીમા શ્રી અરવિંદ બેઠા હતા એમની આગળ એક લખવાનુ ટેબલ પડ્યુ હતુ એમની સામે જોયા વગર જ પાસે જઈને ચરણરજ લીધી એમણે અણસારાથી સામેની ખુરશી પર બેસવાની આજ્ઞા કરી બેસીને સામે જોયુ શુ જોયુ ? અર્ધુ ધોતિયુ પહેર્યુ છે અડધુ ઓઢ્યુ છે લાંબા

વાળ અને દાઢીમૂછો વડે, તેજસ્વી અને ઊંડાણવાળી આંખોથી આખી મુખમુદ્રા એવી તો શાંત લાગી કે કંઠમાંથી શબ્દ ઉપર જ ન આવે. આપોઆપ ધ્યાન થઈ ગયું. શ્રી અરવિંદે માથા ઉપર હાથ મૂક્યો ત્યારે આંખો ઊઘડી જોયું તો સામે જાણે ઉપનિષદકાળના ઋષિ બેઠા છે. એમણે ખબરઅંતર પૂછીને વાતચીત શરૂ કરી. ધીરે ધીરે હું સ્વસ્થ થઈ ગયો વાર્તાલાપ એકાદ કલાક ચાલ્યો હશે. એ વખતે દશેક દિવસ પોંડિચેરી રહેવાનું બન્યું હતું રોજ સાંજે જમતી વખતે શ્રી અરવિંદ નીચે આવતા સૌની સાથે જમતા. જમતાં જમતા અને પછી થોડો વાર્તાલાપ થતો. અનેક અને વિવિધ વિષયો ચર્ચાતા

એ જ મુલાકાતમાં નિર્ણય કરી લીધો હતો કે કાયમને માટે પોંડિચેરી નિવાસ કરવો. નીકળતા પહેલા શ્રી અરવિંદની સંમતિ પણ મેળવી લીધી પોંડિચેરીથી નીકળીને થોડી દક્ષિણની યાત્રા કરીને વડોદરા પહોંચી ગયો ૧૯૨૬ના ઓક્ટોબરમા કાયમી વાસ માટે વડોદરા છોડ્યું ૧૯૨૬ના નવેમ્બરની ૨૪મી તારીખે શ્રી અરવિંદે સૌને બોલાવીને કહ્યું કે જેને માટે એએ પોંડિચેરીમા યોગસાધના કરતા હતા તે સાક્ષાત્કાર એમને થયો છે. તે દિવસથી પોતે હવે બહાર નહી આવે હવેથી માતાજી બહાર આવશે અને આશ્રમનું કાર્ય સભાળશે ત્યાર પછી ધીરે ધીરે આશ્રમનો વિકાસ થયો વચ્ચે વચ્ચે મારે વડોદરા આવવાનું બન્યું. પરતુ એકદરે ત્રણેક વરસના આશ્રમવાસ પછી ૧૯૩૦મા મે કાયમને માટે પોંડિચેરી છોડ્યુ પોંડિચેરી છોડ્યું, આશ્રમનો સબધ તૂટ્યો પરતુ શ્રી અરવિંદ પ્રત્યેનો સ્નેહ અખંડિત રહ્યો આજ સુધી એ સ્નેહ મારા અતરમા શ્વાસોચ્છ્વાસ લે છે

આજે બત્રીસ તેત્રીસ વર્ષ પછી મારા પોંડિચેરીના આશ્રમવાસ વિષે, શ્રી અરવિંદના સહવાસ, સમાગમ અને

સાધના-સંવાદ વિષે વિચાર કરું છું ત્યારે એક વાત નિ:સંકોચ અને સંદેહ વિના મારા મનમાં સ્પષ્ટ થાય છે કે આંતરિક જીવન વિષેની સમજણનો પાયો પોંડિચેરીમાં નંખાયો. જીવન વિષેની નવી દૃષ્ટિ ત્યાંથી મળી. કેટલાક જીવતાં મૂલ્યોની ભેટ ત્યાં મળી. સત્ય જીવન વિષેની અભીપ્સાના છોડનું બીજ પણ ત્યાં જ રોપાયું. પોંડિચેરી છોડ્યા પછી અંબુભાઈ અને મિત્રો-ને કારણે આશ્રમના સમાચાર મળતા રહ્યા પણ આશ્રમ સાથેનો સંબંધ ન રહ્યો અને અચરજ તો એ થયું કે શ્રી અરવિંદ સાથેનો અંતરસંબંધ પ્રફુલ્લતો ગયો. "સાવિત્રી" મહાકાવ્ય પ્રસિદ્ધ થયું ત્યારે એના સ્વાધ્યાય વખતે એમની સાથેનો અંતર સમાગમ પાછો સતેજ થયો, પણ એણે મૂળ લીધાં નહીં. આજે મારા મનમાં અને અંતરમાં શ્રી અરવિંદની કેવી છબી કંડારાઈ છે? તેનું મનનચિંતન મારા પોતાના લાભ માટે કરવાનું પણ ખૂબ ગમે છે. આજે પંદરમી ઓગષ્ટ છે શ્રી અરવિંદનો જન્મદિવસ છે ભારતની સ્વતંત્રતાની પણ આજે વર્ષગાંઠ છે એ દિવસે એમનું પુણ્યસ્મરણ મારે માટે આનંદદાયક છે.

વિખ્યાત વિવેચક સર ફ્રાન્સીસ યંગ હસબંડે શ્રી અરવિંદના ચક્રવર્તી ગ્રંથ 'ધી લાઈફ ડિવાઈન'નું વિવેચન કરતા એક મહત્ત્વના દૃષ્ટિબિંદુ ભણી આંગળી ચીંધીને કહ્યું હતું કે મહર્ષિ અરવિંદ, પૂર્વ અને પશ્ચિમ બન્ને સંસ્કૃતિના જીવનદર્શનની પેલે પાર જઈને જીવનની અખિલાઈનું સત્ય જોનાર ક્રાન્તદષ્ટા છે. એમની આ વાતમાં કશું નથ્ય છે ? કોઈ પણ પ્રતિભાસંપન્ન કવિ અથવા ઋષિ, જીવનની મૂળગત એકતા અને એકનિષ્ઠાના સત્યને કેવી રીતે સાક્ષાત્ કરે છે અને પ્રગટ કરે છે તે વસ્તુ એ વિભૂતિના પરિણામ અને ... ને છે.

શ્રી અરવિંદનું જીવન અસાધારણ પ્રસંગો અને બના વોની તવારીખથી ભરપૂર છે. એક હિંમતવાન ક્રાંતિકારી નેતાથી માંડીને, જીવનના મૂલગત સત્યનું પગેરું શોધનાર જીવનપુરુષની કૃતાર્થતા સુધીની જીવનયાત્રા, આપણા યુગનો એક મહામોટો ચમત્કાર છે. માનવીની સમુત્ક્રાંત જીવનયાત્રાનું એક સીમાચિહ્ન છે. જીવનના ખંડ ખંડમાં અને ખંડેરોમાં વિખરાયેલો માણસ આજના યુગની વિશેષ દેન લાગે. અણુબોમ્બના સહારેથી અનેકગણા ઉત્કટ અને વિહામણા સહારનો સર્જક અસત્યના પાયા ઉપર ઊભેલો જીવનદંભ છે. આ દંભની માયાજાળમાં સંડોવાઈને માણસ પોતાને હાથે પોતાના ટૂકડા કરી રહ્યો છે. આજના સમયની આ બલિહારી છે, અને અપાર કરુણતા પણ છે. જીવનની આવી કટોકટીના વખતમાં શ્રી અરવિંદ જેવા એક સાચા માનવીનું તર્પણ કંઈક આશ્વાસન આપીને આપણી જીવનનિષ્ઠાને સંકોરે તોય ઘણું છે.

શ્રી અરવિંદની સર્વતોભદ્ર પ્રતિભાએ જે સર્જનશીલ સાહિત્ય નીપજાવ્યું છે. તે એકલું જ એમની મહત્તા પૂરવાર કરવા માટે પૂરતું છે. વેદ ઉપનિષદના ક્રાંતદર્શનને પોતાના જીવનની ધરતી ઉપર જાણી ચકાસીને, આધુનિક વિજ્ઞાનની શક્તિ અને સરહદો બરાબર નાણી પિછાણીને અને પોતાની અંદર બિરાજેલા પ્રભુનો સમાગમ કરીને એમણે પૂર્ણયોગનો પાયો નાખ્યો છે. આ પૂર્ણયોગ વડે જીવનના મૂળભૂત સત્યને અને એની સમગ્રતાને પામવાનો એમનો આત્મપુરુષાર્થ વીસમી સદીનો મહાન માનવપુરુષાર્થ છે.

છાંદોગ્ય ઉપનિષદનું એક ધ્રુવસૂત્ર છે, "આ સર્વ જગત તદાત્મક છે. તે જ સત્ય છે, તે જ આત્મા છે. હે શ્વેતકેતુ!

તુ તે જ છે." ઉપનિષદનુ આ "તુ તે જ છે" એ સત્યની અનુભૂતિમ ડિત સનિષ્ઠા એ શ્રી અરવિંદના જીવનનુ સૌદર્ય-શિખર છે. ભગવાને વ્યક્તિમા વિરાટને પૂરીને, અન ત કલા-લીલાનું સામર્થ્ય દેખાડયુ છે. વ્યક્તિએ હવે એ વિરાટને પોતાનામા પ્રગટ કરીને એ એકતા સિદ્ધ કરવાની છે. આ જીવનદષ્ટિ એ શ્રી અરવિંદની પૂર્ણયોગની સાધનાનો મર્મ છે.

હોવુ એ આત્માનો સ્વભાવ છે. આત્મા સ્વયભૂ જ્ઞાની છે, સ્વરાટ છે. પોતાની શાશ્વતીના ઓજસમા એ સદા જાગ્રત છે. પર તુ મન, પ્રાણ અને શરીરના જે કારણો દ્વારા એને પોતાનો સ્વભાવ પ્રગટ કરવાનો છે, તેઓ ઇન્દ્રિયોના અજ્ઞાનને અને બાહ્ય જ્ઞાનની મર્યાદાને આધીન હોવાથી એ સર્વદા થવા મથે છે. આત્માની આ મથામણ અને મથન એ જ માનવીના સ ઘર્ષ, સવાદ અને સમુત્ક્રાન્તિની સાધના છે.

શ્રી અરવિંદ કહે છે કે "માનવ જાતિએ અત્યાર સુધીમાં શરીર, પ્રાણ અને મન એમ ત્રણ પગલાં સિદ્ધ કર્યા છે. મનથી ઉપર પણ ચેતનાનું કરણ છે. એટલે માણસે હવે આગળ જવાનુ છે. એટલા માટે તો એ પ્રશ્નો જાગ્રત કરે છે, પ્રાર્થના કરે છે, વેદનાનો પોકાર કરે છે અને અસહાય બની કૃપાયાચના કરે છે. હવે એને પોતાનામાં શ્રદ્ધા જાગતી જાય છે. હવે એ પોતાને જ વિષે સવાલ ઉઠાવે છે. માણસને હવે બુદ્ધિની પેલે પારથી પોતાના મૂળ સવાલ અને સમસ્યાઓના ઉત્તર જોઈએ છે." શ્રી અરવિંદની જીવનસાધના અહીં જ અનુભવના પ્રકાશની દીવાદાંડી બનીને અ ધકારમા અથડાતી બુદ્ધિને માર્ગ દેખાડે છે. શ્રી અરવિંદ કહે છે કે એમનું દર્શન, બુદ્ધિમાં બંધ બેસે એવો ઉકેલ દેખાડે છે. પરંતુ એ કેવળ બુદ્ધિથી

શોધાયેલો નથી એ તો જીવન સમગ્રની એકતાના સાક્ષાત્કારમાથી મેળવેલો છે બુદ્ધિથી પર રહેલી વિજ્ઞાનમય ચેતનાનું અપરા પ્રકૃતિમા પ્રતિષ્ઠાન કરીને શ્રી અરવિંદે ઉપનિષદના દર્શનને આત્મસાત કર્યું છે માનવજીવનના એક અંતિમ અને મૂળગત પ્રશ્નનો ઉકેલ શોધ્યો છે.

શ્રી અરવિંદની આ સાધના "માનવને, કામનાઓ અને અહંતાના સંબંધમાથી મુક્ત કરીને, આત્મસમર્પણ દ્વારા એનામા રહેલી પ્રભુતા જાગ્રત કરે છે. શરીર, પ્રાણ અને મનના અવિદ્યાના પ્રદેશમાથી એ ચેતનાને મુક્ત કરીને, વિદ્યાના, સત્યના પ્રદેશમા લઈ જાય છે ત્યા આ સત્તા, સત્ય અને એક છતા કેવી રીતે અનેકવિધ બને છે, અને છતા એકરૂપે રહે છે, તેનુ રહસ્ય સ્ફુટ થાય છે " તે વખતે માનવ પોતાની આ અપૂર્ણ અપરા પ્રકૃતિમા રહીને પણ એ જ કરણો દ્વારા પગાપર દિવ્ય મહાશક્તિનો અનુભવ કરે છે પછી એ જ મહાશક્તિની કરુણા વડે, આત્મવિસર્જનના રસાયનથી સમગ્ર મૂળ પ્રકૃતિનુ રૂપાન્તર કરીને દેહી માનવ દિવ્યતાનો અધિકારી બને છે

વિજ્ઞાનમય ચેતનાનુ અવતરણ એટલુ જ શ્રી અરવિંદની સાધનાનુ પ્રયોજન નથી મૂળ પ્રકૃતિમા એની પ્રતિષ્ઠા અને એનુ પ્રગટીકરણ એ એમના પૂર્ણયોગનો આશીર્વાદ છે માટે એમનો યોગ માત્ર વ્યક્તિનુ ક્ષેમ નથી કરતો સમષ્ટિના શ્રેય માટે પણ સદા તત્પર અને પુરુષાર્થી રહે છે. એક વખત ભાઈ દિલીપ કુમાર રોયે શ્રી અરવિંદને પૂછ્યુ હતુ કે તમે જ્યારે એમ કહો છો કે આ યોગ સર્વને માટે છે વિશ્વના કલ્યાણ માટે છે, ત્યારે તમે તમારા યોગબળથી જગતને કેમ બદલી નાખતા નથી? એના જવાબમા શ્રી અરવિંદે સામો પ્રશ્ન કર્યો હતો કે જગતને બદલાવુ છે ? અને ભગવાન બુદ્ધની એક વાત એમણે કહી

એક સશયી તાર્કિકે આવીને તથાગતને પૂછયુ." નિર્વાણ જો બધી જ આધિવ્યાધિની રામબાણ દવા હોય તો બધાને શુ કામ એ વરદાન નથી આપતા ? હુ હે એનો જવાબ આપના હ્યુ . "ઘેર ઘેર જઈને એકવાર પૂછી આવો કોને શુ જોઈએ છે ?" એ તાર્કિક ફરીથી આવીને બોલ્યા " કોઈએ રૂપિયા મા ના, કોઈએ યશ માગ્યો, કોઈએ સ્ત્રી માગી અને કોઇએ પુત્ર, કોઈ એ વળી આરોગ્ય અને આયુષ્ય માગ્યા પણ નિર્વાણ કોઈએ માગ્યુ નહીં " એટલે તથાગતે હમીને કહ્યુ " જે વસ્તુ કોઈ માગતુ નથી, કોઈને જોઈતી નથી તેને શી રીતે આપવી ?"

નિર્વાણને આરે પહોચીને તથાગતે અજ્ઞાન અને અહ કારમા પીડાતી માનવતાની સેવા કાજે એ નિર્વાણનો ત્યાગ વાછીને, વ્યક્તિગત મોક્ષના આદર્શને ઉત્ક્રાંત કરીને એક પગલુ આગળ માંડયુ. શ્રી અરવિંદે ચૈતન્યનો, આનંદનો, પ્રકાશનો અનુભવ કરીને સમષ્ટિના શ્રેય માટે મૂળ પ્રકૃતિમાં પ્રતિષ્ઠિત કરીને જીવનમાં એક પગલુ વધુ ભર્યું છે.

આ અનુભુતિ પોતે જ પોતાની પ્રતીતિ છે. આ પ્રતીતિને આ યુગના બુદ્ધિમાનો અને વિચારકો સમજી શકે એવી વાણીમા એને પ્રગટ કરી છે. પરંતુ બુદ્ધિશાળી વર્ગની સમતિ માત્ર પર તે આધાર નથી રાખતી. તે તો પોતાની શ્રદ્ધા ઉપર નિર્ભર રાખીને ચાલે છે જે જડ શ્રદ્ધા કેવલ શાસ્ત્ર પ્રમાણ ઉપર અવલબે છે અને જીવનનિષ્ઠ બનવાનો પરિશ્રમ વેઠયા વિના દિવ્યતાનુ આશ્વાસન અનુભવવા ઇચ્છે છે તે શ્રદ્ધા અને સ્વાનુભવના પાયા ઉપર સ્થિર અને દઢમૂલ થયેલી શ્રદ્ધા એ બન્ને વચ્ચે આસમાન જમીનનો ફેર છે. શ્રદ્ધા એટલે કોઈ એક અથવા અનેક મતમતાતર નહીં. શ્રદ્ધા તો આત્માની આખ છે. જેમ સ્થૂલ ઇન્દ્રિયો વડે ભૌતિક વસ્તુઓનુ આકલન થાય છે, તેમ જે શક્તિ વડે આધ્યાત્મિક વસ્તુઓનુ સકલન થાય છે

તે શક્તિનું નામ શ્રદ્ધા છે. શ્રદ્ધા એ અંતરઆત્માની પ્રતીતિ છે. આત્મદર્શનની અનુભૂતિ છે. અંતરજ્ઞાનનું નિવેદન છે.

શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહ્યું છે; "આ દેવ વિશ્વકર્મા મહાત્મા, જે સદા મનુષ્યના હૃદયમાં સ્થિર થયેલો છે તેને હૃદયે, મને અને બુદ્ધિએ કલ્પેલો છે. તેને જેઓ જાણે છે, તેઓ અમર બને છે." ઉપનિષદના મહામુનિઓના આ દર્શનને પોતાના જીવનની ધરતી ઉપર જીવીને એમણે માનવજાતિની મોટી સેવા કરી છે. દિવ્યજીવનનું અને દિવ્યપ્રેમનું આ જગતમાં આવિર્ભૂત થવું એ મહાન આત્મબલિદાનનું અને આત્મવિસર્જનનું પરિણામ કહેવાય છે. પોતે જે કરે છે, તેના બદલામાં કશી જ માગણી કર્યા વિના, પોતાના ઉત્સર્ગનો દેખાડો કર્યા વિના સહજભાવે અપરા પ્રકૃતિને અજવાળીને તેમાં વાસ કરતો ભાગવત પ્રેમ માણસજાતિનો મહા આશીર્વાદ છે. વેદમાં દેવ અને કવિ એક જ પ્રજ્ઞાપ્રતિભાના પર્યાય છે. શ્રી અરવિંદ આવા અર્થમાં કવિ છે;

> જે કો ચાહે ધરણી ઉપરે સ્વર્ગને લાવવાને,
> તેણે જાતે ધરણી તણી માટી પરે આવવાનું.
> પ્રકૃતિ કેરો મલિન પ્રકૃતિબોજ ઉઠાવવાનો,
> કષ્ટે છાયો વિકટ પથ આ વિશ્વનો કાપવાનો,

ઑગસ્ટ, ૧૯૬૩

# આનંદના ઉદ્‌ગાતા

ઈ. સ. ૧૯૨૭ કે ૨૮માં કવિવર રવીન્દ્રનાથ ટાગોર હિબર્ટ વ્યાખ્યાનો આપવા માટે ઈંગ્લેન્ડ જતા હતા. જે સ્ટીમરમાં એઓ પ્રવાસ કરતા હતા તે સ્ટીમરના સંચાલકોએ કવિવરને પોંડિચેરીમાં થોડા કલાક શ્રી અરવિંદને મળવા માટેના હેતુથી સ્ટીમરને થોડો સમય પોંડિચેરીના સમુદ્રમાં થોભાવી હતી. રવીન્દ્રનાથની સાથે એ વખતે એમનાં પુત્રવધુ પ્રતિમાદેવી અને શ્રી પ્રસન્નવદન મહાલનોબીસ હતા. એઓ આશ્રમમાં આવ્યા એ પ્રસંગે એમને જીવનમાં પહેલી વાર નીરખી નીરખીને જોયા. અંતરમાં એવો ભાવ થયો કે પુરુષદેહ પણ કેટલો નમણો અને ચારુશીલ હોય છે ! ભારતીય સંસ્કૃતિ જો પુરુષદેહ ધારણ કરીને અવતરે તો આવી હોય, એવી સ્પષ્ટ મુદ્રા મારા હૃદયમન ઉપર કોરાઈ ગઈ.

ત્યાર પછી એમને વડોદરામાં બીજી વાર જોયા અને નિરાંતે મળવાનું થયું. એઓ મહારાજા સયાજીરાવના આગ્રહથી 'Man to artist' એ વિષય ઉપર ત્રણ વ્યાખ્યાનો આપવા આવ્યા હતા. એમની વાણી, એમનો સુર, એમની શૈલી અને એમનું [illegible] એકત્ર થઈને મોહિનીનું એવું લાવ-

રૂપ પ્રગટ કરતાં હતા કે જ્યારે એમણે " અમ જીવન મન મોહિની"નુ ગીત ગાયુ ત્યારે ગીત અને કાન બન્ને એકરૂપ બની ગયા હતા ભારે આકર્ષણ એમના વ્યક્તિત્વે ત્યારે કર્યું હતુ. મુગ્ધતાની એવી હવા પેદા થઈ હતી કે શ્રોતાઓ સાચેજ કોઈ બીજા વિશ્વમાં પળવાર તો જીવી આવ્યા.

ત્યાર બાદ ૧૯૩૪મા ભાઈ કૃષ્ણ કૃપાલાની મુબઈ આવ્યા હતા મારા મિત્ર સોલી બાટલીવાળા અને બેરિસ્ટર પુરુષોત્તમ ત્રિકમદાસની સાથે એક સાંજે જમવામા મે શાન્તિનિકેતન જવાની ઈચ્છા પ્રગટ કરી મારી ઇચ્છા કબીર પર એક મહાનિબંધ તૈયાર કરવાની હતી કૃપાલાનીએ બહુજ સ્નેહથી તરત જ આમત્રણ આપ્યુ અને બધી વ્યવસ્થા કરવાનુ માથે લીધુ આચાર્ય ક્ષિતિમોહન સેન જેવા મધ્યયુગના રહસ્યવાદના મરમી માર્ગદર્શક પણ મળશે એ આશાએ ૧૯૩૫ ના જૂનમા શાન્તિનિકેતન પહોચી ગયો. એ બે વરસના ગાળામા ગુરુદેવ રવીન્દ્રનાથ સાથે નિકટના સમાગમમા આવવાનુ બન્યુ બેત્રણ વખત તો મારી ટૂકી વાર્તાઓ વાચવાની તક પણ મને એમની પાસે મળી હતી. ક્ષિતિબાબુ સાથે કબીરની રહસ્યમય કવિતાના કેટલાક પાસાની ચર્ચા કરવાનો લાભ મળ્યો હતો એની મારે મન મોટી કિંમત હતી એ જ સમયમા લાઈબ્રેરીના વ્યવસ્થાપક શ્રી પ્રભાતકુમાર મુખરજી પાસે બગાળી શીખવાનુ શરૂ કર્યું હતુ કે ગુરુદેવની કવિતા મૂળ બગાળીમા વાચી સમજી શકાય પરતુ રવીન્દ્રનાથની કવિતાના મર્મના મૂળ સુધી પહોચાડનાર તો ક્ષિતિબાબુ હતા એઓ અઠવાડિયે ટાગોરની કવિતા વિશે એક વર્ગ ચલાવતા એ વ્યાખ્યાન કહો કે વાતચીતમા એઓ કવિતા ઉપરાત એ કાવ્ય કેવી પરિસ્થિતિમા, કયા વાતાવરણમા લખાયુ અને એ વખતે કવિના ચિત્તની પશ્ચાદ્ભૂ શી

હતી એ બધું, પોતાની એવી લાક્ષણિક રીતે કહેતા કે કવિની એક અંતરછબી કંડારાઈ રહેતી એ અનુભવની સ્મૃતિ હજી પ્રસન્નતા ઉપજાવે છે.

પ્રત્યેક બુધવારે સવારે ગુરુદેવ પ્રાર્થનામંદિરમાં ઉપનિષદ વિષે એક પ્રવચન કરતા. દરેક વખતે એઓ જુદા જુદા ઉપનિષદ વિષે બોલતા બોલતા ત્યારે આંખો બંધ કરીને ધ્યાનસ્થ અવસ્થામાં હોય એમ એમની વાણી અંતરના ઊંડાણમાંથી આવતી અને આનંદનો સ્રોત ઉપર ખેંચી લાવતી. માનવના અંતરસ્વરૂપ વિષે અને એના પરમાત્મા સાથેના સહજ સંબંધ વિષે બોલતા, ત્યારે તો કયારેક એમની આંખો ભીની થઈ જતી કયારેક વિશ્વની ઉત્પત્તિ, મનુષ્યના જીવન સાથેનો એનો ગાઢ સંબંધ પ્રસ્થાપિત કરીને 'પિંડે તે બ્રહ્માંડે અને બ્રહ્માંડે તે પિંડે'વાળો સિદ્ધાંત પોતાના જીવનરસના સંદર્ભમાં બહુ જ જીવંત રૂપે પ્રગટ કરતા.

આચાર્ય ક્ષિતિમોહન સેન સાથે કવિવરની કવિતા, એમના જીવનની ફિલસૂફી અને એમનાં જીવનદર્શન વિષે વારંવાર વાર્તાલાપ થતો રહેતો. આ સર્વ સહવાસને કારણે કવિના મૂળ ગ્રંથો વાંચવાની જિજ્ઞાસા જાગી. એ સ્વાધ્યાય પછી કવિવરની જે પ્રતિમા મારા ચિત્ત પર ઉપસી તે કવિ કરતાં જીવન કલાકારની વિશેષરૂપે હતી. રવીન્દ્રનાથ પોતાની કવિતામાં, નવલિકામાં અને નવલકથામાં રંગદર્શી સ્વભાવના વરતાય છે. પરંતુ જીવનરસના મુખ્ય અને મૂળગત સ્રોતમાં એમનું વહેણ ગંભીર, ઘેરું અને સૌષ્ઠવપ્રિય દેખાય છે. એમને સર્વથી વધુ રસ માણસમાં છે. એટલે જ કદાચિત એઓ પોતાના જીવનમાં ઊંડે ઊંડે વસીને આદમીની આદમિયતના મૂળસ્વરૂપનો

તાગ લેવા મથતા હતા. જ્યારે જ્યારે એમનો સમાગમ થયો છે ત્યારે એવી અનુભૂતિ થઇ છે કે એઓ ક્યાંક અંતરના ઊંડાણમાંથી બહાર આવીને આ જાગ્રત ભૂમિકા ઉપર વાર્તાલાપ કરે છે. વૈખરી એમનું માધ્યમ નથી. જીવનના પ્રગટીકરણનું વાહન મૌન છે.

મૌનની આ સાચી સાધના અને ધારણાને પરિણામે એમની વાણીમાં મૌનના વીર્યની ઓજસ્વિતા પાંગરી હશે. એમની સાથે વાર્તાલાપ કરવો એ જીવનનો એક અનુપમ લહાવો હતો. ક્યારે આપણને એઓ જીવનરસના પ્રવાહમાં ખેંચી જાય છે અને ક્યારે એના ઊંડાણમાં ઝબકોળીને પાછા આપણને સપાટી પર લાવીને મૂકી દે છે એ આખી પ્રક્રિયા જીવવા જેવી યાત્રા હતી. એ યાત્રાની અસર લાંબી ચાલતી. આવા જીવંત સમાગમો પછી મારા અંતરમાં રવીન્દ્રનાથ રસમૂર્તિ અને આનંદમૂર્તિ તરીકે જ વસ્યા છે.

રવીન્દ્રનાથના જીવનમાં અને જીવનદર્શનમાં ત્રિવેણીસંગમ વરતાય છે. ઉપનિષદો વિષેનું એમનું ઊંડું આત્મનિમજ્જન, આધુનિક વિજ્ઞાન વિષેનું એમનું જીવંત જ્ઞાન અને કબીર, દાદુ, રવિદાસ અને નાનક જેવા મધ્યયુગના મરમી સાધકોની સહૃદય ઓળખાણ, આ ત્રણેય પ્રવાહોના સંગમમાંથી એમના જીવન-રસની નીપજ થાય છે. રવીન્દ્રનાથ પોતે પણ મરમી જીવનયાત્રી હતા. એમની પોતાની એ સાધના વિષેની અનુભૂતિનો એમાં મૂલ્યવાન ઉમેરો થતો રહેતો. એમનો જન્મ અને ઉછેર, વિચાર-સ્વાતંત્ર્યના વાતાવરણમાં અને એક પ્રકારની ક્રાંતિકારી ચિંતન-શીલતાની આબોહવામાં થયો હતો. "ધી રિલિજિયન ઓફ એન આર્ટીસ્ટ"માં એમણે પોતાને વિષે લખ્યું છે; "મારો

જન્મ ત્રણ પ્રવાહોના સંગમ વખતે થયો હતો રાજા રામ મોહન રાયે, ધર્મને એની સંકુચિતતા અને મૃતપ્રાય વિધિઓની ચુંગાલમાંથી છોડાવીને નવો શ્વાસોચ્છ્વાસ આપ્યો હતો બંકિમચંદ્ર ચેટર્જીએ સાહિત્યને એની ગતાનુગતિક પરંપરાની ચૂડમાંથી મુક્ત કરીને સ્વાતંત્ર્યની હવા આમોદવામાં લાવીને મૂક્યું હતું અને ત્રીજી વાત ભારતની લોકચેતના પોતાની સ્વાધીનતા માટે રાજકારણ દ્વારા પોતાનું માથું ઊંચકતી હતી ' આમ રવીન્દ્રનાથના જીવનની શરૂઆતમાં જ એમને સ્વાધીનતાની સુગંધ મળી ચૂકી હતી.

આ સુગંધને કારણે એમનું જીવન પરંપરાગત બધી જ સંકુચિતતા અને મર્યાદાઓને ઓળંગીને જીવનના મૂળ સ્રોત ભણી વળવા મથી રહ્યું અહીં એમને ઉપનિષદોમાંથી આનંદની ગંગોત્રી સાંપડી આનંદમાંથી જ આ સર્વ સર્જન થયું છે આનંદ વડે એ ધારણ થઈ રહ્યું છે આનંદથી જ એ પ્રગતિ કરે છે, અને આનંદમાં જ એ સમાઈ જાય છે આ ગુરુચાવીએ એમના જીવનના ઊંડાણમાં ઘણા અનુભવોના દ્વાર ઉઘાડી આપ્યા એમનો જીવનરસ આનંદ અને પ્રેમના સત્ત્વો વડે રસાઇને સમૃદ્ધ બન્યો એમની દૃષ્ટિનું ``વીર્ય બંધાયું. એમણે સર્જન વિશે થોડાક સિદ્ધાંતો તારવ્યા ;

એક તો સર્જન પોતે એક અનિવાર્યતા છે આ સર્જન, એ મહાસર્જકના અપ્રતિમ અનંત આનંદની લીના છે આનંદે પ્રગટ થવું જ રહ્યું એ પોતાનામાં પૂરાઇ રહે જ નહી. આ સર્જન એ ઇશ્વરે પોતાના ઉપર સ્વેચ્છાએ મૂકેલી) મર્યાદા છે સ્વેચ્છાએ સ્વીકારેલું બંધન છે ભગવાનનો એ મોટામાં મોટો ત્યાગ છે એનું કારણ એક જ મારણ પ્રેમ છે એનું સર્જન વારંવાર પોતે જ પુનર્જન્મ પામીને સર્જનની લીના શાશ્વત રાખે છે

પરમાત્મા એ રવીન્દ્રનાથને માટે કેવળ ભાવાત્મક તત્ત્વ નથી એમને માટે તો પ્રભુ એ પોતાના આનંદને માટે અનેક અનંત સ્વરૂપે લોકહૃદયમાં વસીને સજીવન બનેલ મહાન વિશ્વકર્મા છે એટલા માટે માણસ એ રવીન્દ્રનાથને મન અનંત ઐશ્વર્યનો શાશ્વત શકયતાનો પુંજ છે પ્રેમ જ્યારે કર્મમાં પ્રવૃત્ત થાય છે ત્યારે પોતાની મેળે મર્યાદા અને બંધન સ્વીકારી લે છે એવો પ્રભુ જ્યારે આનંદને પ્રગટ કરવા અને પ્રેમને પ્રવૃત્ત કરવા રૂપની મર્યાદા સ્વીકારે છે, ત્યારે પણ એ અરૂપ અવિનાશીની જ લીલા હોય છે એટલા માટે પ્રેમ, આનંદ કે સૌંદર્યનું સાચું સર્જન, અંતરમાં વસેલા અંતરાત્મા પ્રભુની એકાગ્ર સંવાદિતા ધારણ કર્યા વિના થશે નહીં. આ અનુભૂતિને કારણે રવીન્દ્રનાથના જીવનમાં બંધન અને મુક્તિનો કોયડો નથી અનંતની અને મર્યાદાની સમસ્યા નથી આ બન્ને તત્ત્વો પરસ્પર વિરોધી નથી, પણ પૂરક અને અનિવાર્ય છે એવો એમના જીવનદર્શનનો મૂળગત સૂર છે આ સૂરમાંથી જ એમના જીવનસર્જનના સંવાદી સંગીતની નીપજ થઈ છે આ નીપજ સંપૂર્ણ સ્વરૂપે ભારતીય છે. આ ભારતીયતા—આર્યતા—Indianness, એ રવીન્દ્રનાથના જીવનનું અમૃત છે

ઑક્ટોબર, ૧૯૬૭

## ૧૫

# પરમ જ્ઞાનના પારખુ

શ્રીમદ્ રાજચંદ્રનું નામ અને અધ્યાત્મ વિષેની એમની સાધના, વિશેષરૂપે મુમુક્ષુઓ અને સાધકોમાં જાણીતાં હતાં. પરંતુ જ્યારથી ગાંધીજીએ શ્રીમદ્ રાજચંદ્ર ભણી પોતાનાં સ્નેહ, સદ્‌ભાવ અને ઋણ પ્રગટ કર્યાં ત્યારથી, ગુજરાતમાં બુદ્ધિશીલ વિચારક વર્ગમાં શ્રીમદ્‌નું નામ સ્મરણીય બની ગયું.

ગાંધીજીએ એમને વિષે પોતાનો પ્રેમભાવ આ સ્વરૂપે પ્રગટ કર્યો છે: "મારા જીવનમાં શ્રીમદ્ રાજચંદ્રની છાપ મુખ્યપણે છે. મહાત્મા ટોલસ્ટોય તથા રસ્કિન કરતાં પણ શ્રીમદે મારા ઉપર ઊંડી અસર કરી છે. ઘણીવાર કહીને લખી ગયો છું કે મેં ઘણાના જીવનમાંથી ઘણું લીધું છે. પણ સૌથી વધારે કોઈના જીવનમાથી મેં ગ્રહણ કર્યું હોય તો તે કવિશ્રી (શ્રીમદ્ રાજચંદ્ર)ના જીવનમાથી છે."

શ્રીમદ્ રાજચંદ્ર અસાધારણ વ્યક્તિ હતા. તેમનાં લખાણો એ તેમનાં અનુભવના બિન્દુસમા છે. તે વાંચનાર,. વિચારનાર અને તે પ્રમાણે ચાલનારને સુલભ થાય, તેના કષાયો મોળા

પડે, તેને સંસાર વિષે ઉદાસીનતા આવે, તે દેહનો મોહ છોડી આત્માર્થી બને.

કાકાસાહેબ કાલેલકરે શ્રીમદ્ રાજચંદ્ર માટે "પ્રયોગવીર" શબ્દ વાપર્યો છે. એ સૂચક, અર્થગર્ભ અને સાર્થક છે. બાલપણથી જ એમના જીવન અને વાતોમાં એક પ્રકારની અસાધારણતા દેખાય છે. એમની જીવનસિદ્ધિનાં અનેક સોપાન છે. તેમાં પણ એમના અનેક અવધાનની અપૂર્વતા સહેજે આપણું ધ્યાન ખેંચે છે; માણસનું મન એકી સાથે સહજ, સરળ અને સંકુલ છે. એની શક્તિ અપાર છે, અગાધ છે. માણસ મુખ્યત્વે મનસપુત્ર છે. મનસ વડે જ એ માનવ થયો છે. એટલે મનસની પરમ શક્તિ અને એના અસીમ તેજને પણ એ જ પામી શકવાની તાકાત અને ક્ષમતા ધરાવે છે. આ માણસ જ્યારે મનોમય પુરુષરૂપે પોતાનો સાક્ષાત્કાર કરે છે ત્યારે એ આશ્ચર્યમુગ્ધ કરે એવી અસાધારણતા ધારણ કરે છે. પરંતુ જ્યારે એ મનને પેલે પાર રહેલા પરમ તત્ત્વ-પરમાત્માની શોધમાં અગ્રેસર થઈને યાત્રા માંડે છે ત્યારે તેઓ-યાત્રીરૂપે અનેક આશ્ચર્યો પ્રગટ કરે છે. એ સર્વ આશ્ચર્યોમાં આપણને દિઙ્મૂઢ કરે એવી ઘટના તે એની સમન્વય કરવાની શક્તિની નીપજ છે.

ભાઈ ઉમાશંકરે લખ્યું છે કે, "સર્વ ધર્મોનું ગોત્ર અધ્યાત્મ છે." એટલે ગમે તે સંપ્રદાય કે ધર્મને આશ્રયે જીવનયાત્રા કરતો મુમુક્ષુ જ્યારે તે સંપ્રદાય અને ધર્મના રૂપોની સીમાથી અકળાઈને અસીમ અને અરૂપ તરફ આગળ પગલાં માંડે છે, ત્યારે પહેલી આશ્ચર્યકારક-ઘટના એ બને છે કે, એની સંકુચિતતા ઓગળવા માંડે છે, અને સમન્વયની શક્તિનો ઉદ્ભવ

થાય છે આગળ જતા એ જીવનયાત્રી મુક્ત અધ્યાત્મનુ દર્શન પામી એને જ સાક્ષાત કરવાનુ નત મેવે છે

શ્રીમદ્ રાજચન્દ્રના અધ્યાત્મના મુક્તદર્શન કાજે સાંપ્રદાયિક દષ્ટિએ થોડીક મુશ્કેલી ઊભી થવાનો સંભવ છે એમણે પોતે પોતાના અધ્યાત્મદર્શનને સનાતન જૈન ધર્મનુ વિશેષણ આપ્યુ છે એમના જેવા વિતરાગ પુરુષને, મહાવીર ભક્તને, જૈન ધર્મ આગળ 'સનાતન' વિશેષણ સ્થિર ભાવે મૂકવાની અનિવાર્યતા જણાઈ છે એમા શ્રીમદ્દના મુક્ત વ્યક્તિત્વના અને એમની સંપ્રદાયમુક્ત દષ્ટિના તદુરસ્ત દર્શન થાય છે એમનુ સાહિત્ય જોતા સામાન્ય રીતે પહેલી છાપ જ્ઞાન અને વૈરાગ્યની ઊઠવાની પૂરેપૂરી સંભાવના છે એ ઉપરાત એમના અનેક પત્રોમા કર્મ ઉપર પણ ખૂબ ભાર અને ઝોક મૂકાયા આવ્યો છે આ બન્નેની જોરદાર મહેર નીચે જે કોમળ ગતિએ ભક્તિની ધાર વહે છે, તેની ગતિશીલતા એકદમ ધ્યાન ખેચતી નથી છતા એમના અધ્યાત્મદર્શનમા ભકિતના આર્જવનો, મહિમા અને એની દ્વારા બની થની એમની સંવેદનશીલ પ્રેમશક્તિના નિરામય દર્શન થયા વગર રહેતા નથી એમના અનેક પત્રો આ આર્જવની ભીનાશથી તરબોળ છે શ્રીમદ્દની અધ્યાત્મ સાધનાના મધ્યબિન્દુ જેવો એમનો એક સુદર પત્ર છે

"વવાણિયા દ્વિ ભાદ્ર વ૦ ૧૨ શુક્ર ૧૯૪૬
વ્યાસ ભગવાન વદે છે કે –

**ઇચ્છા દ્વેષવિહીનેન સર્વત્ર સમચેતસા,**
**ભગવદ્દભક્તિ યુક્તેન પ્રાપ્તા ભાગવતી ગતિ:.**

ઇચ્છા અને દ્વેષ વગર સર્વ ઠેકાણે સમદષ્ટિથી જોનાર

વા પુરુષો ભગવાનની ભકિતથી યુકત થઈને ભાગવતી
તેને પામ્યા, અર્થાત્ નિર્વાણુ પામ્યા.

આપ જુઓ, એ વચનમાં કેટલો બધો પરમાર્થ તેમણે
માવ્યો છે? પ્રસંગવશાત્, એ વાકયનું સ્મરણ થવાથી
ખ્યું. નિરંતર સાથે રહેવા દેવામાં ભગવતને શુ ખોટ જતી
શે?"

શ્રીમદના લખાણોમાં અનેક ઠેકાણે જ્ઞાન, વૈરાગ્ય અને
ર્મના વચનોની વચ્ચે વચ્ચે ભકિતના આર્જવ બિન્દુઓનો
છંટકાવ જોવા અનુભવવા મળે છે. અને કોણ જાણે કેમ,
વી લાગણી પણ થાય છે કે શ્રીમદ્ રાજચંદ્રની જ્ઞાન વૈરા
ા કર્મની વાણી જ્યારે થાકે છે, અકળાય છે અને વ્યાકુળ
ને છે ત્યારે પ્રેમભકિત વડે એમની હૃદયનોળવેલ નવપલ્લવિત
ાય છે. નવી રસાયણ શકિત ધારણ કરે છે.

એમનો એક અતિ મધુર પત્ર આની શાખ પૂરશે:

મુંબઈ માહ સુદ ૧૯૪૭

"પરમ પૂજ્ય

આપને સહજ વાંચનના ઉપયોગાર્થે આપના પ્રશ્નના
ત્તરવાળો કાગળ આ સાથે બીડુ છુ.

પરમાત્મામાં પરમ સ્નેહ ગમે તેવી વિકટ વાતથી થતો
ાય તો પણ કરવો યોગ્ય જ છે સગળ વાત મળ્યા છતા
પાધિના કારણથી તન્મયભકિત રહેતી નથી. અને એકતાર
નેહ ઊભરાતો નથી. આથી ખેદ રહ્યા કરે છે અને વારવાર
નવાસની ઈચ્છા થયા કરે છે જો કે વૈરાગ્ય તો એવો રહે
કે ઘર અને વનમા ઘણુ કરીને આ આત્માને ભેદ રહ્યો નથી,

પરંતુ ઉપાધિના પ્રસંગને લીધે તેમાં ઉપયોગ રાખવાની વારંવાર જરૂર રહ્યા કરે છે કે જેથી પરમ સ્નેહ પર તે વેળા આવરણ આણવું પડે અને એવી પરમ સ્નેહના અને અનન્ય પ્રેમભકિત આવ્યા વિના દેહત્યાગ કરવાની ઇચ્છા થતી નથી કદાપિ સર્વાત્માની એવી જ ઇચ્છા હશે, તો ગમે તેવી દીનતાથી તે ઇચ્છા ફેરવશો પણ પ્રેમભક્તિની પૂર્ણ લય આવ્યા વિના દેહત્યાગ નહીં કરી શકાય એમ રહે છે, અને વારવાર એ જ રટના રહેવાથી 'વનમા જઈએ, વનમાં જઈએ' એમ થઈ આવે છે આપનો નિરંતર સત્સંગ હોય તો અમને ઘર પણ વનવાસ જ છે

ગોપાંગનાની શ્રીમદ્ ભગવતમાં સુંદર આખ્યાયિકા આપી છે અને તેમની પ્રેમભકિત વર્ણવી છે, એવી પ્રેમભકિત આ કળિકાળમાં પ્રાપ્ત થવી દુર્લભ છે, એમ જો કે સામાન્ય લક્ષ છ, તથાપિ કળિકાળમાં નિશ્ચળ મતિથી એ જ લય લાગે તો પરમાત્મા અનુગ્રહ કરી શીઘ્ર એ ભકિત આપે છે

જડભરતજીની શ્રીમદ્ ભાગવતમાં સુંદર આખ્યાયિકા આપી છે એ દશા વારવાર સાભરી આવે છે અને એવું ઉન્મત્તપણું પરમાત્માને પામવાનું પરમ દ્વાર છે એ દશા વિદેહી હતી

ભરતજીને હરણના સંગથી જન્મની વૃદ્ધિ થઈ હતી અને તેથી જ ભરતના ભવમાં અસંગ રહ્યા હતા એવા કારણથી મને પણ અસંગતા બહુ જ સાભરી આવે છે, અને કેટલીક વખત તો એવું થઈ જાય છે, કે અસંગતા વિના પરમ દુખ થાય છે યમ અંતકાળે પ્રાણીને દુખદાયક નહીં લાગતો હોય, પણ અમને સંગ દુખદાયક લાગે છે એમ અંતરવૃત્તિઓ ઘણી છે કે જે એક જ પ્રવાહની લખી જતી નથી, રહ્યું જતું નથી, અને આપનો

વિયોગ રહ્યા કરે છે. સુગમ ઉપાય કોઈ જડતો નથી, ઉદય-કર્મ ભોગવતા દીનપણું અનુકૂળ નથી. ભવિષ્યની એક ક્ષણનો ઘણું-કરીને વિચાર પણ રહેતો નથી.

'સત્ સત્' એનું રટણ છે. અને 'સત'નું સાધન તમે તે ત્યાં છો, અધિક શું કહીએ? ઈશ્વરની ઈચ્છા એવી છે. અને તેને રાજી રાખ્યા રહ્યા વિનાં છૂટકો નથી. નહીં તો આવી ઉપાધિયુક્ત દશામાં ન રહીએ, અને ધાર્યું કરીએ, પરમ પીયૂશ અને પ્રેમભક્તિમય જ રહીએ!"

શ્રીમદ રાજચંદ્રની આ પરમ આકુળવ્યાકુળના શ્રી-કૃષ્ણને કાજે ઝૂરતી અને એની પ્રેમભક્તિમાં ઝબકોળાયેલી ગોપી કરતાં ક્યાં જુદી છે? જ્ઞાનની ડહાપણભરી વાતો કરતાં ઉદ્ધવની જેમ એઓ ક્યારેક આત્માપરમાત્માના સંયોગનું દર્શન આપે છે. વૈરાગ્યના આકરા તપનું સૂચન કરીને નરી વિતરાગ અવસ્થાનું નિરૂપણ કરે છે. કર્મના સિદ્ધાંતની વાત કરતાં કરતાં આખા આચારધર્મની માંડણી પણ કરે છે. પણ પ્રેમભક્તિની ધારા વહેતા તેઓ ગોપી બની જઈને કેવળ આર્જવ છલકાવ્યા કરે છે. જ્ઞાન-વૈરાગ્ય અને કર્મ એમના અધ્યાત્મદર્શનના મહત્ત્વના અંગો ભલે હોય પણ એમની જીવન-સાધનાનું મૂળભૂત બળ ભક્તિ છે, નિર્વ્યાજ પ્રેમ છે એમ લાગ્યા વિના રહેતું નથી. અને જ્યારે આ પરાભક્તિ કોઈ અનુપમ રૂપમાં ઉદય પામે છે ત્યારે એઓ જરાય સંકોચ કે શરમ વિના પોતાના ભાવસમુદ્રને લહેરાવા દે છે.

મુંબઈ મહા વદ ૩ ૧૯૪૭

"અત્ર પરમાનંદ છે. અસંગવૃત્તિ હોવાથી સમુદાયમાં

શકાતો નથી એવું જે સત્સ્વરૂપ તે જેના હૃદયમાં પ્રકાશ્યુ છે એવા મહાભાગ્ય જ્ઞાનીઓની અને આપની અમારા ઉપર કૃપા વર્તો. અમે તો તમારી ચરણરજ છઈએ; અને ત્રણે કાળ એ જ પ્રેમની નિરંજન દેવ પ્રત્યે યાચના છે

આજના પ્રભાતથી નિરંજનદેવની કોઈ અદ્ભુત અનુગ્રહતા પ્રકાશી છે. આજે ઘણાં દિવસ થયાં ઇચ્છેલી પરાભક્તિ કોઈ અનુપમ રૂપમાં ઉદય પામી છે. ગોપીઓ ભગવાન વાસુદેવ (કૃષ્ણચંદ્ર)ને મહીની મટુકીમાં નાખી વેચવા નીકળી હતી, એવી એક શ્રીમદ્ ભાગવતમા કથા છે. તે પ્રસંગ આજે બહુ સ્મરણમાં રહ્યો છે. અમૃત પ્રવહે છે. ત્યાં સહસ્રદળ કમળ છે. એ મહીની મટુકી છે, અને આદિપુરુષ તેમા બિરાજમાન છે, તે ભગવંત વાસુદેવ છે. તેની પ્રાપ્તિ સત્પુરુષની ચિત્તવૃત્તિરૂપ ગોપીને થતાં તે ઉલ્લાસમાં આવી જઈ બીજા કોઈ મુમુક્ષુ આત્મા પ્રત્યે 'કોઇ માધવ લ્યો, હાંરે કોઇ માધવ લ્યો' એમ કહે છે. અર્થાત તે વૃત્તિ કહે છે કે આદિ પુરુષની અમને પ્રાપ્તિ થઈ, અને એ એક જ પ્રાપ્ત કરવા યોગ્ય છે; બીજું કશુ ય પ્રાપ્ત કરવા યોગ્ય નથી, માટે તમે પ્રાપ્ત કરો. ઉલ્લાસમા ફરી ફરી કહે છે કે તમે તે પુરાણ પુરુષને પ્રાપ્ત કરો અને જો તે પ્રાપ્તિને અચળ પ્રેમથી ઇચ્છો તો અમે તમને તે આદિપુરુષ આપી દઈએ. મટુકીમા નાખીને વેચવા નીકળ્યા છીએ. ગ્રાહક દેખી આપી દઈએ છીએ. કોઇ ગ્રાહક થાઓ અચળ પ્રેમે કોઈ ગ્રાહક થાઓ વાસુદેવની પ્રાપ્તિ કરાવીએ.

' મટુકીમાં નાંખીને વેચવા નીકળ્યાનો અર્થ સહસ્રદળ કમળમા અમને વાસુદેવ ભગવાન મળ્યા છે. મહીનુ નામ માત્ર છે. આખી સૃષ્ટિને મથીને જો મહી કાઢીએ તો માત્ર એક અમૃત

રૂપ વાસુદેવ ભગવાન જ અહીં નીકજે છે એવું સૂક્ષ્મ સ્વરૂપ તે સ્થૂળ કરીને વ્યાસજીએ અદ્‌ભુત ભક્તિને ગાઈ છે આ વાત અને આખું ભાગવત એ એકજને પ્રાપ્ત કરાવવા માટે અક્ષરે અક્ષર ભરપુર છે અને તે અમને ઘણા કાળ થયા પહેલા સમજાયુ છે આજે અતિ અતિ સ્મરણમા છે કારણ કે સાક્ષાત અનુભવ-પ્રાપ્તિ છે અને એને લીધે આજની પરમ અદ્‌ભુત દશા છે એવી દશાથી જીવ ઉન્મત પણ થઇ ગયા વિના રહેશે નહિ, અને વાસુદેવ હરિ ચાહીને કેટલોક વખત વગી અંતરધ્યાન પણ થઈ જાય એવા લક્ષણના ધારક છે માટે અમે અસગ-તતાને ઇચ્છીએ છીએ અને તમારો સહવાસ એ પણ અસ-ગતના જ છે એથી પણ વિશેષ અમને પ્રિય છે”

વાસુદેવની આ લગની, ભક્તિની આ ઉત્કટ ઝખના, પરમાત્માના સાક્ષાત્કારની આ અદ્‌ભુત અભીપ્સા, વિતરાગનુ આકરુ તપ, જ્ઞાનીનુ પરમ લક્ષણ આચરણનુ પરમ સાતત્ય અને સત્યનિષ્ઠા આ બધા તત્ત્વો સમન્વય પામીને શ્રીમદ્ રાજ ચદ્રમા સવાદ પામ્યાં હતા આ ઉપરથી લાગે છે કે શ્રીમદ્ કોઇ સપ્રદાયના સસ્થાપક કે સવાહક નહોતા કોઈ ધર્મના ગાદીપતિ કે ઉપદેશક નહોતા એઓ તો ગોપીજનવલ્લભ શ્રીકૃષ્ણ પરમાત્મા વાસુદેવના પરમભક્ત હતા સાચા અધ્યાત્મ માર્ગના સપ્રનાત યાત્રી હતા, નિ રંતર કર્મયોગી હતા સગનાચારના નિત્ય સહવાસી હતા

સાચા અને નગદ અધ્યાત્મ માર્ગની યાત્રામા એક સીમા ચિહ્ન એવુ આવે છે કે જ્યા યાત્રીને, સાધકને સપ્રદાય ધર્મ દર્શનના બધા વાઘા ઉતારીને કેવળ સહજ નગ્નતા સ્વીકારવી પડે છે જન્મની અને આજન્મની બધી જ ગ્રથિઓ અને ગૌરવોના અચળા કાઢી નાખવા પડે છે કેવળ પ્રભુનિષ્ઠા વડે

નિર્વ્યાજ પ્રેમભક્તિનો દીવો લઇને એને અજવાળે અજવાળે વાસુદેવ ચરણે જવાની એકમાત્ર આરતને સમર્પણના રસાયણ વડે જીવાડવાની હોય છે.

શ્રીમદ્ રામચન્દ્રમાં આવી સહજ નગ્નતા, સમ્પ્રદાય, ધર્મ અને દર્શનની સીમાઓ તોડીને ભગવાન વાસુદેવ ભણી, નિરામય પ્રેમભક્તિ વડે ગોપીગતિથી જતી અનુભવાય છે માનવનું મહાભાગ્ય એમને મળ્યું હતું.

નવેમ્બર, ૧૯૬૬

૨૬

# સેહેની

ર. ન. ઠાકોર

---

"દુનિયા આખી અપૂર્ણતાથી ભરી પડી છે. પૂર્ણ કે કોઈ પણ વ્યક્તિ નથી. નિંદા કરતાં આ સિદ્ધાંત ધ્યાનમાં હોય તો અતિશયોક્તિ નિવારે છે. સ્તુતિ કરતાં પણ એ જ સિદ્ધાંત સ્તુતિને ઉચિત માપમાં રાખી શકે છે."

પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના પચોતેરમા વર્ષના ઉપલક્ષમાં જે સરસ વ્યાખ્યાનો થયા હતાં તેનો સંગ્રહ કરતી વખતે અમારી વચ્ચે જે વિપુલ પત્રવ્યવહાર થયો હતો, તે વખતે પ્રો. ઠાકોરે ઉપર પ્રમાણે ચેતવણી મને આપી હતી એ ચેતવણીમાંથી નિષ્પન્ન થતા સિદ્ધાંતને દૃષ્ટિ સમીપ રાખીને અહીં એમને વિષે લખવાનું થોડું સાહસ કરું છું. પ્રો. ઠાકોરની સમગ્ર કાવ્યપ્રતિભા અને કલાશીલતા વિષે, સાહિત્યના વિવિધ ક્ષેત્રમાં વિલસતી એમની વિલક્ષણ પ્રયોગશીલતા વિષે, અથવા ગુજરાતી ગદ્યના એક સમર્થ લાક્ષણિક પુરસ્કર્તા તરીકે એમને વિષે મારે નથી લખવું. કારણ એ વિષયના નિપુણ વિદ્વાનોએ એમની સર્જનકલાના વિવિધ રૂપો વિષે આપણા સાહિત્યમાં લખ્યું છે, હવે પછી ઘણું ઘણું લખાશે પણ ખરું. મારી

ધારણા તો અમારી લાંબી એકધારી મિત્રતા અને મોકળા નિખાલસ સહવાસને પરિણામે મારા ચિત્તમા એમના વ્યક્તિત્વની જે એક છબી કોરાઈ છે તેને વિષે કઈક લખવાની છે

પ્રો ઠાકોરની સમગ્ર સર્જક પ્રતિભાનુ નિયામક બળ છે સત્ય એમની ચિંતનધારા, સ્મૃતિસાધના, કલ્પનાસમાધિ અને કલાધાર સૌ સત્યને વરેલા છે સત્યની વ્યાખ્યા નથી તેનો પર્યાય નથી સત્ય એ સૌન્દર્યની જેમ સ્વયભૂ અને સ્વરસિદ્ધ છે ગાધીજીનો 'સત્ય એ જ ઈશ્વર છે" એ સાક્ષાત્કાર પણ "સત્ય શિવ સુદરમ્"ના સનાતન અનુભવનો અનુગામી છે સત્ય એટલે સત્ય, એનો બીજો અર્થ નથી અને ઉત્તર પણ નથી અનર્થ એનો થાય એમ નથી કારણ એનો અનર્થ કરનાર અભાગી અને અધૂરો દેખાય એવુ એ સ્વયપ્રકાશી જીવનસત્ય છે આ સત્ય આપણા ધીર કવિ સેહેનીના સર્વતોભદ્ર પુરુષાર્થનુ લક્ષ છે આ લક્ષની પ્રાપ્તિ માટે આપણા કાન્તદૃષ્ટા મહર્ષિઓએ જે સાધના સ્વીકારી છે, અને જે સાધના સિદ્ધ કરીને પ્રજ્ઞા અને પ્રતિભાની સિદ્ધિ મેળવી છે તે સાધનાની પરિપાટી આજે પણ પ્રત્યેક સર્જકને માટે એટલી જ અનિવાર્ય અને અભિમત છે આપણા ભારતીય સસ્કૃતિગુરુઓએ માનવીનુ બે પ્રકૃતિમા નિરૂપણ કર્યુ છે અપરા અને પરા અપરા પ્રકૃતિમા શરીર, પ્રાણ અને મનનો સમાવેશ કર્યો છે અને પરાપ્રકૃતિમા અભિવ્યાપી ન્યાયી તરીકે આત્માની પ્રતિષ્ઠા કરી છે શરીર, પ્રાણ અને મનના કબધમા જકડાયલા આત્માને વ્યક્તિનુ સામાન્ય નામ આપ્યુ અને અપરા પ્રકૃતિના ત્રણેય ગોખમા બિરાજીને એમના ઉપર પોતાનુ પ્રભુત્વ સિદ્ધ કરનાર ચક્રવર્તી આત્માનુ વિભૂતિના વિશેષનામથી સન્માન કર્યુ અપરા પ્રકૃતિમા નચતો માનવ સત્યનુ સપૂર્ણ દર્શન ના કરી શકે એવુ દર્શન કરવા માટે માનવે

પરાપ્રકૃતિના અધિષ્ઠાતા થવું જોઈએ એ અનુભવ મંત્રિન સિદ્ધાન્ત સ્થાપ્યો. આ સિદ્ધાંતે માનવતાની સમુત્ક્રાંતિની વ્યાખ્યા કરી. આ વ્યાખ્યાને કેન્દ્ર બનાવીને અપરા પ્રકૃતિને પરા પ્રકૃતિમાં રૂપાન્તર અને સર્વાર્ક તીસાધના સર્જાઈ. આ સાધનાને યુગ-યુગે મહર્ષિઓ અને મહાત્માઓએ કસીનાણીને એની સનાતનતા સિદ્ધ કરી. આ સાધનાએ વ્યક્તિમાંથી વિભૂતિ થવાના શાસ્ત્ર અને કલા નીપજાવ્યાં. આ શાસ્ત્રકલાનો માર્ગ સ્વીકારનાર દેવોને વેદમાં 'કવિ'ની સંજ્ઞા મળી છે ત્યારથી અનુભવની એવી પરિપાટી ઊતરી આવી છે કે કવિ, કલાકાર કે કીમિયાગર, ફિલસૂફ, યોગી કે ભક્ત સૌ કોઈએ પોતાની જીવનસાધનાના નિયામક બળ તરીકે અને ઉપાસના કેન્દ્ર તરીકે આ જ દર્શનને મુખ્ય ગણ્યું છે. એટલે જેમની સાધના વ્યક્તિત્વના બંધનને ઓળંગીને જેટલું વિભૂતિત્વ પામી છે, તેમના સર્જનોની ચિરંજીવના અને અજરતા તેટલા પ્રમાણમાં સિદ્ધ થયાં છે. આવા ઓજસ્વી સર્જનોના સિંચનથી સંસ્કૃતિ પ્રવર્તતી અને પોષાતી રહી છે. આવા પોતાના અંતર્યામી બનેલા વિભૂતિરત સર્જકોના પ્રગટી કરણો લોકજીવનની લાણી અને વિકટ યાત્રામાં જનતાના સુખ દુઃખ અને આનંદ વિષાદના આશ્વાસનો બનીને એને હૂંફ આપે છે અને એના અંધકારમાં પ્રકાશની પગદંડી બનીને માર્ગ દેખાડે છે. કોઈ શ્રાન્ત પથિકના દર્શનની એ દીવાદાંડી બની રહે છે. સર્જકોની આ પરંપરામાં થએલા વાલ્મીકિ ને વ્યાસ, ભવભૂતિ, ભાસ અને કાલિદાસ, ગૌરાંગ, તુલસી કે મીરાં, સુરદાસ, નરસિંહ કે ત્યાગરાજ, હોમર, શેક્સપિયર કે શેકસપિયર, ગેટે, બિથોવન કે માઈકલ એન્જેલો એ સૌની ચિરંજીવતા પોતપોતાની શક્તિ પ્રમાણે વિભૂતિના આ જ પરમ તત્ત્વની કસોટીએ ચઢીને મોંને છે. એટલા માટે રામાયણ અને મહાભારત, ઇલિયડ અને હેમ્લેટ, શાકુન્તલ, ઉત્તરરામ કે સ્વપ્નવાસવદત્તા, તાજમહેલ

જેવુ સ્થાપત્ય, અજન્તા જેવા શિ પચિત્રો, ત્રિમૂર્તિ, અર્ધ નારીશ્વર અને નટરાજ જેવા મૂર્તિવિધાનો માઇકલ એન્જેલો અને લીયોનાર્દોના શિલ્પસૌન્દર્ય અને ચિત્રકલા, બિથોવનનુ સુકુમાર સગીત એ સર્વ જીવનના આ વિભૂતિતત્ત્વથી રસાયના આત્માની કલાના ઉદાહરણો દુનિયાની જીવન સમૃદ્ધિમા સર્વાનુમતે શ્રેષ્ઠ ગણાયા કરે છે અને પોતાની અલૌકિકતા પ્રગટ કર્યા કરે છે

પ્રો ઠાકોરની સર્જકપ્રતિભા અને સૌન્દર્યપ્રજ્ઞા આ સૌમ્ય ટીએ ચઢીને જેટલી નગદ અને નમણી સાક્ષાત થાય તેના ઉપર તેની ચિરજીવના અને મહત્તાનો આધાર છે લગભગ અર્ધી સદી સુધી આ સત્યાન્વેષી નીડર અને સત્વશીલ સર્જકે પોતાની ઉપાસના કરી છે આ ઉપાસનામા એમણે આરભમા એક પ્રતિજ્ઞા કરી છે

"એનુ શાસ્ત્ર મોક્ષમાર્ગ પ્રવાસીને અપ્રતિકૂળ અને ઉપકારક હોવાથી જ તે ગેનો બોધ કરે છે દુનિયામા જીવનુ અને પ્રાપ્ત કર્મો કરવા તે ભાવનામય હૃદયે થાય તેમા જ સાચુ જીવન છે, અને કર્તવ્યપાલનની શાન્તિ છે તથા હૃદયની આવી ભાવનામયતા ખીલવવા પોષવા અને ટકાવવા માટે કવિતા અને કલાના મધુર નિર્મલ આકર્ષ અને આનદ જેનો સ્થાયી ભાવ છે એવા અને કૃતપ્રાપ્તિ સદા આપે એમ છે વહાલી ગૃહિણી અને સન્મિત્ર જેવા એ ગને ઠગને સદ્ભાવ આપે છે અને શાતિ નાનુ વાતાવરણ જમાવે છે સદ્ગુરુ અને સત સમાગમ તેમ મહત્સમાગમ જેવા એ પાવક અને શ્રેયસ્કર છે"

આ પ્રતિજ્ઞા એ પ્રો ઠાકોરની મર્યાદા છે અને એમનુ બળ પણ છે સતીના સતીત્વ જેવુ એમને મન સત્ય, સૌન્દર્ય અને ચારિત્ર્ય એ ત્રણ વચ્ચે એવો તો મેળ છે કે એ ત્રણ

નથી, એકજ છે એટલે કવિના અને કલાનો ધર્મ બોધતી વખતે એ બોલી ઊઠે છે કે ચોતરફ ફેલાઈ રહેલા આકાશ, દરિયો, ગિરિ, નદી, વાડી, ઉપવન, જંગલ, પંખી, વાદળ, ઉષા, સંધ્યા, વર્ષા, વસંત, દિવસ, રાત આદિ અનંતરૂપ, અનંતવેષ, અનંતોર્મિ કુદરત, જે આપણો સદાનો સાથી છે, તેને પ્રિયમાં પ્રિય ગુરુ પણ બનાવી લેવાના અદ્દભુત શકિત ખીલવીને કવિતા અને કલા, માનવીને તેના એકાકી જીવનમાં દ્રષ્ટવ્યને પોતાની બહારથી પણ જોતો, શ્રોતવ્યને પોતાની બહારથી પણ સાંભળતો બનાવી શકે છે. કવિનો અને કલાકારનો આવો કલ્યાણકારી જીવનધર્મ સ્વીકારીને જીવનયાત્રા કરતા શ્રી ઠાકોર સ્વભાવે જ સત્યનિષ્ઠ છે. કઠોર સંઘર્ષની વિકટ પળે, દારુણ જીવન સંગ્રામની કટોકટીની વેળાએ, ભવ્ય સૌન્દર્યના અપૂર્વ અનુભવની ધન્ય ક્ષણે અથવા આત્મનિમજ્જનના કોઈ અનુપમ અવસરે આ સતકવિ અંતર્મુખ રહે છે. એ એમની વિશિષ્ટતા છે.

"પ્રિયે, તુજ લટે ધરૂં ધવલ સ્વચ્છ આ મોગરો,
નહી નિકટ એથિ સ્પર્શ—હક આ સમે માહરો."

કવિની સંકોચસૂચક વાણીનો મર્મ ઊઘડે છે ત્યારે એ કહે છે;

"નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડ્યા એટલાં:
અને કહ્યુ શિરીન જાય, સખિ મ્લાન એ કેટલાં!

એ પછી જ એ પોતાની સંવેદના બહુજ સંયત વાણીમાં કહે છે;

'પરંતુ પ્રિય દેવિ તૂ ઉતરી હાથ મુજ  સાહવા,
જરા ધીરજ ! જરા વખત ! તલસું પ્રીત પ્રકટાવવા '

અને પછી તો સયન વાણી સંકોચનો બુરખો ઉઘાડીને અંતરવ્યથા કહી દે છે

' હને ફૂલ  વિશુદ્ધ આ કચ વિષે દિપે, મોગરો,
દલેદલ ઉજાગ઼ આ ઉર, પછી જ હું તાહરો "

મોગરાની સૌરભ અને શુચિતા દેખીને કવિની સત્યનિષ્ઠ પોતાના અંતરમાં પડેલી મલિનતા વિષે સંક્ષોભ મચાવે છે. સંઘર્ષ જગાવે છે અને એ સર્વને અંતે અંતરવેદનાનો જ્યારે એકરાર કરે છે, અંતર શુદ્ધિનો નિરધાર કરે છે, ત્યારે જ એના દિલની એકરારીને જંપ વળે છે અંતરાત્માના અજંપાની આવી નિર્ગ્રંથી માધુરી વિરલ છે

સોનાના સમસ્ત સર્જન વ્યાપારમાં પ્રો. ઠાકોરની પ્રબુદ્ધ સૌંદર્યનું રટણ ચૂકતી નથી. એમની શ્રદ્ધા એમની પ્રતિભાને સંબોધે છે.

" બધા સુર ખિલાવજે મનુજચિત્ત સારંગિના,
બધા ફૂંદ માપજે મનુજ શક્તિરીતીતણા,
અમોઘ પણ જીવતી કુદરતે તરે માનવી,
તરંગ વય એહના અજબ તૂ રહેજે લહી.
પ્રવાહ મધિં સર્ગના નિમન તૂ થાજે દૈવનૂ
એ વિસરતો ક્ષણે રટણ એક સૌંદર્યનૂ "

ઉમા મહેશની જેમ તું-હુ-હુ-તુ ના દ્વંદ્વમાથી અદ્વૈત સિદ્ધ કરતો આ પ્રેમ સતીનો છે. સતી એટલે સત્યની પ્રકૃતિ. આમ સત્યનિષ્ઠાને આશ્રયે ચાલતી પ્રો. ઠાકોરની જીવનધારા શંકાથી શ્રદ્ધા ભણી પ્રસ્થાન કરી રહી છે. અજ્ઞાત આદિથી અજ્ઞેય ભાવિ ભણી અગમ્ય કૂચ કરતો આ આખો સંસાર અભાવમાંથી ઘડીક ભાવમાં પલટીને પાછો અભાવમા જ વહી રહ્યો છે. આનંદની આ જ જીવનલીલા છે.

આ મેહેની કવિનીબાનીમાં કઠોરતા અને કોમલતા બન્નેનો એવો સુમેળ છે કે બન્નેને વહાલ કરવાનું મન થાય. કારણ બન્ને તત્ત્વોમાં એમની જીવનનિષ્ઠાનો રણકાર છે. સેહેની દેખાવે જીવનભર અજ્ઞેયવાદી રહ્યા. પરંતુ જીવનના અંતભાગમ એમની બુદ્ધિ થાકીને નહીં, પરંતુ દર્શનનું ઓજસ પામીને અનુભવના અમૃતમાં ઝબકોળાઈને શ્રદ્ધાને પહોંચી છે. પંચોતેરમા વર્ષના ઉપલક્ષમાં એમણે જે જુદા જુદા શહેરોમાં પ્રવચનો આપ્યાં તેમાં એમણે પોતાની આ શ્રદ્ધાને વાચા આપી છે.

"માનવીઓમાંના થોડાક કલાકારો સત્યોને કલા દ્વારા જે સુંદર રૂપો અર્પે છે તેમને જ શ્રેષ્ઠ માનું છું."

"વ્યક્તિના હક્કો અને વ્યક્તિગત આઝાદીનો રસ આખા તંત્રની નાની તથા મોટી તમામ નાડીઓમાં સજીવન ફરતો રહે એવું સંઘબલ જ, ડેમોક્રેટિક સ્પિરિટવાળું સંઘબલ જ સમુત્ક્રાંતિપોષક છે અને તરતરણોપાય છે."

"સન્માનાર્હ એક તો હું ગણું છું પૂરેપૂરાં બસ,આવડત અને દિલે મજૂરી કરતા મજૂરને. અને બીજે ગણું છું બુદ્ધિમાન. બુદ્ધિસત્ત્વ, બુદ્ધિને વાપરી જાણનાર, ખેડનાર, પરોવનાર,

નીચોવનાર, મથનાર, વલોવનાર, માથું ભમી ભમી ધુમ્મ થઇ જાય, ત્યાં લગી એદો ન છોડનાર મનનપરાયણ નરને."

"પ્રેમના આખા લાગણીચક્રમાં માનવતાવાળા માનવીના અનુભવ પ્રમાણે પ્રેમનુ વધારે ઉપકારક, ચિરંજીવ અને વફાદાર રૂપ તો મિત્રતા છે."

"સાચો સાહિત્યકાર કોણ? જેની કૃતિ કરતાં ભાવના ઊંચી ને ઊંચી રહ્યા કરે તે જ."

"તરિયો જુઓ, આકાશ જુઓ, એના પછી મોજાની વાદળ પછી વાદળની અનંત અને અખૂટ આવ્યા જ કરતી હાર ઉપર હાર જુઓ. માણમવ્યક્તિ જ તુચ્છ માન છે ભલે. પ્રજાની મહાવ્યક્તિ અમર અને અનંત છે, અનવરત ગતિમાન છે."

શંકાના સંઘર્ષથી શરૂ થયેલી પ્રો. ઠાકોરની સર્જનધારા સાક્ષાત્કાર ભક્તિ શ્રદ્ધાએ પહોંચી રહી છે. અને એને પરિણામે એમની પ્રતિભા કેટલાક જીવનમૂલ્ય વિષે આત્મનિષ્ઠાની વાણી ઉચ્ચારે છે એટલે એમાં પ્રશાંત સ્વચ્છતા છે, ધીર અને ઉજ્જવળ દૃષ્ટિ છે, સાચા સંવેદનનું પાવક અને પાણીદાર સૌંદર્ય છે. એમની સર્જકપ્રતિભાનો પ્રવાસ સાર્થકતાની સીમાએ પહોંચી રહ્યો છે. અને એનુ મુખ્ય રહસ્ય એ છે કે એમની સમગ્ર સર્જનસાધના એક માત્ર સત્યને જ આશ્રયે વિલસતી, વિકસિત થતી આવી છે. અને સર્જકે પણ વિનમ્ર ભક્તિની જેમ સહજ ભાવે સત્યની જ શરણાગતિ સ્વીકારી છે. સત્યને, પોતાની સાધના અને ઉપાસનાનું પ્રેરક અને નિયામક બળ બનાવવાની જવાબદારી પ્રો. ઠાકોરે જ્યારે સ્વીકારી ત્યારે એમને ખબર હતી કે એની કેટલી અને કેવી કિંમત આપવી પડશે, સત્યને શરણાગત કે આકરું અને મહા કઠોર તપ છે. એના ઉપાસકોને

પોતાને જ પોતાના અગ્નિહોત્રી બનીને પોતાની બધી નિર્બળતા અને મલિનતાનો હોમ કરવો પડે છે સ્વાર્થની સંકુચિતતા અને અભિમાનની આહુતિ આપવી પડે છે, એ સત્યને ખોળે પોતાનું સર્વસ્વ ન્યોચ્છાવર કરતી વેળાએ અપૂર્ણ અને અહંમારી મન પ્રાણ ભયંકર વિદ્રોહ અને ઉલ્કાપાત મચાવે છે પણ એ કટોકટીને સમયે સત્ય તરફની ઉપાસનાની સંપૂર્ણ નિષ્ઠા અને નિઃસંકોચ વફાદારી જ માનવીને એમાથી ઉગારીને આત્માની ઉજ્જવલતાના આશીર્વાદનો અધિકારી બનાવે છે વ્યક્તિ મટીને પછી એ વિભૂતિ બને છે કબીર સાહેબે સત્યના આચારને મંગલાચાર કહ્યો છે તેની સાર્થકતા પણ અહીં જ બને છે

શ્રી ઠાકોરની વ્યક્તિ કેટલી વિભૂતિતત્ત્વ પામી છે એ મારી જિકર અથવા વંદનાનો વિષય નથી એ વ્યક્તિએ વ્યક્તિત્વનું કંબધ તોડવાનો, એને આળી જવાનો કેટલો પુરુષાર્થ કર્યો છે, એ પુરુષાર્થ વખતે સત્યનુ એમણે તાકેલું નિશાન કેટલું અચૂક રહ્યું છે, અને આ નિશાન પામવા માટે, સર કરવા માટે એમણે પોતાના વ્યક્તિત્વની મર્યાદાઓ અને મલિનતાનો કેવો વધ કર્યો છે, એની તરફ સહજ અંગુલિનિર્દેશ કરીને આ બહાદુર જોધાને નમ્ર વંદના અર્પવાનો જ સાદો અને સહજ ઉપક્રમ રાખ્યો છે એમના સર્જનો, આત્માની કલાનો કેટલો પ્રસાદ પામ્યા છે, એની વાત તો એ સૌ પોતે જ સમયને કહશે પણ એમના કેટલાક સર્જન કુસુમો એ પ્રસાદના અધિકારી છે એ મારું નમ્ર નિવેદન છે જ્યારે એમણે કહ્યું કે, 'સાહિત્ય અને કલાના પ્રદેશ વિનમ્ર ભિખારી સનાતન, દઢ ચારિત્ર્યના સ્વતંત્ર અભ્યાસ, સંશોધન અને મનન વડે રચાતા અધિકારના ગુરુ-મંત્ય કર્તા એ વિપુલની ભક્તિના અને યજ્ઞ

સ્ઢાઓ નિહારિણી પ્રતિભાના પ્રદેશ છે.' ત્યારે એ આશંકા નહોતી, અનુભવ હતો. અને આજે અનુભવ મેળવવા માટે એમણે કપરી ઉપાસના કર્યાના, કઠોર તપ તપ્યાના ઉદાહરણો એમના જીવનમાં ખડકાયેલા પડ્યા છે. પ્રયોગમાલામા એમણે મૂકેલા સૂત્રવાકયમા પ્રગટ થતી આ સર્જકની શ્રદ્ધા આપોઆપ પોતાની વાત કહે છે

"ઝખો રહે છે નમ્ર જે સત સેવના.
લાધે છ તેને એક બે તાજા સુમન"

આ સતસેવનામાં પગલે પગલે અને ડગલે ડગલે ગ્લાનિ અને વિષાદ માણસને મૂઝવે છે, થકવે છે અને એની ખૂરી વ... કરે છે. એ વિકટ સજોગોમાં એમણે શુ કરવુ, એમાંથી કેમ માર્ગ કરવો, એ ગૂચને કેમ ઉકેલવી એ વિષેની પ્રો ઠાકોરની સમજદષ્ટિ મારી ઉપરના એક પત્રમાથી ઉતારુ છુ.

"ગ્લાનિ અને મથામણ અને મૂઝવણ અને વિષાદ એક ઘેરા ધાબાની જેમ ચિત્તતંત્રને દાબતુ હોય ત્યા લગી મૂઝવણ ઓસરતી નથી એ ઘેરા ધાબાને ધારી ધારીને જોવુ, જો એમા બે ત્રણ ભિન્ન બાબતોની ગૂચ વરતાય, તો એટલાથી પણ એ ઘેરી કાલિમા આછી થશે અને બે ત્રણ બાબતમા જે સૌથી દુર્ઘટ અને નિરુપાય જેવી લાગે તેને જ સૌથી પહેલી પકડો, એના અથાગમ જુઓ તે ધ્યાનમા આવતા આગળ વધી એના ઉપાય વિષે સતત શોધ આરભો આદરે આવશો તેથી પણ આખા ધાબાની ઘેરાશ આછી થશે. એમ ડગલે પગલે આગળ વધો."

આ ઉપરથી ખ્યાલ આવી શકે છે અને કયાસ કાઢી શકાય છે કે આ સતસેવકે કેટલી ધીરજથી, કેટલી સહિષ્ણુતાથી અને કેટલી આત્મશ્રદ્ધાથી પોતાનુ જીવનપોત વણ્યુ હશે, એના

ઉપર પોતાના કના.સબની કારીગરી કરી હને એને એમના સર્જનની વિપુલતા એ એમની સાર્થકતા નથી એની ગુણવત્તા અને આત્મતેજે વિનમતી કનાવીના જ એનુ સૌન્દર્ય છે આ સર્જક ઢગલાબંધ માહરપટનો વણકર નથી આ તો ભર ગન્છી અને મિનખાબનો કસબી ક્લાકાર છે અને આ જ વાત એમણે નિશતા અને વિવેકથી સન્સ રીતે કહી છે.

આત્માની કલા એટને શ ? ઇન્દ્રિયોના સવેદનોને સન્કાર આપતી જે પ્રવર્તે છે તે માનન પ્રવૃત્તિ કલા છે એ માન વિચારણા નથી, અમુક નવો ઘાટ આપતુ આચરણ છે માધાન્ણા.કરણ ઉચ્ચીકરણ ઉદાત્તીકરણ વગેરે કલા જે જે સન્નીમેશન' અર્પતી પોતાનુ સ્થાન સ્થાપે છે તે સન્કારો જાણીતા છે કૃતિમા આ સન્કારો વડે વ્યાપકતા, ગૌરવ, માર્ગદર્શકતા, શાતિદાયકતા, ગાભીર્ય, રહસ્યાવિષ્કરણ માનસની મથનદશાનુ શમન ઊડાઇ, અથાગતા, આભી ન શકાય એવી ઊચાઇ અગર ગગનચુમ્બિતા વગેરે સાથે ટકાઉ પણ અમરતા લગીનુ, પણ આવે છે અને આ સર્વ શૈલી, પ્રસાદ વગેરે નામે આપણે ટૂકમા અને સમગ્રે ઓળખીએ છીએ તથા તેમા કવાની મૌલિકતા યા સર્જકતા, યા વિભૂતિ જોઈએ છીએ પરતુ આ તમામ ઊચામા ઊચા પણ હજી મેધાના જ આવિષ્કાર છે. અને મેધા જેમ વિમલ તેમ તેમા આત્માની દ્યુતિ વધારે આવે એ કબૂલ પરતુ હજી આ કલા બુદ્ધિગ્રાહ્ય સવેદન વર્તુળમા જ રમે છે તેનાથી ભિન્ની કલાનુ, પર અને ઇશ્વ‍રાભાસ જ હજી એને કેનુ પણ ભાનુ નથી કૃતિ રચના ન્ચના કર્તાની તમામ શક્તિઓની અપૂર્ણ એકતાનતા ॥ આકર્ષણે પ્રતિભા કિવા આત્માના પણ કોઇ કિ ... આ રચના પ્રવૃત્તિમા પ્રવેશી જાય

ઇન્દ્રિય ગ્રામ લગી વ્યાપે અને એમ આંખ અદષ્ટપૂર્વ દેખે, કાન અનાહત સાંભળે, એ અકળો આકાર જુએ, દેખાડે એ દૂરદૂરના ભણકાર કલાનિધિ કર્ણો સાંભળે ને સંભળાવે, અને જે અનુપમ અભૂતપૂર્વ અમર કૃતિ બને તે આત્માની કલાની પ્રસાદી. તેજ, બીજી નહી."

મેઘાણીની સમગ્ર કવિતા અને એમની આખી નર્જન પ્રવૃત્તિ આવી આત્માની કલાનો કેટલો પ્રસાદ પામી છે, કેટલો આશીર્વાદ પામી છે અને એમની બહુરૂપી, બહુશ્રુત મેધા પોતાની જ મર્યાદા વટાવીને પ્રતિભાના પુષ્પ પ્રદેશમા વિહાર કરીને વિભૂતિનો કેટલો સત્સંગ અને સમ્પર્ક પામી છે એ કહેવાનુ કામ તો સૌથી મોટા તુલનાત્મક સમયનુ છે. પરંતુ આ કલાનિધિ, અંતર્મુખ કવિનો સર્વતોભદ્ર, સર્વાંગીણ પુરુષાર્થ સત્યનુ લક્ષ સાધીને સદૈવ જાગૃત અને જીવંત રહ્યો છે એવી મારી શ્રદ્ધા છે

'પચોતેરમે' પુસ્તકમાં પોતાની આપવીતી લેખે લખેની મિતાક્ષરી નોધ મોકલતા એમણે મને લખ્યુ હતુ કે, "તમે આ નોધમાં આપેલો ત્રુટક હકીકતમા કઈક શરતચૂક ન થતી હોય તે ધ્યાનથી જોજો કોઈ વખતે દુનિયા અતિશયોક્તિ જ ગણે અને તમને મને બેયને અન્યાય કરે એવુ તો કાઈ લખાઈ ગયુ નથીને! આટલા પૂરતુ જ જોવાનુ ગાધીજી અને અરવિંદ પણ માણસ છે, કોઈ નથી 'અવતાર,' નથી 'દેવ' એમ દૃઢ માનનાર અજ્ઞેયવાદી અભક્ત જેવા મને 'દેવ' જેવો તો નિરૂપતો નથીને! એટલા પૂરતુ જ જોવાનુ બાકી તો મને લેખક તરીકે જેટલી માને પોતાના સ્વતંત્રના વહાલો તેટલી સૌને પોતાની હોય એ બરાબર જાણુ છુ અને તમને ખબર છે કે જાણુ છુ."

ધરતી પર જ.પગ રાખીને પણ પોતાનું માથું છેક ગગન સુધી ઊંચુ કરતા, જિજ્ઞાસા કે જીવાતા જીવન કરતાં પણ જીવવાની ભાવનાને ઉચ્ચતમ માનતા, સત્યના સાક્ષાત્કારના એકાદ અંશની ઝાંખી પછી પણ એના વધારે શિખરો ચઢવાની તમન્ના સેવતા ભક્તની જેમ સહજ નિરાડમ્બર વડે પોતાની ત્રુટિઓના પગથિયે પગથિયે ચઢતા, પોતાના જ આંસુઓમા પોતાના સ્વત્વને ડુબાડીને સમત્વ સાધવા મથતા ધરા ગુર્જરના આ સુપુત્રને પ્રણામ કરવાનો આ ઉપક્રમ અહીં પૂરો કરુ છુ.

૧૯૪૮

## ૧૭

# પ્રબુદ્ધ સુરતા

ડભોઈમાં દયારામ શતાબ્દી મહોત્સવ ચાલતો હતો. છેલ્લા દિવસના સમાપનસમારંભના પ્રમુખ શ્રી રામનારાયણ વિ. પાઠક હતા. પણ પહેલે દિવસે જ એમને હાથે દયારામનું તૈલચિત્ર ખુલ્લું મુકાયું હતું એટલે એમણે ત્રણેય દિવસ હીરાબહેન સાથે હાજરી આપીને મહોત્સવને શોભાવ્યો હતો. બીજે દિવસે 'દયારામનો ગોપીભાવ' એ વિષય ઉપર મારે બોલવાનું હતું. તે જ દિવસે હીરાબહેન પણ બોલવાનાં હતાં. એ પ્રસંગે એ સમારંભના મુખ્ય વક્તા શ્રી મનસુખલાલ ઝવેરી પણ હાજર હતા. મને આ બને વિદ્વાનોની હાજરીમાં બોલવાનો સંકોચ થતો હતો. પણ પછી એમ મન મનાવ્યું કે મારે ક્યાં દયારામની કવિતા વિષે બોલવું છે કે આ બંને કવિ–વિવેચકોનો સંકોચ રાખવો પડે? પણ મન એમ કંઈ માને? એટલામાં હીરાબહેનનું નામ લેવાયું. એઓ જઈને સ્વસ્થતાપૂર્વક બોલી આવ્યાં. મને એમાંથી હિંમત મળી. એટલે મારો વારો આવ્યો ત્યારે મારા વિષય પર હું પણ બોલ્યો. મારે શ્રોતાઓની સામે જોઈને નહીં પણ વ્યાસપીઠની સામે જોઈને બોલવાનું હતું. 'ગોપીભાવ' જેવો વિષય એટલે પ્રેમ, રસ અને સમર્પણ જેવાં

સ્વરૂપોને છેડવાં તો પડે જ ભાકત જેવા ભવ્ય ગંભીર વિષયની છણાવટ કરવાની હોય જ. એટલે બોલતી વખતે કયાંય અતિશયોક્તિ, આછકલાપણું કે વેવલાઈ ન આવી જાય તેની સતત સંભાળ રાખવી પડી વ્યાખ્યાન પૂરું થયુ ત્યારે નિરાશાને કારણે મન ખિન્ન થઈ ગયુ. જઇને વ્યાસપીઠ પર રામનારાયણભાઇની પાસે બેઠો ત્યારે મારો ખભો થાબડીને એમના મનોહર સ્મિત વડે, દયારામની ગરવી રસઝનિને હુ કઈક ખિલ્વાવી શકયો એને માટે એમણે વહાલભર્યું અભિનંદન આપ્યુ. એ જ વખતે મારા અંતરમાં એમની છબી કોરાઇ ગઈ. એ ગરવા-સમદર્શી સમન્વયકારની મુદ્રા એવી ઊઠી કે એમાં 'દ્વિરેફ' નુ ગુંજન, 'શેષ' ની સર્ગશક્તિ, 'સ્વૈરવિહારી'નો વિમુકત સ્વૈરવિહાર અને રામનારાયણ વિ. પાઠકની વિભૂતિની વિદ્વત્તા બધું જ સમાઈ ગયું. એમાંથી એકાગ્ર થઈને પ્રબુદ્ધ સુરતા જાગી ઊઠી. બસ, આ જ સાચા રામનારાયણ પાઠક એમ અંતરે એકદમ સ્વીકારી લીધું.

પરંતુ એવો સ્વયંસ્ફુરિત સ્વીકાર હુ માનું. બીજું કોણ માને ? કોઇ તો પૂછે તે કે આ સ્વીકારવાની પાછળ કોઈ કારણ, ઇતિહાસ, અથવા તો વસ્તુસ્થિતિ જેવુ કંઈ છે ? બસ, આનો ઉત્તર આપવો જોઈએ. મારો ઉત્તર કંઈક આવો છે :—

સ્વ. પાઠકે વકીલાત છોડીને શિક્ષકજીવન શરૂ કર્યું, કેળવણીનુ કામ કરવા માંડયુ ત્યારે એમની તર્કસિદ્ધ બુદ્ધિ સ્થિર અને સ્વસ્થ હતી. એને અંતઃકરણની લાગણીએ મનાવી ત્યારે જ એ વકીલાત છોડીને શિક્ષણક્ષેત્રમાં જોડાઈ. બસ, અહીં થી જ બુદ્ધિ અને લાગણીની સંયુક્તયાત્રા શરૂ થઈ. એઓ શિક્ષકમાંથી અધ્યાપક થયા. ગુજરાત વિદ્યાપીઠમાં એમણે ગુજરાતી શીખવવા માંડયું. ગુજરાત વિદ્યાપીઠ એટલે ગાંધી વિચારસરણીનું ઘર.

સ્વતંત્રતા પહેલી; સાહિત્ય પછી; વિરાગ પહેલો, વિદ્વત્તા પછી : વિશુદ્ધિ પહેલી, વિભૂતિ પછી; એવા વિચાર-સંપ્રદાયમાં પાઠક સાહેબ ગોઠવાયા હતા. તે વખતે બરાબર આ જ મનોવૃત્તિની સાથે શ્રી ક. મા મુનશીનો પ્રણાલિકાભંગનો સ્વચ્છંદી વિહાર ચાલે. પાઠકે મુનશીની આ સ્વચ્છંદી રસવૃત્તિ સામે લખવા માંડ્યું. બીજી બાજુ ગાંધી સંપ્રદાયના ચોખલિયાવેડા એમને ગમતા હશે એમ માનવું મુશ્કેલ છે. એ વિષે એમણે શાંત રહેવા માંડ્યું. પણ પાઠક જેવી રસમંડિત વિદ્વતા અને સ્વૈરવિહારી કવિતા કોઈ પણ સંપ્રદાય કે વાડામાં પુરાય એ અશક્ય. એઓ વિદ્યાપીઠમાંથી છૂટા થયા એ હકીકત છે. એમણે જોયું હશે કે સ્વાભાવિક રસવૃત્તિ અને સૌંદર્યદૃષ્ટિ ગાંધી સંપ્રદાયમાં લગભગ ઉપવાસી છે અને મુનશી સંપ્રદાયમાં અપરાધી છે. આ બન્ને બંધમાંથી એને છોડાવીને એને સાચે પદે સ્થાપવી જોઈએ. ગાંધીજીનો પ્રતાપ અને તેમનો પરિમલ ગુજરાતના સમગ્ર જીવનમાં વ્યાપક થવા માંડ્યાં હતાં. ગુજરાતી સાહિત્યમાં પણ ગાંધીગદ્યની શક્તિ ખીલવા માંડી હતી. એટલે ગાંધીસંપ્રદાયની સામે થવું મુશ્કેલ હતું. બીજી બાજુ મુનશીની સરસતાના સ્વચ્છંદને પડકારવાનું કામ પણ સહેલું નહોતું. બરાબર આ જ વસ્તુસ્થિતિની મૂંઝવણ હતી ત્યારે સ્વ. રામનારાયણભાઈએ બન્ને વિચારધારાનો વિરોધ કરવાને બદલે સ્વાભાવિક સૌંદર્યદૃષ્ટિ અને રસવૃત્તિના છોડને જીવનના ક્યારામાં રોપીને એમાં વિદ્વતા, વિમળતા અને વિભૂતિનું ખાતર નાખવા માંડ્યું. એમાંથી 'શેષ'ની સર્ગશક્તિ, 'દ્વિરેફ'નું ગુંજન, 'સ્વૈરવિહારી'નો સ્વૈરવિહાર અને રામનારાયણ વિ. પાઠકની વિદ્વતા એ બધું જન્મ્યું અને એકાગ્ર થયું. આ એકાગ્રતામાંથી શાણા સાહિત્યકારની સાચી જીવનદૃષ્ટિ પાંગરી. આ જ જીવનદર્શનના રસાયનમાંથી ગુજરાતી ગદ્ય-પદ્યનું નવું સ્વતંત્ર સ્વરૂપ બંધાયું. આ સ્વતંત્ર

સ્વતંત્રતા પહેલી, સાહિત્ય પછી, વિરાગ પહેલો, વિદ્વત્તા પછી વિશુદ્ધિ પહેલી, વિભૂતિ પછી. એવા વિચાર-સમ્પ્રદાયમાં પાઠક સાહેબ ગોઠવાયા હતા. તે વખતે બરાબર આ જ મનોવૃત્તિની સાથે શ્રી ક. મા મુનશીનો પ્રગલ્ભિકાભર્યો સ્વચ્છંદી વિહાર ચાલે. પાઠકે મુનશીની આ સ્વચ્છંદી રસવૃત્તિ સામે લખવા માંડ્યુ. બીજી બાજુ ગાંધી સમ્પ્રદાયના ચોખલિયાવેડા એમને ગમતા હશે એમ માનવુ મુશ્કેલ છે. એ વિશે એમણે શાન્ત રહેવા માંડ્યુ. પણ પાઠક જેવી રસમંડિત વિદ્વત્તા અને સ્વૈરવિહારી કવિતા કોઈ પણ સમ્પ્રદાય કે વાડામાં પુરાય એ અશક્ય એઓ વિદ્યાપીઠમાંથી છૂટા થયા એ હકીકત છે. એમણે જોયુ હશે કે સ્વાભાવિક રસવૃત્તિ અને સૌંદર્યદૃષ્ટિ ગાંધી સંપ્રદાયમાં લગભગ ઉપવાસી છે અને મુનશી સમ્પ્રદાયમાં અપરાધી છે. આ બન્ને બન્ધમાંથી એને છોડાવીને એને સાચે પદે સ્થાપવી જોઈએ ગાંધીજીનો પ્રતાપ અને તેમનો પરિમલ ગુજરાતના સમગ્ર જીવનમાં વ્યાપક થવા માંડ્યા હતા ગુજરાતી સાહિત્યમાં પણ ગાંધીગદ્યની શક્તિ ખીલવા માંડી હતી. એટલે ગાંધીસમ્પ્રદાયની સામે થવુ મુશ્કેલ હતુ. બીજી બાજુ મુનશીની સરસતાના સ્વચ્છન્દને પડકારવાનુ કામ પણ સહેલુ નહોતુ. બરાબર આ જ વસ્તુસ્થિતિની મૂંઝવણ હતી ત્યારે સ્વ. રામનારાયણભાઈએ બન્ને વિચારધારાનો વિરોધ કરવાને બદલે સ્વાભાવિક સૌંદર્યદૃષ્ટિ અને રસવૃત્તિના છોડને જીવનના ક્યારામાં રોપીને એમાં વિદ્વત્તા, વિમળતા અને વિભૂતિનુ ખાતર નાખવા માંડ્યુ. એમાંથી 'શેષ'ની સર્ગશક્તિ, 'દ્વિરેફ'નુ ગુંજન, 'સ્વૈરવિહારી'નો સ્વૈરવિહાર અને રામનારાયણ વિ. પાઠકની વિદ્વત્તા એ બધુ જન્મ્યુ અને એકાગ્ર થયુ. આ એકાગ્રતામાંથી શાણા સાહિત્યકારની સાચી જીવનદૃષ્ટિ પ્રગટી આ જ જીવનદર્શનના રસાયનમાંથી ગુજરાતી ગદ્ય-પદ્યનુ નવુ સ્વતંત્ર સ્વરૂપ બંધાયુ આ સ્વતંત્ર

પ્રબુદ્ધિ અને પ્રતિભાએ ચોખાલસવેડાની શેહમાંથી પ્રસિત રસવૃત્તિને અને સૌંદર્યદષ્ટિને છોડાવી અને સરસતાના સ્વચ્છંદમાંથી એ ગુનેગારા સૌંદર્યદષ્ટિને અને રસવૃત્તિને પણ મુકત કરી. એને જીવનના સાચા પદે સ્થાપી, ગરવુ શીલ અર્પવાનો સાધનામંડિત પુરુષાર્થ કર્યો. આ શીલ સર્જવાનુ અપૂર્વ સાહિત્ય તપ એ સ્વ. રા. વિ. પાઠકની જીવનસિદ્ધિનુ સર્વોચ્ચ શિખર લાગે છે.

"શેષ'નો કવિતા ભુલાશે, 'દ્વિરેફ'ની વાતો વીસરાશે, સ્વૈરવિહાર વિસ્મરણની ખાઇમાં ખોવાઇ જશે; એમની વિદ્વતાનું મૂલ્ય કદાચ બદલાશે; પરંતુ ગરવી રસવૃત્તિના સૌંદયદષ્ટિના સવાહક, જીવનનિષ્ઠ પ્રબુદ્ધિના સંવિધાયક અને પ્રતિભાવંત સર્ગશક્તિના સેવક સ્વ. રા. વિ. પાઠકની પ્રબુદ્ધ સુરતા ગુજરાતી સાહિત્યમાં લાંબા કાળ સુધી ટકશે; અને સુગંધ વિસ્તારશે.

## ૧૮

# આદમિયતનું અત્તર

આજે બપોરે અઢી વાગ્યે ભાઈ રમણલાલ વસન્તલાલ દેસાઈ સદાને માટે પોઢી ગયા. બે વાગ્યે રોજની જેમ વર્તમાનપત્રો જોઈને ચપટીક ઊંઘ લેવા પથારીમાં આડા થયા. અને એ ઊંઘમાંથી પછી જાગ્યા જ નહિ. શાસ્ત્રકારોએ શું આને જ 'કાળનિદ્રા કહી હશે?

એમના કુટુંબમાં તો સહુને લાંબુ આયુષ્ય હતું. એમનાં માતાપિતા બન્ને દીર્ઘાયુ ભોગવીને ગયાં. એટલે અમે કુટુંબીજનો તો મશ્કરી કરતા કે 'ભાઈસાહેબ' એંશી વરસ પછી જ જશે તો જશે. અને એ તો આમ બાસઠ વર્ષની ઉંમરે જ અચાનક અણધાર્યો દગો દઈને ચાલ્યા ગયા. હમણાં અઠવાડિયાથી એમના દાંતની પીડા વધી હતી. એટલે દાંતના ડૉક્ટર પાસે દાંત કઢાવતા હતા. રોજ થોડા થોડા દાંતનો વારો આવતો હતો. હમણાં ત્રણચાર દિવસ પહેલાં એમણે કટાક્ષ કરીને કહ્યું હતું કે 'તમારે બાસઠ વર્ષના બુઢ્ઢાની નવા દાંતનું ચોકઠું બેસાડીને મશ્કરી કરવી છે!' આજે ત્રણ વાગ્યે તો ચોકઠું બેસાડવાનું પણ હતું. ત્યાં તો અર્ધો કલાક પહેલાં જ એમની સ્વાભાવિક હરમાળવૃત્તિ અનુસાર જીવનમાંથી અદૃશ્ય થઈ ગયા!

અમારી પાંત્રીસ વર્ષની મૈત્રી. એટલે જેમ જીવનમાં તેમ સાહિત્યમાં પણ એમણે મોટાભાઈનો દાવો રાખ્યો. અને એ અધિકાર એમણે એવા નિર્મળ અને નીતર્યાં સ્નેહથી ભોગવ્યો કે એમાથી જ અમારા સ્નેહબધનો વડલો વિસ્તાર પામ્યો અને એમાથી એવી સ્વાભાવિકતા જન્મી કે એમના વાત્સલ્યની ૬ ફ અને છાયા મને સર્વદા ભરપૂર મળતી રહી.

એટલે આજે તો સ્મરણોની ભરતી ચઢે છે. હૈયું હજી રુદનથી ગદ્ગદ થયેલુ છે. એમના શબ્દનો સંસ્પર્શ હજી જીવતો છે. એટલે મન પણ મુક્તિને બદલે મૌન જ વાંછે છે. પરંતુ બધુતાનુ ઋણ હોય છે. મૈત્રીનું કર્તવ્ય હોય છે. એટલે આજે હુ વ્યક્તિ તરીકે નહિ પણ અનેક સ્વજનોના હૃદયોદ્ગારના નિદર્શક તરીકે આ સ્નેહની અંજલિ ધરું છું.

ત્રીસ વર્ષ પહેલાં એમનું 'શક્તિ હૃદય' નાટક અમે વડોદરામાં ભજવ્યું ત્યારે એમની નિકટ જવાનો લહાવો મળ્યો હતો. ઠીંગણા કદનો, તેજસ્વી આંખોવાળા, સંસ્કારી, સુકુમાર વાણીના વાહક આ સુંદર માનવીને તે વખતે પણ હૂંફ આપવાની કલા સિદ્ધ હતી.

પણ ના, ના, એ એમની કલા નહોતી, એમનો સ્વભાવ હતો. આ સ્વભાવને કારણે એમણે મને પોતાનો કર્યો: પછી તો દોસ્તીનો છોડ ઊછરવા માંડ્યો, અને આ વાત્સલ્યના આંગણામાં થઈને હું એમના મંગલ દાંપત્યને બારણે પહોંચી શક્યો એમના જીવનસાથી સ્વર્ગસ્થ કૈલાસબહેનનો સુભાગી પરિચય થયો. અને ધીરે ધીરે એમનાં શીલવંત અને સૌરભભર્યાં દાંપત્યનુ મને રક્ષણ મળ્યુ. અક્ષુ અને સુધા તો ત્યારે નાનાં નાનાં. રમણભાઈ પાંત્રીસ વર્ષના પણ પૂરા થયા નહિ

અને કૈલાસબહેન ચાલ્યાં ગયાં. જાણે એમના જીવનની કવિતા અદૃશ્ય થઈ ગેઈ. ત્યાર પછી 'નિહારિકા'ના કવિની એ કવિતા થોડાંક પ્રગટી ખરી પણ પાંગરી નહિ. ત્યારથી તે છેક અવસાનના સ્વાર સુધી એમના શીલના જલથી એમણે અનેક સ્ત્રીપુરુષને બીજવ્યાં કર્યાં. એમની આ સુગંધને કારણે જ અનેક હૈયાં આંસુબીનાં થયાં છે.

જીવન તો એમણે અહીંની એક હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે શરૂ કર્યું. ૧૯૧૪માં પહેલું વિશ્વયુદ્ધ શરૂ થયું. એ જ વર્ષે તેઓ અંગ્રેજી લઈને બી. એ. ઓનર્સ થયા. ૧૯૧૬માં એમ. એ. અને પછી શિક્ષકમાંથી સરકારી નોકરીમાં જોડાયા. સામાન્ય મદદનીશથી માંડીને સરસૂબા સુધીના ઊંચા મહેસૂલી હોદ્દા સુધી પહોંચ્યા. આ આખીયે રાજ્યસેવા દરમ્યાન એમણે જે પ્રમાણિકતા, ચારિત્રશીલતા અને માનવતા દેખાડયા તેને કારણે એઓ માત્ર રાજા અને અધિકારીઓના જ નહિ પણ લોકોનાયે પ્રીતિપાત્ર બન્યા. રાજ્યે એમને ઈલ્કાબો અને સુવર્ણચંદ્રકો આપ્યા પણ લોકોએ તો એમને દિવસે દિવસે વધારે ને વધારે નિપ્યાભર્યા સ્નેહથી નવાજ્યા જ કર્યા. અને આ સ્નેહમાંથી પ્રેરણા લઈને જ એમણે પોતાની નવલકથાઓ અને વાર્તાઓનું સર્જન કરવા માંડ્યું.

આજ સુધીમાં લગભગ સિત્તેરેક પુસ્તકો તેમનાં પ્રસિદ્ધ થયાં છે કે થવામાં છે. એમાં નવલકથાઓ, નાટકો, વાર્તાઓ, વિવેચનો, અભ્યાસ, નિબંધો અને જીવન તથા સંસ્કૃતિનાં પુસ્તકોનો સમાવેશ થાય છે. ગુજરાતી સાહિત્યમાં 'સરસ્વતીચંદ્ર'-કાર સ્વર્ગસ્થ ગોવર્ધનરામ ત્રિપાઠી પછી જેમ શ્રી કનૈયાલાલ

બાપા રાવળ, અને મીરાંબાઈનાં નવાં જીવન નીપજાવ્યાં છે. 'અપ્સરા'ના પાંચ ખંડ એ તો એમની સ્ત્રી તરફના સદ્ભાવ અને સમભાવના મૂર્તગ્રન્થો છે. અને 'જીવન અને સાહિત્ય' તથા 'ભારતીય સંસ્કૃતિ' એ પોતાના પ્રિય વિષયોનું પરિશીલન દેખાડે છે. એમની અનેક નવલિકાઓ અને એકાંકી નાટકોમાં ઓહો, જીવનમાં કેટલાં બધાં પાસાંઓ ઉપસાવ્યાં છે અને એમને આકાર આપ્યો છે!

રમણલાલ ગુજરાતી સાહિત્યમાં પોતાની સર્જકશીલ પ્રતિભાથી શોભશે પણ એથીયે વધારે તો એ પોતાની આદમિયતના અત્તરથી મહેકશે. એકાવનમા વરસે જ્યારે અમે એમનો વનમહોત્સવ ઉજવવાની વાત કરી ત્યારે એ લજ્જાશીલ સજ્જન કેવો ગુસ્સો કરી શકે છે એ મેં જોયું. એમણે ક્રોધ કરીને મને ડાર્યો. આવો ઉત્સવ ના જ ઊજવી શકાય એવું ઠોકી ઠોકીને કહ્યું. પણ મિત્રોના સ્નેહ આગળ એમનું કાંઈ ચાલ્યું નહિ. બિચારા સૌજન્યમૂર્તિ હતા. સૌજન્ય એ જ એમની મર્યાદા હતી, અને એ જ એમની શક્તિ હતી.

હજી હમણાં જ, ગયા વરસની વાત છે. એમની ષષ્ટિપૂર્તિ ઊજવવાની વાત નીકળી ત્યારે પણ એમણે એવો જ બળવો પોકાર્યો હતો. પરંતુ અહીં પણ એઓ મૈત્રીના આગ્રહને શરણે થયા હતા. પણ બન્ને વખતે એમનો વસવસો તો રહ્યા જ કર્યો.

ઊગતા લેખકોના એ પ્રેરણામૂર્તિ હતા. અજાણ્યા લેખકનું લખાણ કે પુસ્તક વાંચી એને સલાહ આપવી અને સારું પુસ્તક હોય તો એની પ્રસ્તાવના લખી એને આગળ મૂકવાનું એઓ કદી ચૂકતા નહિ.

મુનશીનુ નામ નવલકથાકાર તરીકે લોકપ્રિય થયુ તેમ ગાંધી-યુગના 'યુગમૂર્તિ વાર્તાકાર' તરીકે શ્રી રમણલાલ દેસાઇનુ નામ સ્નેહપુર્વક લોકજીભે ચઢી ગયુ છે.

રમણલાલની નવલકથાઓમાં ગાંધીયુગના જીવનનુ નીતર્યું પ્રતિબિબ છે અને એના સઘર્ષો, એના આપભોગ અને અપૂર્વતાઓ, એ જેટલા રમણલાલની નવલકથામાં પડઘો પાડી ઊઠયાં છે એટલાં કોઈ બીજા એક સાહિત્યકારમાં દેખાતાં નથી. એમના જુવાન, સરકારી, પીઢ અને ગૂઢ પાત્રોએ નવલકથાઓમાં ઉજ્જવળ અને સ્વચ્છ પ્રેમના આચારનુ જે નિર્મળ પ્રતિબિબ ઉઠાવ્યુ છે તેણે ગુજરાતના જુવાનોને શુદ્ધ અને નેક પ્રેમની કેડી ચીધી છે. પ્રેમની ઉપાસના થઈ શકે છે એની સંભાવના મળી છે. જીવનમા આપભોગ આપીને સૌંદર્ય પામી શકાય છે એવો આદર્શ મળ્યો છે.

રમણલાલની તેજસ્વી પ્રતિભાએ 'શિરીષ' અને 'કોકિલા'-માં પ્રેમના સામાજિક મૂલ્યો આપ્યાં છે. 'ગ્રામલક્ષ્મી'માં સર્વોદયના સિદ્ધાંતને જીવનવ્યાપી બનાવ્યો છે. 'દિવ્યચક્ષુ' અને 'ભારેલો અગ્નિ'મા ગાંધીજીના સત્ય અને અહિંસાના આદર્શના જીવનમાં કેવા મગલાચાર કરી શકાય છે તેનુ સુરમ્ય દર્શન કરાવ્યુ છે. 'સૌંદર્ય જ્યોત' વગેરે નવલકથાઓમાં નવા સમાજની રચનાના ભણકારા સભળાવ્યા છે. 'ઝંઝાવાત' અને 'પ્રલય'માં આવતી કાલનુ દર્શન પોતાની સરકારિતા વડે મઢીને એવી સરસ રીતે કરાવ્યુ છે કે એમાંથી ભયંકર નાસ્તિકતા દૂર કરી છે. 'કાલભોજ', 'શૌર્યતર્પણ' અને 'બાલાજોગણ'ની ઐતિહાસિક જીવનભૂમિમાં નવી દષ્ટિનું ખાતર પૂરીને એમાંથી 'પ્રતાપ,

બાપા રાવળ, અને મીરાંબાઈનાં નવાં જીવન નીપજાવ્યાં છે. 'અપ્સરા'ના પાંચ ખંડ એ તો એમની સ્ત્રી તરફના સદ્‌ભાવ અને સમભાવના મૂર્તગ્રન્થો છે. અને 'જીવન અને સાહિત્ય' તથા 'ભારતીય સંસ્કૃતિ' એ પોતાના પ્રિય વિષયોનું પરિશીલન દેખાડે છે. એમની અનેક નવલિકાઓ અને એકાંકી નાટકોમાં ઓહો, જીવનમાં કેટલાં બધાં પાસાંઓ ઉપસાવ્યાં છે અને એમને આકાર આપ્યો છે!

રમણલાલ ગુજરાતી સાહિત્યમાં પોતાની સર્જકશીલ પ્રતિભાથી શોભશે પણ એથીયે વધારે તો એ પોતાની આદમિયતના અત્તરથી મહેકશે. એકાવનમા વરસે જ્યારે અમે એમનો વનમહોત્સવ ઉજવવાની વાત કરી ત્યારે એ લજ્જાશીલ સજ્જન કેવો ગુસ્સો કરી શકે છે એ મેં જોયું. એમણે ક્રોધ કરીને મને ડાર્યો. આવો ઉત્સવ ના જ ઊજવી શકાય એવું હોકી ઠોકીને કહ્યું. પણ મિત્રોના સ્નેહ આગળ એમનું કાંઈ ચાલ્યું નહિ. બિચારા સૌજન્યમૂર્તિ હતા. સૌજન્ય એ જ એમની મર્યાદા હતી, અને એ જ એમની શકિત હતી.

હજી હમણાં જ, ગયા વરસની વાત છે. એમની ષષ્ટિપૂર્તિ ઊજવવાની વાત નીકળી ત્યારે પણ એમણે એવો જ બળવો પોકાર્યો હતો. પરંતુ અહીં પણ એઓ મૈત્રીના આગ્રહને શરણે થયા હતા. પણ બન્ને વખતે એમનો વસવસો તો રહ્યા જ કર્યો.

ઊગતા લેખકોના એ પ્રેરણામૂર્તિ હતા. અજાણ્યા લેખકનું લખાણ કે પુસ્તક વાંચી એને સલાહ આપવી અને સારું પુસ્તક હોય તો એની પ્રસ્તાવના લખી એને આગળ મૂકવાનું એઓ કદી ચૂકતા નહિ

અમે કુટુંબીજનોએ એમનો ગુલાબી સ્વભાવ જોઈને એમનું નામ 'નવાબ' પાડેલું, એ હતા પણ નવાબ જ. બધી બાબતોમાં ઉદાર, અને પરમાર્થમાં તો ભિખારી પણ ખરા જાત ઘસવાની વૃત્તિ એ એમનું આખું જીવન. જાહેર માત્ર એક જ વસ્તુ ખાનગી, અને તે બીજાને ખાતર આપભોગ આપવાની વૃત્તિ. એ તો પરિણામે જ ખબર પડે.

એમનાં દરબારમાં જાતજાતના લોકો આવતા પરસ્પર વિરોધી સ્વભાવનાં માણસોથી એમનો દરબાર ભરેલો રહેતો કોઈ સલાહ માટે આવે, કોઈ સિફારસ માટે, કોઈ સાંત્વના માટે તો કોઈ સદ્ભાવ માટે આવતા અને 'ભાઈસાહેબ' થાકી જાય ત્યાં સુધી એમની સાથે લમણાઝીક કરતા. મોટા ચમરબંધી ચીટકુ પણ એમના મોઢા પરનું સ્મિત હણી શકતો નહિ. કોઈ દિવસ કોઈને માટે એમણે ચહેરાની રેખાઓને અસુંદર થવા જ ન દીધી. કોઈને વિષે ખરાબ શબ્દ કહ્યો નથી. એમના દરબારમાં કોઈની નિંદા ન થાય. ચર્ચા સહુની થાય, સર્વ વિષયોની થાય, પણ કોઈનું બૂરું ન બોલાય. એમના શીલની ધાક જ એવી હતી કે બૂરું બોલવાની વાત તો થાય જ નહિ, પણ બૂરો વિચાર આવ્યો હોય તો પ્રગટ કરતા આપણને બીક લાગે, દુષ્ટને મન પણ કેટલું બધું આશ્વાસન કે એની દુષ્ટતા પ્રગટ નહિ થાય.

ભાઈસાહેબ સ્વ. ફૈયાઝખાં અને પંડિત ઓમકારનાથનાં સરખા મિત્ર હતા. બન્નેનું સમાન સાત્વન હતા અને બન્નેની નિકટતાનું ગૌરવ પામ્યા હતા. એમની સંગીતની સૂઝ બહુ સૂક્ષ્મ હતી સંગીતના એઓ મરમી હતા ફૈયાઝખાની તોડી અને ઓમકારનાથની નીલાંબરીને અપૂર્વ સંવેદનશીલતાથી

માણીને એમનું એવું બયાન કરતા કે મૂળ સંગીત કરતાં ક્યારેક તો એમની વાણી વધારે મધુર લાગતી.

વડોદરા એમને બહુ પ્રિય હતું. અને પોતે વડોદરાવાસી હતા એનું ગૌરવ લેતા. દીવાળખાં ગયા. માણેકરાવજી ગયા અને—આજે રમણભાઈ પણ ગયા.—સયાજીરાવના વડોદરાનો ચહેરો ઊતરી ગયો. એક વખત એક જણે પૂછ્યું કે વડોદરાની વિશેષતાઓ કોઈ એક વ્યક્તિમાં એકત્રિત થયેલી દેખાડો. મારાથી રમણભાઈનું નામ દઈ દેવાયું. અને એ કેટલું બધું સાર્થક હતું.? પેલા ભાઈ પણ સાંભળીને ખુશ થયા. રમણલાલ દેસાઈ એ વ્યક્તિ નહોતા, સંસ્થા હતા.

અમારા કુટુંબીજનોના 'ભાઈસાહેબ' ગયા, વડોદરાની વિભૂતિ ગયા, ગુજરાતના લાડીલા સાહિત્યકાર ગયા, એક સૌજન્યશાળી સંસ્કારસંપન્ન ભદ્રપુરૂષ ગયા, માનવતાના અધિકારી ઉપાસક ગયા અને મારા અંતરના તો આત્મીય ગયા. રહી માત્ર એમની સુગંધ. એમનો દેહવિલય થયો પણ એમનો અન્તરદેહ તો આપણી પાસે છે અને રહેશે. લક્ષ્મીનું વરદાન મૃત્યુ સુધીનું જ હોય છે. પરંતુ સરસ્વતીનું વરદાન અવસાન પછીયે અમરતાનું આયુષ્ય આપે છે. 'ભાઈ સાહેબ' સરસ્વતીના વરદાનના અધિકારી સુપુત્ર હતા.

## ૧૯

# કલાપી

ગઝલ એક વિશેષ કાવ્યસ્વરૂપ છે. ઉત્કટ અને મસ્ત ઊર્મિઓનુ ગઝલ સુરમ્ય વાહન છે. તીવ્ર સવેદનને લડાવવાનુ અને પ્રગટ કરવાનુ ગઝલ હૃદયંગમ સાધન છે. કાવ્યનો આ વિશિષ્ટ પ્રકાર–ગઝલ, એ આપણી ઓગણીસમી સદીના ફારસી અને ઉર્દૂ અભ્યાસ અને સપર્કની આપેલી સાહિત્યસિદ્ધિ છે. બ્રહ્મનિષ્ઠ ફિલસૂફ મણિલાલ નભુભાઈ, ક્લાંતકવિના સર્જક મસ્તકવિ બાલાશંકર અને 'બુલબુલ'ના રંગદર્શી ઉપનામે ગુજરાતી કવિતા સાહિત્યમાં મશહૂર થયેલા ડાહ્યાભાઈ દેરાસરી એ ત્રણેય ગઝલના કાવ્યરૂપના આદિ શિલ્પીઓ કહેવાય છે. છતા ગઝલનું ગૌરવશીલ ગુજરાતીકરણ કરીને ઉચ્ચ કક્ષાની ગઝલો વધારે પ્રમાણમાં ગુજરાતી સાહિત્યને આપનાર કલાપી છે એ હકીકત આપણા સાહિત્યમાં ન ભૂલી શકાય તેવી છે.

સૂફી, ફિલસૂફી અને ભારતીય તત્ત્વચિંતનને પાસે લાવીને હાથમાં હાથ મિલાવી આપવાનો યશ ગઝલોને આપી શકાય. છતાં હિંદુસ્તાનની હિંદી ઉર્દૂ સિવાય કોઇ પણ ભાષાએ ગઝલના કાવ્ય પ્રકારને પોતાનો ગણીને અપનાવ્યો હોય તો તે ગુજરાતી ભાષાએ કર્યું છે. ગુજરાતની આ આવડ શક્તિ ધ્યાન ખેંચે એવી છે. આ કાવ્યપ્રકારને ગુજરાતી સાહિત્યમાં માં પ્રતિષ્ઠિત કરવાના પુરુષાર્થમાં કલાપીનું સ્થાન અનેરુ છે.

કલાપીના ઊર્મિલ માનસને ગઝલનું વાહન બહુ જ અનુકૂલ આવી ગયું. પ્રેમ, વેદના, શહાદત, મસ્તી, ગ્લાનિ અને અન્તરાત્મા સાથે એકતા સાધવા મથતી સમાધિએ ગઝલને તરંગિત કરીને હિંચાવતા ભાવો છે. કલાપીનું અંતર આવાં સંવેદનોનું પ્રતિબિંબ ધારણ કરે એવું કોમળ અને પટુકરણ હતું. ચેતના માટે કલાપીની ગઝલોમાં જિંદગીનો ધબકારો વરતાય છે અને ભાવકના હૃદય સુધી પહોંચી જવાની એની અપૂર્વ શકિતનો પરિચય કરાવે છે.

કલાપીનુ જીવનમંથન એ ગુજરાતી સાહિત્યમાં માત્ર ઐતિહાસિક બનાવ નથી. એનાથી વિશેષ એ તો આકુલ આદમિયતનું સંવેદનશીલ જીવનયુદ્ધ છે, ચક્રવતીં પ્રેમનિષ્ઠાનું કઠોર તપ છે. કલાપીના જીવનમાં પ્રીતિ અને કર્તવ્ય વચ્ચેનો સંઘર્ષ એવુ ઉત્કટ અને એવુ વ્યાપક મંથન જન્માવે છે કે એની નીપજમાંથી તૃપ્ત છતાં તરલ અને ગભરાતી છતાં ગભરુ માણસાઈ, કવિતાનું રૂપ લઈને જીવનજલની ઝરમર વરસાવે છે. કલાપીનું પોતાનું જીવન અસહ્ય વેદના સહન કરે છે છતાં બીજાને સાંત્વના આપતી કવિતા પ્રગટ કરે છે એ જ 'અવનીનું અમૃત છે.

કલાપીની ગઝલોમાં ઊર્મિ અને કલ્પનાની વિશુદ્ધિ અને રૂપનું વૈવિધ્ય છે. સંવેદનશીલ શૃંગાર, અસહ્ય પ્રીતિવેદના, આકરો પરિતાપ, ઊંડી મસ્તી અને ઉત્કટ વિરાગની ઘણી ઉત્તમ પંક્તિઓ કલાપીની ગઝલોમાં વેરાયેલી પડી છે. ' અયે ઉત્કંત ? ' ' અયે એગમ ! ' નાં સંવેદનોથી પોતાની કવિતાનુ મંગલાચરણ કરતો કવિ વિવિધ લાગણીઓની પરિક્રમા કરતો શાંત રસના સાગરરૂપ ' આપની યાદી 'મા વિરામ પામે છે. એ ભાઈ રમણ-

२०

# ગમગીનીનું ગુરુત્વાકર્ષણ

ભાઈ પ્રહ્લાદ પારેખના મૃત્યુના ખબર 'સંસ્કૃતિ'માં જોઈને અંતર આપોઆપ ગમગીન થઈ ગયું. હજી ગયા મે મહિનામાં ઉનાળાની રજાઓ ગાળવા એ પોતાની બહેનને ત્યાં વડોદરા આવ્યા હતા. એ વખતનું મિલન આંખો આગળ ઊપસી આવ્યું. ધીરે ધીરે ઓટલાના પગથિયાં ચઢતાં પણ ઘોડાક શ્વાસે ભરાઈ ગયા. થોડીક રાહત પછી કહ્યું કે આ હૃદયરોગનો સાથ ક્યારેક અણધાર્યો અંત આણશે. એમની આંખોમાં જાણે એ આગાહી આવીને વસી હોય એવી એ મુગ્ધ આંખો અન્યમનસ્ક બની રહી.

શાંતિનિકેતનમાં અમે સાથે થઈ ગયેલા. ૧૯૩૫ની સાલ એમનું બી. એ. નું ત્રીજું વર્ષ ચાલે. એ વરસ દોઢ વરસનો જે સંગાથ અને સખ્ય અનુભવ્યાં તે ય અવિસ્મરણીય છે. એ સમયનું એક સંસ્મરણ કુમકુમની વાર્તા 'એક પ્રતિનિધિ' માં સંઘરાયું છે એ જ સ્મરણ આજે ફરીવાર અતીતના આકાશમાં ઝબૂકે છે. પણ એનું કારણ જુદું છે. એની આકૃતિ અલગ છે અત્યારે એ સ્મૃતિમાં કેવળ કરુણાનો સંસ્પર્શ થાય છે એ કવિહૃદયની મુગ્ધ કોમળતાન[illegible]તાય છે

પ્રહ્લાદમાં જીવતો કવિ સ્વભાવે જ અનુકંપક અને ઉદાસી હતો. એ દિવસે શું થયું હતું તેની બરાબર યાદ નથી. પરંતુ હાઈસ્કૂલ વિભાગની એક વિદ્યાર્થી આશાને શાલવૃક્ષ હેઠળ રડતી જોયેલી. આશા વાછરડી જેવી, નિર્દોષ હરિણી જેવી કૂદતી, દોડતી અને રમતી. એની નાચતી આંખો, મરકતું મોઢું અને ફરકતા અંગો તમારે મોઢેથી એમ કહેવડાવે કે આ છોકરી સાક્ષાત્ ચંચળતા છે. વસંતુત્સવના એક નાટકમાં ગુરુદેવ રવીન્દ્રનાથ સાથે એણે ઉપાનંદ નામે એક છોકરાનું પાત્ર ભજવેલું. ત્યારથી આશાને બદલે પ્રહ્લાદ એને ઉપાનંદ કહીને જ બોલાવતા. અમે જમવા જતા હતા. રસ્તામાં એમણે આશાને રડતી જોઈ. પ્રહ્લાદનો ઉલ્લાસભર્યો ચહેરો એકદમ ગંભીર થઈ ગયો. "કેમ, ઉપાનંદ શું થયું? કેમ રડે છે?" બંગાળીમાં એમણે પૂછ્યું. બંગાળી એ બહુ મધુર બોલતા. આ પ્રશ્નની સાથે જ આંસુ લૂછીને "કંઈ નહીં" કહેતી આશા પુસ્તકો બગલમાં મારીને ચહેરા પર કંઈક સ્મિત લાવીને ચાલતી થઈ. પણ આ સ્મિતમાં છુપાયેલી ગમગીનીએ કવિને ઉદાસ કરી દીધા. બોલ્યા, "મારાથી કોઈના આંસુ સહી શકાતાં જ નથી. આંસુ જોઈને જ અસ્વસ્થ થઈ જવાય છે" તે સાંજે કૉલેજની સાહિત્ય સભામાં પ્રહ્લાદ પોતાનું નવું ગીત સંભળાવવાના હતા. મને એમના ગીતની પાછળ જે એમના ગભરુ કરુણાની અનુભૂતિ થતી તેથી કોણ જાણે કેમ પણ એક પ્રકારનું સુખ થતું. એક વખત સૂના અંધકારના વિશાળ વિસ્તારમાં આકાશના છત્ર હેઠળ એમણે "એકલો"નું ગીત ગાઈને અને કલાકોના મૌનની ભેટ ધરી હતી. એવી જ રીતે એક ચાંદનીમાં "માગ રે હૈયાને એનું પારખું" ગાઈને આખી રાતની અજંપાની માધુરી આપી હતી.

એમનો વારો આવ્યો. તે વખતે એમણે પેલું નવું ગીત ગાયું નહી. અતિશય આગ્રહ થયો ત્યારે એક કાવ્ય માત્ર રટી ગયા :

ઉરે હતી વાત હજાર કે'વા
કિન્તુ નહિ ઓષ્ઠ જરીય ઊઘડ્યા;
જલ્યા કર્યાં અંતર સ્નેહ-દીવા
ઉજાશ શા સ્મિત મુખે ન આવિયા.
નિસર્ગ-લીલા તુજ સાથ જોવા
હૈયે હતા કોડ ન પાય ઊપડ્યા;
સૂરે મિલાવી તુજ સૂર ગાવા
ઊઠ્યાં ગીતો ઉર બધાં શમાવ્યાં.
મળી મળી નેન વળી જતાં ફરી
અકથ્ય શબ્દે, વદી વાત ઉરની;
હૈયું મૂંગું ચાતક શું અધીર
એ રાહ જોતું તુજ શબ્દ બિન્દુની.
અબોલડાનો દિન છે સ્મૃતિમાં ?
જે દી ચડ્યાં અંતર પૂર નેહનાં.

આ કાવ્ય વાંચીને એ શાંત થઈ ગયા. સાહિત્યસભા પૂરી થઈ. કવિ અન્યમનસ્ક છે, કાંઈક એમને વિષાદ છે એવું તો લાગ્યા જ કર્યું હતું. એટલે એમને લઈને હું નાહવા ગયો. નાહવાની જગ્યા અમારો અદ્‌ભુત વિસામો હતો. મને લાગતું હતું કે જો એમનો ડૂમો નહી શમે તો એમનાથી આજે ખવાશે નહી. નાહતાં નાહતાં ઘણા હળવા વિષયો પર વાત છેડી જોઈ. પણ એમનો ઘન વિષાદ ઓસર્યો નહી. મારાથી એમનું વિષાદભર્યું મુખ જરાય સહન ન થતું. મેં એકદમ કહ્યું, "પ્રહ્‌લાદ ! તમને પેલી ગૌરાંગ મહાપ્રભુ વાળી વાત યાદ છે ?"

"કઈ?"

"ઈશ્વર સાક્ષાત્કારની!"

"ના."

"એક દિવસ ગૌરાંગ મહાપ્રભુને ઘેર મોટા વિદ્વાનો ઈશ્વર સંબંધી વાદવિવાદ કરવા આવ્યા હતા. મહાપ્રભુએ એ વિશે ચર્ચા કરવાની ના પાડી. એટલે એક વિદ્વાને કંઈક કટાક્ષમાં પૂછ્યું: "ચૈતન્યદેવ, તમે તો સાક્ષાત્ કૃષ્ણ જોયા છે. કેવા છે એ? તમને મળ્યા ત્યારે શું બોલ્યા હતા?"

મહાપ્રભુ તો ચૂપ રહ્યા. બીજા પંડિતે ભાગવતમાંથી કૃષ્ણનું સ્વરૂપવર્ણન કહી બતાવ્યું. મિલનની અવસ્થા પણ છટાથી કહી. પરંતુ પેલા વિદ્વાનને તો મહાપ્રભુની વાત સાંભળવી હતી.

મહાપ્રભુએ શાંતિભંગ કરીને ઉત્તરમાં માત્ર મમ્મટના "કાવ્યપ્રકાશ'માં ઉતરાયેલો વિજ્જકાનો એક શ્લોક કહ્યો;

ધન્યાસિ યા કથયસિ પ્રિયસઙ્ગમેપિ
વિશ્રબ્ધ – ચાટુક – શતાનિ રતાન્તરેષુ
નીવીં પ્રતિ પ્રણિહિતે તુ કરે પ્રિયેણ
સખ્યઃ શપામિ યદિ કિંચિદપિ સ્મરામિ.

'હે સખિ! તું ધન્ય છે કે પ્રિય સમાગમને સમયે વિશ્રબ્ધસંભોગ સંબંધી અનેક વાતો જેમાં તારા પ્રિયના સેંકડો પ્રશંસામય ઉદ્ગારો ભર્યા છે તે તુ કહી શકે છે. હુ તો સોગંદ ખાઈને કહું છું સખી, કે જ્યારે પ્રિય નીવી પર હાથ મૂકે છે ત્યારે પછી કંઈ પણ સ્મરણ રહેતું નથી.'

પ્રહ્લાદના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્ગાર નીકળી ગયો.

પ્રહ્લાદના મુખમાંથી આશ્ચર્યનો ! ઉદ્ગાર નીકળી ગયો. 'સરસ, અદ્‌ભુત.' એમના મુખ પરનો વિષાદ ઓગળી ગયો, અને સ્મિત રમી રહ્યું.

૨

સાહિત્યસભામા એ દિવસે મારે એક ટૂંકી વાર્તા પ્રસ્તુત કરવાની હતી. આચાર્ય ચતુરસેન શાસ્ત્રીની સરસ વાર્તા "દુખવાયે કાસે કહુ મોરી સજની !" ગુજરાતીમા ઉતારીને હુ લઈ ગયો હતો. સભાનો રવૈયો એવો હતો કે કાવ્ય કે વાર્તા અથવા લેખ જે રજૂ થાય તેના પર ચર્ચા કરવી. આ વાર્તા ઉપર ચર્ચા થવા માંડી. એક ચોખલિયા સજ્જને એ વાર્તાને એમા આવતા પ્રેમના ગાડપણ અથવા ઉન્માદને કારણે પીંખી નાખી. આખી ચર્ચા પછી તો સાહિત્યમા નીતિશુદ્ધિ ઉપર ઊતરી પડી અને કઈક ઉગ્ર અને કટુ પણ થઈ ગઈ. મારા અતરને ઊડો વિષાદ થયો. મનને થયુ કે કયા આ વાર્તા આજે વાચી. પ્રહ્લાદ મારી આ ગમગીની જાણી ગયા. સભા પૂરી થયા પછી બોલ્યા વગર જ એ અમારી એક પ્રિય ખોવાઈ તરફ ફરવા લઇ ચાલ્યા એક શાંત સુંદર સ્થાન જે અમારુ મનગમતુ સ્થાન હતું ત્યાં બેઠા. સૂર્યાસ્ત થયો ન હતો પણ થવાનો હતો. આમ તેમની ઘણી વાતો કરીને પ્રહ્લાદે મારો વિષાદ હળવો કરવાનો પ્રયત્ન કર્યો વાતમાં હુ ભાગ લઉ પણ મારા કઠમાં ભરાઈ બેઠેલી ગમગીની ડોકિયુ કર્યા કરે.

"વાહ, શો સૂર્યાસ્ત છે આજનો !" પ્રહ્લાદના મુખમાંથી આશ્ચર્યનો ઉદ્‌ગાર સહજ રીતે જ નીકળી ગયો. જોયુ તો સૂર્યાસ્ત સાચે જ સુદર હતો. "પરતુ આજના સૂર્યનુ અસ્તાચળે જવુ ગમખ્વાર કેમ લાગે છે?" મારાથી બોલાઈ જવાયું. આ વખતે અવાજમાં રૂંધાયેલો વિષાદ વિશદ રૂપે નીકળી પડ્યો. કઇ કંઈક ચોખ્ખો થયો. એટલે પ્રહ્લાદે કહ્યુ: "આજે એક નવુ ગીત તમારી પાસે ગાવું છે." મારા મુખ પર ઉત્સાહનો થોડીક સુરખી આવી ગઈ અને એમણે પશ્ચિમ તરફ દષ્ટિ ઠેરવીને બુલદ સ્વરે ગીત લલકાર્યું :

ઊંચે ઊંચે તારકના પલકાર,
નીચે માગ હૈયાના પોકાર,
મૂંગો મૂંગો તેની વચ્ચે વહે છે અંધાર.

ધીમા ધીમા વાજે આજ સમીર,
સાગરતીરા લેજે આધાં નીર,
મારો રે આવે છે વ્હાલમ હૈયા કેરો હીર.

નીંદર બે'ની ઘેરીશ ના એ નેન,
નહીં દેશો ફૂલો સુરભિયેન,
મારા રે વ્હાલમને આવવા દેજો રે'તાં રેન.

મારા હૈયે કરિયા લાંબા હાથ,
આવીને એ પુરી કરશે બાથ,
અને વચ્ચે મૂંગો મૂંગો વહેશે પ્રેમ અનાગ

ગીતમાં અંતરની આરત અને કંઠનું માધુર્ય બન્નેએ મળીને જાણે જિંદગીનો છોડ રોપી દીધો. મારા અંતરની ઉદાસી ઓસરી ગઈ. મુખ પર પાછું સ્મિત આવી ગયું એનું પ્રતિબિંબ પ્રહ્લાદના ઋજુ સ્મિતમાં હું જોઈ શક્યો.

ગમગીનીનું આ ગુરુત્વાકર્ષણ જ અમારા સખ્યનો વિસામો હતો.

ફેબ્રુઆરી, ૧૯૬૨

૨૧

# આત્મચેતનાની અનુભૂતિ

ઘણા વરસોની વાત છે મારી ઉમર દસ બાર વરસની હશે એક વખત ઊજળી રાતે બા બાપુજીની સાથે વડોદરામા મદનઝાપા રોડ ઉપર, તઓળીવાડને નાકે ગાગરિયા ભટ્ટની કથા સભળવા જવાનુ યાદ છે કથાકાર હતા શ્રી ચુનીલાલ વ્યાસ તે રાતે મહાભારતનો પ્રસગ કહેવાયો હતો ભીમ અને દુ શા સનનુ મલ્લયુદ્ધ કથાકારે એવા તો અભિનય અને અભિનિવેશથી વર્ણવ્યુ હતુ કે, ત્યારથી એ કથાકારની કથનરીતી ઉપર મુગ્ધ થઈ જવાયુ હતુ ત્યારબાદ અનેક વખત એમની કથા સાભળવાની તક મળી હતી

પછી ઘણા સમય સુધી એ કથાકારને સાભળ્યા નહી, એક વખત ભાઈ રમણલાલ વ. દેસાઈની સાથે ફરવા જતો હતો રસ્તામા એ જ કથાકાર મળી ગયા રમણભાઈએ પણ પહેલા એમને સાભળ્યા હશે ભાઈસાહેબે પોતાની રીતે એમને વિનતિ કરી કે 'વ્યાસજી! એક વાર પ્રેમાનદની કોઈ કૃતિ સભળાવો'

વ્યાસજીનું વ્યક્તિત્વ મીઠું હતું. લાલ કંકુરંગની પાઘડી, ચાર ભરેલું સફેદ સ્વચ્છ અંગરખું, ખભે ખેસ, પગમાં મોજડી, હાથમાં લાકડી અને કપાળે કંકુનો ગોળ મોટો ચાંદલો, બોલવાની રીત બહુ આકર્ષક. ભાષા સ્વચ્છ અને મનોહર.

વ્યાસજીએ રમણભાઈ તરફના સ્નેહથી ઘેરાઈને એમને ઘેર આવીને કથા કહેવાની તત્પરતા દેખાડી. પરંતુ ભાઈસાહેબે એની સ્પષ્ટ ના પાડી, અને એમની રોજબરોજની સ્વાભાવિક રીતે થતી કથાવાર્તામાં જ બેસીને પ્રેમાનંદનું આખ્યાન સાંભળીશું એવો આગ્રહ સેવ્યો.

થોડા સમય પછી કથાકારનું નિમંત્રણ આવ્યું. અમે રાતે કથા સાંભળવા ગયા. શ્રોતાઓની આગલી હરોળમાં કથાકારની પાસે અમારે માટે વિશેષ બેઠક બનાવવામાં આવી હતી. ચુનીલાલ વ્યાસની માણભટ્ટની કથામાં લોકોની ભારે ઠઠ જામતી. પોતાની સભારંજની શૈલી માટે વ્યાસજી વડોદરામાં પ્રખ્યાત હતા. તે રાતે એમણે પ્રેમાનંદના 'સુદામાચરિત' આખ્યાન વિશે વિશેષ રંગથી કથા કરી.

સુદામાનું દ્વારિકા જવું, નગરીમાં સુદામાનો પ્રવેશ,

શ્રીકૃષ્ણ સાથેનું મિલન, સુદામાનો સંકોચ, ભગવાનનું તાંદુલનું આરોગવું, પટરાણીઓનું આશ્ચર્ય વગેરે ભાવો એટલા ઉન્મેષથી અને તાદૃશ અભિનયથી કહ્યા હતા કે વ્યાસજી જાણે પોતે જ પ્રેમાનંદ ન હોય! અને સુદામાના નગરપ્રવેશની ···· કરતાં તો એમ લાગ્યું કે જાણે વ્યાસજીએ એ નગરપ્ર જાતે જ નિહાળ્યો ન હોય!

ત્યારથી સુદામા ચરિત્ર વિષે મને ઊંડો રસ જાગ્યો. બીજે દિવસે રમણભાઈ પાસેથી 'સુદામાચરિત' લઈને વાંચી લીધુ. પ્રેમાનંદનાં જુદાં જુદાં આખ્યાનોમાંથી તૂટક તૂટક ભાગો વિદ્યાર્થી અવસ્થામા ગુજરાતી પાઠ્યપુસ્તકોમાં વાંચ્યા હતા એટલો જ પ્રેમાનંદનો પરિચય. કોઈ પણ આખ્યાન એમનું સળંગ વાંચ્યુ હોય તો તે 'સુદામાચરિત.' ત્યાર પછી પ્રેમાનંદનાં બીજા આખ્યાનો વાંચી ગયો પરંતુ એ સર્વમા સુદામાનું પાત્ર સ્મૃતિમાં સર્વોપરિ બની રહ્યું.

શ્રી ચુનીલાલ વ્યાસની માણ સાથેની સુદામાની કથા સાભળીને ચિત્ત પર પડેલા સંસ્કાર આખ્યાન વાંચ્યા પછી દૃઢ થયા. આમાં પહેલી વાત એ હતી કે પ્રેમાનંદની આ કવિતા, ભક્તિના રસાયનથી સિંચાયેલી છે. બીજી વાત એ છે કે જાણે પ્રેમાનંદ સુદામા ન હોય, એવી એની આત્મપ્રતીતિયુક્ત વાણીમાંથી પ્રગટ થતો ગુપ્ત નાદ. કોઈ એમ કહે કે તમે આ વાતને સિદ્ધ કરીને દેખાડો, તો મારી પાસે એનાં સબૂત નથી. એટલે એ સંસ્કાર દિવસ જતાં પાંખા થતા ગયા અને વિસ્મરણની ખાઇમાં ખોવાઇ ગયા.

હમણાં થોડા સમય પહેલાં વડોદરાની પ્રેમાનંદ સાહિત્ય સભાના પ્રમુખ ભાઈશ્રી મંજુલાલ મજમુદાર સાહિત્ય સભાના કામ માટે મળવા આવ્યા. એ વખતે વાતચીત દરમિયાન જૂનાં સંસ્મરણો યાદ કરતાં કરતાં 'સુદામાચરિત'ના સંસ્કાર ઉપસી આવ્યા. મારાથી મંજુભાઇને કહેવાઇ ગયું કે પ્રેમાનંદે 'સુદામા ચરિત' એટલી તાદાત્મ્ય ભાવનાથી આલેખ્યું છે કે એ જાણે પોતે જ સુદામા ન હોય.

મંજુભાઇને આ દૃષ્ટિમાં રસ પડયો, અને અમે વિસ્તારથી એની ચર્ચા કરી. આખા આખ્યાનમાં પ્રેમાનંદની સુદામા સાથેની

આત્મીયતા એટલી સહજ અને સજીવન લાગે છે કે સુદામાનો સંસાર જાણે એમનો પોતાનો સંસાર હોય એટલી બધી આત્મપ્રતીતિનો રણકાર એમની કાવ્યબાનીમાં વરતાય છે. આ કારણે સુદામા ચરિત્રની કવિતા વધારે હૃદયંગમ અને શ્રદ્ધાન્વિત લાગે છે.

મંજુભાઈને આ દ્રષ્ટિબિન્દુ અભિનવ લાગ્યું અને વધુ વિશદતાપૂર્વક એને ટપકાવી લેવાનો આગ્રહ કર્યો. પરંતુ આ તો મારી પ્રતીતિ થઈ. આવી વાતને કઈ સાબિતીઓ વડે સિદ્ધ કરવી? આ દ્રષ્ટિકોણ તો મુખ્યત્વે સંવેદન પર રચાયેલો છે. સંવેદનને સાબિત કોણ કરે? મને એમ થયું કે સંવેદન જેના ઉપર રચાયું છે તે રચના કે સર્જને એને આધાર આપવો જોઈએ. એટલે મંજુભાઈ પાસેથી 'સુદામાચરિત' લઈને ફરીથી ધ્યાનપૂર્વક એનો સ્વાધ્યાય કર્યો.

આ આખ્યાનની કવિતામાં જ્યાં જ્યાં પ્રેમાનંદે સુદામાને ઠેકાણે 'પહેલો પુરુષ એકવચન સર્વનામ' વાપર્યું છે ત્યાં ત્યાં, કાવ્યનો અન્તર્ગર્ભ અને કવિની જીવનનિષ્ઠા બન્ને, સચ્ચાઈનું એક વિશિષ્ઠ સૌન્દર્ય ધારણ કરે છે એવી લાગણી થાય છે. મહર્ષિ સાંદીપનિના આશ્રમમાંથી છૂટા પડતી વખતે સુદામા ગદ્દગદ કંઠે શ્રીકૃષ્ણને કહે છે;

'ગદ્દગદ કંઠે કહે સુદામો.
માગું દેવ મુરારિ.
સદૈવ તમારાં ચરણ વિષે
મનસા રહેજો મારી.

આ ચરણમાં કવિની અભીપ્સા સામાન્ય કરતાં વધુ આરતભરી લાગે છે.

. . શ્રી કૃષ્ણની સાથે ભાગ્યની સરખામણી કરતી વખતે સુદામા દ્વારા જાણે પ્રેમાનંદ પોતે બોલે છે.

'વળી ઋષિને આવ્યું ગનાન, હું અલ્પજીવ એ સ્વય ભગવાન,
એકવાર પામું દરશન, તો હું જાણે પામ્યો ઇન્દ્રાસન'

દ્વારકામાં શ્રીકૃષ્ણને રાજમંદિર પહોંચીને બન્ને મિત્રો મન મૂકીને મળે છે. અને અંતરગોષ્ઠી માંડે છે. આ પ્રેમ-ગોષ્ઠી દરમિયાન શ્રીકૃષ્ણ, મિત્રના જીવન વિષે વિસ્તૃત પૃચ્છા કરે છે. એના જવાબમાં સુદામો ઉત્તર વાળે છે.

'પછી સુદામોજી બોલિયા, લાજે શીશ નામી,
તમને અજાણી શી વારતા? છો અંતરજામી.
મને મોટું દુઃખ વિજોગનું, નહીં શ્રીકૃષ્ણ પાસે,
આજ હરિ હું ને જો મળ્યા, પિંડ પુષ્ટ જ થાશે.
જેને તમારું સમરણ છે, તેને ચિંતા કેહી?
સુખદુઃખ બેઉ સમાન છે મારા અતિ રે સ્નેહી.
ગોઠ સુણી ગોવિંદની, સુખ પામ્યો દેહી;
એ સુખ નથી સ્વર્ગ વૈકુંઠમાં, મારા બાળ-સનેહી.

આ પંક્તિઓમાં સુદામાની વાણીમાં ભક્તિથી પુષ્ટ થએલી શ્રદ્ધા સોહે છે. એ જોતાં પ્રેમાનંદની લાગણીનાં ગૌરવ અને ગહનતા બન્નેની પ્રતીતિ તો થાય છે, પરંતુ એ ઉપરાંત એમા અંતરનિષ્ઠાનો જે રણકાર વરતાય છે એ તદ્દન આત્મીય છે.

દ્વારકાથી પાછા વળતાં સુદામાને ખબર નથી કે આત્મસખા શ્રીકૃષ્ણે પોતાના માટે કેવો ચમત્કાર સર્જ્યો છે! એટલે માર્ગમાં જે સંવેદન થાય છે તેનું આત્મગુંજન સુદામો કરે છે.—

'વિવેક જ્ઞાન સુદામે ગ્રહ્યું, ધન નાપ્યુ તે સારું થયુ!
'' કરી મદ મુજને થાત, ભક્તિ પ્રભુની ભૂલી જાત.

'કૃષ્ણે મુજને કરુણા કરી દારિદ્ર-દુખ નવ લીધું હરી.
સુખ પામ્યે વાધે ક્રોધ ને કામ, દુખે સાભરશે શ્રીરામ.'

આ કાવ્યપંક્તિઓમાં સુદામા દ્વારા કવિ પોતાના અંતરની જ ગુપ્ત વાત જાણે બોલે છે

ઉંબરે સુદામાજી પાછા આવે છે. ત્યારે આશ્ચર્યમુગ્ધ ભાવે જે સમગ્ર પરિવર્તન થયું છે તેને નિરખી રહે છે. બદલાયેલા વાતાવરણ અને વસ્તુસ્થિતિને કંઈક અનુકૂળ થવા પુરુષાર્થ કરે છે.

અંતઃકરણમાં એ જ ઉદાસી છે. એ જ વ્યથા છે. ઐશ્વર્ય મળ્યું છે, તેનું એટલું જ દુઃખ છે ભગવાનથી જાણે દૂર જવાયું છે. ત્યારે પ્રેમાનંદ બોલી ઊઠે છે:

જદપિ વૈભવ ઇન્દ્રનો, પણ ઋષિ રહે ઉદાસ,
નિત્યે રાખે ભોગનો, પાળે તાહાં સંન્યાસ
વેદાધ્યયન અગ્નિહોત્ર હોમે, રાખે પ્રભુનું ધ્યાન,
માળા ન મૂકે, ભગતિ ન ચૂકે, એવા વૈષ્ણવઋષિ ભગવાન

આ પંક્તિઓ માણતાં એમ લાગે છે કે પ્રેમાનંદ જાણે આત્મકથા કહે છે. કવિની પોતાની જીવનનિષ્ઠા અહીં વાચા ધારણ કરે છે

પ્રેમાનંદની નમ્રતાની સચ્ચાઇનું સૌંદર્ય શિખર અને ઋજુભક્તિમાં એમના હુંપદનું વિસર્જન અતિ વિશદ સ્વરૂપે આ આખ્યાનકાવ્યને અંતે પ્રગટ થાય છે.

બુદ્ધિમાને કથા કીધી કરનારે લીલા કરી;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, શ્રોતા બોલો જે હરિ!

કવિતામાં જ્યારે જ્યારે કવિ પોતાનું સત મૂકે છે, ત્યારે ત્યારે એ કવિતા જીવનનું વરદાન પામે છે. મહાકવિની રચનામાં

આ વસ્તુ અનિવાર્ય બને છે. પરંતુ એ કવિતામાં જ્યારે કવિ પોતાની જીવનનિષ્ઠાનું પ્રતિબિંબ જુએ છે ત્યારે એ કવિતા કાવ્ય ઉપરાંત આત્મચેતનાનુ દર્પણ બની રહે છે.

આ દૃષ્ટિએ 'સુદામાચરિત'મા પ્રેમાનંદની આત્મચેતનાની અનુભૂતિ વરતાય છે. સુદામા અને પ્રેમાનંદ અહીં જુદા નહીં, એક લાગે છે. ચરિત્રનાયક અને ચરિત્રકાર બન્નેની છબી એક સરખી કોરાઇ રહે છે બન્ને વચ્ચેનો ભેદ ઓગળી જાય છે. આ કાવ્યસાધનાને લીધે આ આત્મઐક્યને કારણે કવિ સામાન્યતાને આંબી જઇને 'મહાકવિ'ની કોટિને પામે છે. આત્મૌપમ્ય એ કવિની અંતિમ કૃતાર્થતા છે.

નવેમ્બર, ૧૯૬૬

અરિતત્વના આ બધા કિરણો દ્વારા એ મહાપુરુષ જીવનનું કયું સ્વરૂપ ઘડવા મથે છે, જિંદગીના વિવિધ સૂરો છેડીને એમાંથી કયું સંગીત પ્રગટ કરવાનો પુરુષાર્થ કરી રહ્યા છે એનો સહેજ અણસારો ય દેખા દઈ જાય છે.

શનિવારે સવારે દસ વાગે વિમાનમાં એઓ વડોદરા આવ્યા ત્યારે થોડાક થાકેલા હતા. દિલ્હીમાં શરદી થઈ હતી. તેમાંથી માંડ છૂટયા હતા. પરિષદના મંચ પર આવતા પહેલા એમને માટે અને ડૉ. રાધાકૃષ્ણન્ માટે સંતરાનો રસ-અથવા ઠંડી કૉફી લેવાની અને જરૂર હોય તો હાથ મોઢું ધોઈને જરાક થાક ભૂલી જવાની વ્યવસ્થા હતી. પાછળથી એમને લાગ્યું કે આ વ્યવસ્થા સાર્થક થઈ. વ્યાસપીઠ પર આવતાં પહેલાં પંડિતજીએ કંઈક મોકળાશ અનુભવી. થોડીક અનૌપચારિક વાતોએ એમના મુખ પર સ્મિત ચમકાવી દીધું. આંખોમાં પળવાર અમી ઝબકી ગયું.

સંતરાના રસનો એક નાનો ગ્લાસ મેં એમની સામે ધર્યો. લેતાં પહેલાં એમણે પૂછયું : 'શું છે?' મેં કહ્યું, 'રંગ દગારો છે. પણ છે તો સંતરાનો રસ !' હસીને એમણે ગ્લાસ લઈ લીધો. અને એ જ સ્મિત છલકાવીને કહ્યું : 'દગારા રંગનો વાંધો નથી, હરકત છે દગારા માણસની.'

'એ રીતે આપ સલામત છો અહીં.' મારાથી હસતાં હસતાં કહેવાઈ ગયું.

સાડાદસને ટકોરે તો પ્રમુખ શ્રી ડૉ. રાધાકૃષ્ણન્ સાથે એઓ મંચ પર આવી ગયા. પોતાને સ્થાને બેસતા પહેલા આખા મંડપની મેદની પર આંખ ફેરવી લીધી, નમસ્કાર કરી લીધા, સ્મિતની ભેટ આપી દીધી. લોકોના અંતરમાંથી સ્નેહને વધાવી

લેવાની એમની રીતને નહેરુ–રસમ કહી શકાય એટલી એ આગવી છે

સરસ્વતીવંદના પછી સ્વાગત મંડળના પ્રમુખ શ્રીમતી હંસાબહેનને એમણે ધ્યાનથી સાંભળ્યા. વડોદરા યુનિવર્સિટીના કુલપતિ વડોદરાના મહારાજા ફત્તેહસિંહરાવ ગાયકવાડ પંડિતજીને પારિતોષિક અર્પણ કરવાની વિનતી કરવા ઊભા થયા એમણે બોલતા નહેરુને પ્રથમ પંક્તિના સર્જક લેખક કહ્યા તે વખતે મહારાજાના મુખ ભણી ઊંચુ જોઈને એ ધીરેથી બોલી ઊઠ્યા, 'No, no, it is too much–ના ના, ઘણી અતિશયોક્તિ છે,' અને પોતાની ટેવ મુજબ સ્મિતની લીટીની આડ તાણીને એ શબ્દો જાણે દૂર જ ગયા

ત્યાર પછી પંડિતજી મંગળ પ્રવચન કરવા ઊભા થયા લોકોએ પોતાનો સ્નેહ પ્રગટ કરવા તેમને તાળીઓના ગડગડાટથી વધાવી લીધા. નહેરુ જ્યારે જ્યારે જનતાનો અને મેદનીનો નિર્વ્યાજ સ્નેહ માણે છે ત્યારે ત્યારે એઓ વધારે આત્મલક્ષી થઈ જાય છે અને પોતાને વિષે જે વખાણની વાતો અથવા મહત્તાના ભાવો કહેવાયા હોય છે તેને વિષે તરત જ સાવધાન થઈ જાય છે

એટલે મંગળ પ્રવચન કરતાં જ્યારે એમણે કહ્યું કે 'મારે વિષે જે બધું કહેવાયું છે તે બધું સાચે જ માની લેવા જેવું નથી !' અને આમ કહીને સ્મિતભર્યા વદનમાંથી એકદમ ગાંભીર્ય ધારણ કરીને એમણે વ્યાખ્યાન કરવા માંડ્યું જ્યારે આવી વિનમ્રતા પ્રગટ કરે છે ત્યારે એમાંથી સન્નિષ્ઠાની સુગંધ પ્રગટ થાય છે અને આ જ અંતરભેદ પંડિતજીને બીજા કહેવાતા મહાન માણસોથી જુદા પાડે છે

પરિષદના ઉદ્ઘાટનનુ કામ દોઢને બદલે બાર વાગ્યે જ પૂરું થઇ ગયું. ડૉ રાધાકૃષ્ણન્ અને નહેરુ બન્નેના ભાષણો ટૂંકા હતા. એમણે વ્યાસપીઠ પર આવતાં પહેલા જે ઓરડામા થાક ઉતારવા સતરાનો રસ લીધો હતો તે ઓરડામાં જ દ્વારકાપીઠના શંકરાચાર્યજીને અનૌપચારિક રીતે પ્રમુખ અને પંડિતજી બન્ને મળ્યા. આ વખતે વાતચીતનો દોર ડૉ. રાધાકૃષ્ણન્‌ના હાથમા હતો. પંડિતજી મોટે ભાગે સાક્ષી હતા. કોઇ પણ વાર્તાલાપને વખતે નહેરુને મૂગા જોવા એ પણ એક ચિત્ર છે. એમના મૌન વખતે મોટે ભાગે એ આરામ કરે છે. ક્યારેક પાછલી કોઇક મહત્ત્વની વાત વિષે પોતાની સાથે સમાગમ કરે છે આ ધ્યાનની અવસ્થા પંડિતજીના મુખ પર જે વિવિધ ભાવોની મુદ્રા ઉઠાવે છે એ કોઇ પણ માનસશાસ્ત્રી માટે રસિક અભ્યાસનો વિષય થઇ શકે એમ છે

જમવા જતાં પહેલાં પંડિતજીએ પ્રમુખ સાથે આ પરિષદ નિમિત્તે પ્રાચીન હસ્તપ્રતો અને પુસ્તકોનું જે પ્રદર્શન ભરાયું હતું તે જોયુ. આ પ્રદર્શનનુ ઉદ્ઘાટન બપોરે ત્રણ વાગ્યે ડૉ જીવરાજ મહેતા કરવાના હતા, પણ કાર્યકર્તાઓનો આનંદ આ પ્રદર્શન પંડિતજી જોશે એમા ઘણો હતો. પ્રદર્શનમાં એમણે વસ્તુઓ જોતા થોડીક સ્વતંત્ર પળો મેળવી લીધી. ગમે તેવા સયોજિત કાર્યક્રમમાથી પણ પોતાને અલગ પાડીને થોડીક મુક્તિ મેળવી લેવી એ જાણે નહેરુના સ્વભાવની એક ખાસિયત છે. પ્રદર્શન યુનિવર્સિટીની નવી લાયબ્રેરીના મકાનમાં ભરાયુ હતું. મકાનની વિશાળતા, વ્યવસ્થા અને સ્વચ્છતા જોતાં જોતાં, પ્રદર્શનની વસ્તુઓ તપાસતાં તપાસતાં જુદા પડી જઇને એમણે એક બાજુ ઊભા રહીને પાછું થોડુંક એકાંત મેળવી

લીધુ. એ એકાંતને તેઓ એવી રીતે અનુભવતા હતા કે એમા ભગાણુ પાડવાની કોઇની હિમત ચાલે નહિ આ ચિત્ર એક છબીકારે ઝડપી લીધુ. આ છબીએ એમને જાગૃત કર્યા ત્યારે પાસે જઇને માનથી પૂછી વળાયુ 'આપના એકાંતને સ્પર્શ કરવાનો જ લાગો. આવે વખતે આપ આપનાના બહુ ઊડા ઉતરી જાઓ છો?' એમણે કહ્યુ 'દરેક વખતે નહી, ક્યારેક ખરો. હમણા તો હુ એ વિચાર કરતો હતો કે આ બધા જ્ઞાનનો આપણા વિદ્યાર્થીઓ ને અધ્યાપકો સદુપયોગ કરશે ખરા?' અને કોઇ વધારે ન પૂછે એટલા માટે જ જાણે પાછા ચાલુ કાર્યક્રમમા જોડાઇ ગયા. પંડિતજીને ઘણી વખત આમ એકાંત અને મુક્તિ માણતા જોયા છે એટલે એમ થાય છે કે યજમાનો અને પોલીસથી સદા ઘેરાયેલા અને ગોઠવાયેલા ચીલે ચાલતા આ માણસને ઘણી વખત પોતાની સ્વતંત્ર કેડીએ ચાલવાનો શોખ થાય છે કેટલો છવતો માણસ છે!

બપોરે જાહેર સભામા જતા પહેલા પંડિતજી રોઝરી સ્કૂલમા છોકરાઓને મળવા ગયા નેહરુ વડોદરા આવવાના છે એ વાતની ખબર પડતાની સાથે રોઝરીના પ્રિન્સિપાલે પોતાની નિશાળના બે બાળકોને રેડ દિલ્હી ખાસ મોકલી પંડિતજીને પોતાની નિશાળમા આવવાનુ નિમંત્રણ મોકલી એમની હા મેળવી લીધી. એક રીતે એ સારુ જ થયુ કે જાહેર સભામા જતા પહેલાં નહેરુ છોકરાને મળી શક્યા. કાર્યક્રમ દસ મિનિટનો હતો. પરતુ પંડિતજીએ પિસ્તાળીસ મિનિટ બાળકો સાથે ગાળીને એમનો કાર્યક્રમ જોયો. રોઝરીની વિદ્યાર્થી પાર્લામેંટની વ્યવસ્થા અને વ્યવહાર જોઈને નેહરુ સાચે જ રાજી થયા આ

ખુશીને અંતરમાં વસાવીને જ્યારે એ જાહેર સભામાં આવ્યા ત્યારે માનવ મહેરામણ ઊમટયો હતો. બપોરના ત્રણેક વાગ્યાથી માણસો એકત્ર થયા હતા. માથે ધીકતો તાપ, આકરો ઉકળાટ, અને શિસ્તબદ્ધ બધું હોવા છતાં નહેરુ આવ્યા ત્યારે સ્નેહની વર્ષાના પ્રતિક જેવી તાળીઓ વરસી પડી. પંડિતજી જ્યારે જ્યારે અનહદ લોકસ્નેહ પામે છે ત્યારે ત્યારે એ લોકદુઃખ તરફ વધુ સંવેદનશીલ બની જાય છે. લોકોને તડકામાં તપતા જોઈને એમનું અંતઃકરણ ગદ્ગદ થઈ ગયું. સભાના સંયોજકો ઉપર એમનો પુણ્યપ્રકોપ ઊતર્યો. ભાષણની શરૂઆતમાં જ એમણે જનતાની ક્ષમા માગી ક્ષમા માગતી વખતે એમનું દિલ દ્રવી ઊઠયું. એટલે ભાષણમાં સ્વસ્થ થતાં જરાક વાર લાગી. કેવું છે આ માણસનું દિલ? એના દિલના તાર જનતાના દિલ સાથે કેમ સંધાયેલા છે એના રહસ્યની પણ આવે વખતે જ ખબર પડે છે. લોકોની પાસે પોતાની આગવી લોકકસોટી છે, છઠ્ઠી ઇંદ્રિય છે. એને ભાગ્યે જ કોઈ છેતરી શકે. વિરલ કોઈ એ કસોટીએ પાર ઊતરી શકે! નહેરુ આ દેશના આવા પરમ સુભાગી માણસ છે, લોકકસોટીએ ચઢીને પાર ઊતરેલા લોકપુરુષ છે.

સાંજે યુનિવર્સિટી તરફથી યોજાયેલા ઉપવન સમારંભમાં એકઠાં થયેલાં ભાઈ બહેનોને એઓ ટેબલે ટેબલે ફરીને મળ્યા, અને પછી 'હોહોલિકા' જે શ્રી ચંદ્રવદન મહેતાએ લોકભવાઈ સ્વરૂપમાં તૈયાર કર્યું હતું તે નાટકને મેદાનમાં ભજવાતું જોયું, જોઈને ખુશ થયા. એમનો આખા દિવસનો થાક ઊતરી ગયો. નાટકના કલાકાર ભાઈબહેનો સાથે ખુશીથી ફોટો પડાવ્યો ઘણાંને શાબાશી આપી અને સૌનાં દિલની શાબાશીનું ઇનામ લઈને વિદાય થયા. નહેરુથી લોકો પ્રભાવિત થાય છે એના

કરતાં એમની ચારુતાથી વધારે પ્લાવિત થાય છે. અને નેહરુ પોતે લોકસ્નેહથી સદા નવપલ્લવિત બને છે. એટલે તો આજે એમના મુખ પર આવનાં વૃદ્ધત્વ ડરે છે, અને યૌવન શરમાય છે.

રાતે નવ વાગ્યે યુનિવર્સિટીના કુલપતિ મહારાજા ફતેહસિંહરાવ ગાયકવાડના લક્ષ્મીવિલાસ મહેલમાં એક સાદો અને શાંત ભોજન સમારંભ હતો. બધાં મળીને માંડ ૫ દરેક માણસો હશે. નેહરુ અને ડૉ. રાધાકૃષ્ણન્ બન્ને મહારાજાના મહેમાન પણ હતા. મહારાજાના ખાનગી દીવાનખાનામાં પ્રવેશ કરીને જોયું તો એક અપૂર્વ ચિત્ર સરજાઇ ગયું છે. એક સોફા ઉપર ડૉ. રાધાકૃષ્ણન્ અને કુલપતિના માતુશ્રી શાંતાદેવી બેઠાં છે. અને શાંતાદેવીના પગ પાસે જવાહરલાલજી બેઠા છે જે મહારાજાઓનું આજે બધુ ગયુ છે અથવા જવા બેઠું છે એવા જાણે જૂના સમયની વૈભવમૂર્તિ પાસે આજના લોક પરાક્રમના પ્રસાદની પ્રતિમા બેઠી છે! અમારી સાથે મહારાજા ઊભા હતા. એમના મુખ પર જે અકથ્ય સાંત્વના હતી, શ્રદ્ધાથી રસાયેલી આશાનો જે પ્રતીતિ હતી તેનું વર્ણન ના થઇ શકે. આ જવાહરલાલ નેહરુ કેવો જાદુગર છે! કેવો અદ્ભુત એ કીમિયાગર છે! વાણીથી નહી, દલીલ કે વચનોથી નહી, આચારથી સામાના નિરાશ જીવનમા આશાનો છોડ એ રોપી શકે છે! અને આ કાર્ય એમણે માત્ર કોઈ રજા ખડ્યા મહારાજા કે કરોડપતિ લખપતિ માટે નથી કર્યું, સમસ્ત પ્રજા માટે કર્યું છે. અંગત જીવનમાં, રાજકીય જીવનમાં, રાષ્ટ્રીય ક્ષેત્રમાં, આંતર રાષ્ટ્રીય સંઘર્ષમા એમને ઝેર નથી પીવાં પડ્યાં એમ નથી. પણ એઓ ગાંધીજીના શિષ્ય અને સાથી છે. સત્ય એનુ શસ્ત્ર છે, પ્રેમ એની ઢાલ છે, નિર્વૈર વૃત્તિ એનું જીવન છે.

ભોજન પણ ફરતાં ફરતાં લેવાનું હતું. એટલે ઘણી સુવિધા હતી. જમતાં જમતાં અને જમ્યા પછી નિકટનો સહવાસ મળ્યો. જમીને થોડી વારે ડૉ. રાધાકૃષ્ણન્ સૂવા ચાલ્યા ગયા. સવારે સાડાઆઠ વાગ્યે વિમાનઘર પર જવાનું હતું. પંડિતજી અમારી આંખનો અણસારો સમજી ને રોકાઈ ગયા. અને રોકાયા એમાં અવિસ્મરણીય આનંદ આવ્યો. તરતમાં જ જાપાનથી પાછા ફર્યા હતા. જાપાનની પ્રજાના પ્રેમ અને પુરુષાર્થથી પ્રભાવિત હતા. છતાં એમની દૃષ્ટિ અને દર્શનમાં કેટલી સ્વસ્થતા અને સમગ્રતા હતી એનો વાર્તાલાપ દરમિયાન અનુભવ થયો.

યુનિવર્સિટી અને વિદ્યાર્થીઓ વિશે પહેલાં વાત ઊપડી. આપણી યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓ આજે જે જાતની જિંદગી પસાર કરે છે અને વિદ્યાર્થીપરાયણતાને નામે જે મીંડાનો સંસાર ઊભો કરતા જાય છે તેને વિશે પંડિતજીને ઊંડું દુઃખ થતું હતું. આપણા જ દેશમાં નહીં, આખા જગતમાં જિંદગીનું પોત પાતળું ને પાતળું થતું જાય છે. તેને વિશે એમના અંતરમાં વિષાદ અને ચિંતા હતાં. એમાં એમણે આપણા દેશના વિદ્યાર્થીઓના જીવન વિશે રંજ પ્રગટ કરતાં ઇંગ્લાંડનું એક ઉદાહરણ આપ્યું. 'ઇંગ્લાંડમાં હતો ત્યારે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજ સિવાયની કેટલીક યુનિવર્સિટીઓના વિદ્યાર્થીઓને કહેતાં સાંભળ્યા કે અમારે ઑક્સફર્ડ અને કેમ્બ્રિજની વિદ્યાપરંપરા નથી જોઈતી. એમાં શું વધારે બળ્યું છે? અમારું છે તે શું ખોટું છે! આ વિચારધારા જોઈને મને દુઃખ થયું. સારી વસ્તુ તરફ આવું અહંકારભર્યું વલણ એ વિકાસની નિશાની નથી, પામરતાનો પુરાવો છે. આપણે ત્યાં વિદ્યાપરાયણતાની પરંપરાઓ તરફ આપણી સહાનુભૂતિ નહીં પણ ચોક્કસ ક્ષેત્ર અને નિષ્ઠા હોવાં જોઈએ. આમ નહીં થાય તો આપણા જીવનનું પોત ઘટ્ટ નહીં થાય.'

અને તરત જ તેઓ જાપાનની પ્રજા ઉપર ઊતરી પડ્યા. 'જાપાનમાં વસ્તીનો લગભગ ત્રીજો ભાગ એક અથવા બીજી રીતે વિદ્યાની ઉપાસના કરે છે. આપણે ત્યાં આવો સમય ક્યારે આવશે ?' અને પંડિતજી ઉદાસ થઇને પાછા પોતાના અંતરમાં ઊતરી પડ્યા. જ્યારે એ દેશના પરાક્રમ વિષે બોલે છે ત્યારે પહેલો પુરુષ એકવચન નથી વાપરતા. પહેલો પુરુષ બહુવચન વાપરે છે. એટલે એ જનતાનો અંશ છે, અને અંગ પણ છે એવી ભાવના થાય છે.

૨૩

## ખુદાનો બંદો

માણસ મૃત્યુ પામે છે એ નવી હકીકત નથી. પરંતુ માણસ શાને કાજે મૃત્યુ પામે છે, કેમ મોતને વરે છે એ હકીકતમાં નવો ઇતિહાસ સર્જવાની શકિત છે. એ હકીકતમાં નૂતન ચેતનાના નવજન્મની આગાહી છે. આ હકીકતમાં સત્ય અને સત્યનિષ્ઠા બન્નેના પુનર્વિધાનનો સંકેત છે. ડૉ. માર્ટિન લ્યૂથર કિંગની હત્યા એ વિશ્વજીવનની ઘણી મોટી અસરકારક અને પરિણામી ઘટના છે. જીસસ ક્રાઈસ્ટને શૂળીએ દેવાયા પછી ગાંધીજીને ગોળીએ દીધા એ બે ઘટના વચ્ચે બે હજાર વર્ષનો ગાળો પડયો. પરંતુ ગાંધીજીની હત્યા અને કિંગની હત્યાની વચ્ચે તો કેવળ ૨૦ વરસનો સમયપટ રહ્યો એ હકીકત અત્યારે માનવજીવન અને માનવ બન્ને જીવનના કુરુક્ષેત્રમાં કયાં ઊભાં છે તેનો નિર્દેશ કરે છે.

ગાંધીજી અને કિંગના મૃત્યુમાં સામ્યતા છે એવું નથી. એમનાં બન્નેનાં જીવનમાં પણ ઘણી સમાનતા છે. સત્યના પ્રયોગો વડે બન્નેના જીવનમાં શીલ બંધાયું છે, શકિત અને નિષ્ઠાનો વિકાસ થયો છે. પ્રેમ, શાંતિ અને ન્યાયની પરમ

સાધના થઈ છે. હજી કેનેડીની હત્યાની કળ પણ વળી નથી ત્યાં ખુદાના બંદા માર્ટિન લ્યૂથર કિંગ ગોળીએ દેવાયા છે કેનેડી અને કિંગ બન્ને ભલે ગોરા અને કાળા માણસ હશે પણ એમને ગોળીએ વીંધનારા બન્ને ગોરા છે. આ હકીકત એક વસ્તુ સિદ્ધ કરે છે કે આદેશ, આદર્શ કે સિદ્ધાંત કરતાં એમને જીવનાર, એમનું આચરણ કરનાર, માણસ વધુ મોંઘો છે. એટલા માટે જ્યાં લગી આ ધરતી ઉપર પ્રભુની સત્તા છે, એ ટકી કે શાંતિ અને પ્રેમનું રાજ્ય છે ત્યાં સુધી ગાંધી કે કિંગ જેવાઓના આત્માને જંપ ન હોય એટલે જ કિંગે એક વખત કહ્યું હતું કે જે માણસ કશાકને માટે મરતો નથી તે મનુષ્ય જીવવાને માટે લાયક નથી કશાકને માટે જ કેવળ નહીં પરંતુ સત્ય, પ્રેમ અને ન્યાયને માટે મરીને કિંગે પોતાની જીવવાની અને જીવનની પાત્રતા પુરવાર કરી છે.

ડૉ માર્ટિન લ્યૂથર કિંગના ૩૯ વર્ષના ટૂંકા જીવનની મહત્ત્વની ઘટનાઓ બહુ નથી પણ જેટલી છે તેટલીમાં જીવનનું રસાયણ નિપજાવવાની તાકાત ભરી પડી છે ૧૯૨૯ના જાન્યુઆરીની ૧૫મી તારીખે જન્મ ૧૯૪૮માં મારે હાઉસ કૉલેજમાંથી બી. એ. અને ૧૯૫૫માં બોસ્ટન યુનિવર્સિટીમાંથી તત્ત્વજ્ઞાન સાથે પી એચ ડી થયા ૧૯૫૫માં મોંટગોમરી આંદોલન ૧૯૫૭માં એટલાન્ટામાં નાગરિક અધિકારોના આંદોલન માટે સધર્ન ક્રિશ્ચિયન નિઃગ્રશીપ કૉન્ફરન્સની સ્થાપના. ૧૯૫૯માં નાગરિક અધિકાર બિલને કૉંગ્રેસની મંજૂરી ૧૯૬૪માં નોબલ પારિતોષિક ૧૯૬૮માં ચોથી એપ્રિલે એક ભાનભૂલ્યા ગોરાની ગોળીથી વીંધાઈને મૃત્યુ.

માણસ કેવળ હકીકતોનું બનેલું પ્રાણી નથી પોતાના
[illegible]

પુજ છે. એટલે પોતાના જીવનમાં બનતી ઘટનાઓ વડે પોતાના તેમજ માનવજીવનના સ્વરૂપને ઘડવામાં સહાયક બને છે. આલબામામાં બસોનો બહિષ્કાર એ એમનો પહેલો સત્યનો પ્રયોગ હતો. ગાંધીજીના સત્યના પ્રયોગો જેવા અનેક સત્યાગ્રહોનું સ્મરણ કરાવે એવો એ ભવ્ય અનુભવ હતો. આત્મબળની દીક્ષા પામીને એક પછી એક પ્રેમ અને કરુણાસભર કાર્યક્રમો આપીને માત્ર નીગ્રો સમાજ કે ગોરા સમાજમા નહી પણ સમગ્ર માનવ સમાજમા શાંતિને માર્ગે કોઇ પણ પ્રશ્ન ઉકેલી શકાય છે એ વિષે આશા અને શ્રદ્ધા પ્રેરી, અને તે પણ યુદ્ધોત્તર સમયના ભય અને સૂક્ષ્મ હિંસાના વાતાવરણમાં.

૧૯૬૩માં એમણે વોશિંગ્ટનમાં અઢી લાખની જે વિરાટ શાંતિકૂચ યોજી હતી તેમાં ૬૦ હજાર તો ગોરા માનવીઓ હતા. એ વખતના એમના પ્રવચને અનેક નરનારીઓને રડાવ્યાં હતાં. આ ઐતિહાસિક સિદ્ધિની આકનીપજ રૂપે એમને ૧૯૬૪માં શાંતિ માટેનું નોબલ પારિતોષિક મળ્યુ.

ભાઇ નિરંજન ભગતે સાચું કહ્યું છે કે જે પોતાને જીતે, પોતાનાને જીતે અને પછી જે અને જેમને જીતવા હોય તેને જીતે તે સાચો નેતા. એટલે જ ગાંધીજીના જેવી નેતાગીરીનાં દર્શન જગતના ઇતિહાસમાં વારંવાર થતાં નથી. જે ભૂમિમાં ગાંધીજી જન્મે તે ભૂમિમાં જ ગાંધીનિષ્ઠા જન્મે એમ ન પણ હોય. કારણ ગાંધીજી જેવી વિભૂતિ અમુક ભૂમિની મર્યાદામાં બંધાઈને નથી જીવતી. ભૂમિ નહીં, સમગ્ર જીવન એમની કર્મભૂમિ હોય છે. ગાંધીજીની જન્મભૂમિ ને કર્મભૂમિ ભલે ભારત હોય પરંતુ ગાંધીજીના સત્ય સવાદની કર્મભૂમિ તો પરમ પૃથ્વીનો કોઈ પણ ખૂણો થઈ શકે એ માર્ટિન લ્યૂથર કિંગના જીવન અને મૃત્યુ દ્વારા પુરવાર થયું છે.

મોંટગોમરીમાં ડેક્સ્ટર એવેન્યુ પર આવેલા બેપ્ટીસ્ટ ચર્ચમાં ૧૯૫૪ થી ૧૯૬૦ લગી કિંગે પાદરી તરીકે કાર્ય કર્યું હતુ તે સમયનાં એમના કેટલાક ઉત્તમ ધર્મપ્રવચનો Strength to Love (પ્રેમ કરવાની શક્તિ) એવા સૂચક નામે સંગ્રહિત થયાં છે. બાઈબલમાથી કોઇ ને કોઈ મહામંત્ર પસંદ કરીને એને આધારે વણેલા આ પ્રવચનો વેધક, ભવ્ય ગદ્યના ઉત્તમ ઉદાહરણો જેવા છે. મોંટગોમરીના સત્યાગ્રહનો ઇતિહાસ આત્મકથાના અંશો સાથે એમણે "સ્ટ્રાઇડ ટોવર્ડ ફ્રીડમ" (મુક્તિ ભણી મંજલ) નામના પુસ્તકમા આલેખ્યો છે. 'ગંની 'ભારત છોડોની કરેંગે યા મરેંગે'ના મિજાજને વ્યક્ત કરતુ એમનુ આખરીનામા જેવુ પુસ્તક "વ્હાય વી કેનનૉટ વેઇટ" (અમે કેમ થોભી શકીએ નહી) કિંગના જીવનદર્શનનુ અને એમની જીવનધૃતિનુ દ્યોતક છે કિંગની વાણીમા એમના ચારિત્ર્યનુ બળ અને એમના આત્માનુ તેજ પ્રગટ થાય છે. કિંગના આત્મબળનુ વધુ ગહન દર્શન તો ભય, નિરાશા, અપમાન વગેરે જેવા અનુભવોમાંથી સહજ જ જે મનોદશા સર્જાય તેથી મનોદશાવાળા અમેરિકન નીગ્રો સમાજની જે શિસ્ત, સંયમ અને કુશળતાથી એમણે નેતાગીરી કરી તેમાથી પ્રગટ થાય છે એક વાર પોતે બહાર હતા ત્યારે કોઇ ગોરા બાઈએ એમના ઘર પર બોમ્બ ઝીંક્યો હતો. એને પરિણામે જોતજોતામા ગામના નીગ્રો લોકોનુ મોટુ ટોળુ હિંસાના સાધનો સાથે ઘરની આસપાસ એકઠું થયુ હતુ એને નમ્રતા અને ગૌરવથી એમણે વિખેરી નાખ્યુ હતુ.

આની રીતે જ્યારે જ્યારે અહિંસા, સત્ય અને નિર્વૈરને જીવનમા જીવી બતાવવાના પ્રસંગો આવ્યા છે ત્યારે અંતરનિષ્ઠાપૂર્વક સત્યાચરણ કરીને જન્મ દ્વારા મળેલી લોખંડની ધાતુને પ્રેમના રસાયણ વડે સુવર્ણમા રૂપાન્તર કરીને

જીવનની કૃતાર્થતા પ્રગટ કરી છે. માર્ટિન લ્યૂથર કિંગનું અમેરિકામાં જન્મવું અને મરવું એ ઘટનાની પાછળ પણ જાણે ઈશ્વરી સંકેત છૂપો રહ્યો જણાય છે. જે ધરતી ઉપર સમૃદ્ધિની છોળો ઊછળતી હોય, ગરીબી અને શ્રીમંતાઈ વચ્ચેનો ભેદ અનેક અનિષ્ટો પેદા કરતો હોય, અને જે દેશમાં માણસ માણસ વચ્ચેના વિશ્વાસનો અનેક રીતે વધ થતો હોય તેવા દેશમાં કિંગ જેવા સાધુચરિત, સત્યનિષ્ઠ પ્રેમપુરુષનું જન્મવું અને પ્રેમ અને સત્યને ખાતર મરવું એમાં વિશેષ અર્થ, સંજ્ઞા અને મર્મ રહ્યાં છે. જ્યાં અધર્મ અને અનિષ્ટની પ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી શકે છે તે જ ધરતીમાં ધર્મનિષ્ઠ, સત્યનિષ્ઠ અને પ્રેમનિષ્ઠ પુરુષ જાણીજોઈને પોતાનું બલિદાન આપીને જીવનધર્મની જ્યોત જલતી રાખી શકે છે એ હકીકત માનવ અને માનવતા માટે મહાન આશા અને શ્રદ્ધાની પ્રતીતિ છે.

આજે જીવનના કુરુક્ષેત્રમાં જ્યારે ધર્મ અને અધર્મનાં, સત્ય અને અસત્યનાં, પ્રેમ અને ધિક્કારનાં, ન્યાય અને અન્યાયનાં બળો સામસામાં રોપાયાં છે ત્યારે માર્ટિન લ્યૂથર કિંગનું મૃત્યુ સત્ય, પ્રેમ અને ધર્મનું એકમાત્ર બળ બની રહેશે એમાં માનવહૃદયને શંકા નહીં રહે. આ જ બળમાંથી સમય આવ્યે નવા નિષ્ઠાવંત માનવો પાકશે એની પ્રતીતિ આજે કચડાતા, ભીંસાતા અને સંઘર્ષમાં રોળાતા માણસને નવી આશા ને આસ્થા આપશે.

એપ્રિલ, ૧૯૬૮

## ૨૪

# વીરતાનો પૂજારી

આપણા દેશમાં વ્યક્તિની અંતર્નિષ્ઠા અને રાજકારણ વચ્ચે આજે જ્યારે સંપૂર્ણ અવ્યવસ્થિત વિસંવાદિતા છે, ત્યારે એવા કપરા સમયમાં ડૉ. રામમનોહર લોહિયાની અંતિમ વિદાય એ કરુણ ઘટના છે ડૉ. લોહિયા કેવળ વ્યક્તિ નહોતા, phenomenon હતા. સત્તાના રાજકારણમાં જુદાજુદા સ્વાર્થોની જે ખેંચતાણ અને હોંસાતોંસી આજે ચાલે છે તેમાં સૌથી વધુ રાષ્ટ્રની એકતા અને અખંડિતતા ગૂંગળાય છે ને સહન કરે છે. આવી રાષ્ટ્રીય આપત્તિ અને કટોકટીના સમયમાં રામમનોહર લોહિયાની આપણી લોકસભામાં ઉપસ્થિતિ અને એમનો નિખાલસ નીડર તીવ્ર પડકાર એ ઘણા રાજકીય અને આર્થિક આચિયાઓ માટે ભયભીત પરિસ્થિતિ હતી.

ઈ. સ. ૧૯૩૩માં કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ પક્ષની સ્થાપના વખતે અને તે પછી મારા માનસ ઉપર એમની છાપ એક નિષ્ઠાવંત અને નિસ્વાર્થી, ક્રાન્તિકાર વિચારકની પડી હતી અમે થોડાં વરસ સાથે સક્રિય કાર્ય કર્યું હતું. કૉમ્યુનિસ્ટ પક્ષમાં જે સ્થાન એક શાસ્ત્રીય સિદ્ધાંત સંયોજક તરીકે ડૉ.

અધિકારીનું હતું; તેવું જ અગત્યનું સ્થાન કૉંગ્રેસ સોશ્યાલિસ્ટ પક્ષમાં ડૉ. રામમનોહરનું હતું. પરંતુ બન્નેનાં વ્યક્તિત્વ અને અંતરનિષ્ઠામાં મૂળગત ભેદ હતો. રામમનોહર શ્રદ્ધાન્વિત, ડાયનેમિક અને વિકસતા માણસ હતા. પોતાનાં દર્શન, સિદ્ધાંત અને દૃષ્ટિબિંદુ એઓ હમેશાં વ્યક્તિ અને સમૂહજીવનના સંદર્ભમાં તપાસતા રહેતા. છતાં ધૂની હોવાને કારણે, ક્યારેક એમનું દૃષ્ટિબિંદુ, એમના સંવાદવિવાદ અવાસ્તવિક અને ધૂંધળાં બની જતાં છતાં એઓ સ્થિતિચુસ્ત સિદ્ધાંત કે પરંપરાના શિકાર બનવામાંથી જાગ્રતિપૂર્વક છટકતા. કારણ સ્વભાવથી જ એઓ પ્રણાલિભંજક હતા.

રાજકારણમાં ધીરે ધીરે મવાલ સમાજવાદી મનોદશામાંથી ક્રાંતિકારી જલદ સમાજવાદ સુધીની એમની યાત્રા એમની વ્યક્તિગત વિકાસની અને જીવંતપણાની સૂચક તો છે જ; પરંતુ ભારતના રાજકારણમાં પણ એક સમજવા જેવી ઘટના છે. રામમનોહર આટલા બધા અંતિમવાદી હોવા છતાં સામ્યવાદ સાથે એમનો સંપૂર્ણ મેળ કદી બેઠો નહીં એ પરિસ્થિતિ પણ સૂચક છે માર્કસની જીવનનિષ્ઠા માટે એમને આદર હતો; પણ માર્કસવાદી કૉમ્યુનિસ્ટોની નીતિરીતિના એઓ કડક સમાલોચક રહ્યા. આની પાછળ રામમનોહરની જીવંત આત્મનિષ્ઠા કામ કરતી હતી. એટલે માનવીની વ્યક્તિગત સ્વતંત્રતા અને ગૌરવના એઓ સર્વદા પક્ષપાતી અને સંરક્ષક રહ્યા.

આ આત્મનિષ્ઠાની બુનિયાદ એવી નગદ અને સધ્ધર હતી કે સત્ય વાત કહેતાં એમને મોટો ચક્રવર્તી પણ હારી કે આંજી શકતો નહીં. નહેરુ જેવા લોકલાડીલા અને પ્રતિભાશીલ નેતાને પણ સત્યને ખાતર કડવાં અને આકરાં વેણ નિર્ભયપણે કહેતાં એમણે કદી પાછીપાની કરી નહોતી. એમની આ

આત્મખમીરવંત વીરતા આપણી લોકશાહીના ઇતિહાસમાં અવિસ્મરણીય બની રહેશે.

એમના મનનો વ્યાપ, હંમેશાં રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પરિઘને બાથ ભીડવા મથતો. એમની મનઃશક્તિ જટિલ સમસ્યા અને પ્રશ્નની સમગ્રતાને પકડીને, એના સૂક્ષ્મ સ્વરૂપોને સમજે એટલી સંપન્ન હતી. ગમે તેવા છલનામય શુભ રૂપમાં સંતાયેલા અસત્યને કે સ્વાર્થને ઓળખી કાઢવાની સજ્જતા એમની કુશાગ્ર બુદ્ધિમાં સહજ હતી. અમારા શરૂઆતના સહચાર અને સહયોગના સમયમાં જયપ્રકાશ, મહેરઅલ્લી, મસાણી, અચ્યુત, અશોક, નરેન્દ્ર દેવ અને સંપૂર્ણાનંદ સૌ રામમનોહરના મનોવ્યાપની તેજસ્વી શક્તિની પ્રેમભાવે કદર કરતા. 'ડૉક્ટર સાહેબ'ના વહાલસોયા નામે પોતાના આપ્તમંડળમાં ઓળખાતા રામમનોહરના બુદ્ધિકૌશલનો સૌ આદરભાવ રાખતા.

અંગ્રેજી ભાષા સાહિત્ય વિષેનો એમનો સ્વાધ્યાય ઊંડો હોવાને કારણે એ વાણી ઉપર એમનું પ્રભુત્વ વ્યાપક હતું. એમનાં પુસ્તકોમાં એક વાત સ્પષ્ટ દેખાશે કે વિષયના પ્રતિપાદનમાં ચોકસાઈ અને વિશદતાના એ ચાહક હતા. એમની વિચારશીલતામાં એક તરફથી ક્રાંતિકારી વિદ્યુત્શક્તિની ગતિ રહેતી અને બીજી બાજુ જીવનની વાસ્તવિકતાનો સાચો સંદર્ભ રહેતો. આ સમન્વયને કારણે એઓ કોંગ્રેસ અને કોમ્યુનિઝમ બન્નેમાં વિચારપરંપરા અને આચારદંભની વિસંવાદિતા પારખીને એમનો સક્રિય વિરોધ કરતા રહ્યા. આ દેશમાં સડેલા જીવનને તોડવામાં સાચા માણસનાં શક્તિ ને સમય એટલા બધાં ખર્ચાય છે કે વિધાયક જીવનકાર્ય કરવા જેટલું બળ અંતે ટકતું નથી એ ભારે કરુણતા છે.

પ્રાદેશિક રાજકારણની સંકુચિતતાને ઉઘાડી પાડવામાં કે તોડવામાં, વ્યક્તિગત સ્વાર્થોને પડકારવામાં, મહાન વ્યક્તિની મહત્તાથી અંજાયા વિના સત્ય કહેવામાં અને માનવીય ગૌરવની સંરક્ષામાં એમની દૃષ્ટિ સર્વદા લોકકલ્યાણની રહેતી અને રાષ્ટ્રીય એકતાનું લક્ષ સાચવતી. છતાં રામમનોહર કયારેક અને અવાર-નવાર વાણીની અતિશયોક્તિ અને અતિરેકમાં વસ્તુ અને વસ્તુ-સ્થિતિની રજૂઆત કરતા એની પાછળ એમની અંદર જલતો માનવીય કલ્યાણનો આતશ કારણભૂત હતો.

અસત્ય અને અનિષ્ઠાને એમણે કયારેય આશરો આપ્યો નથી. ગરીબો અને શોષિતોની તરફેણમાં એઓ સદા ઝઝૂમ્યા છે. સત્યનિષ્ઠા ઉપર રચાયેલી મૈત્રીને એમણે હમેશાં આવકારી છે જીવતાં એમણે સ્વાર્થો અને સંકુચિતતાઓ સાથે અને મરતાંની અંતિમ ઘડી સુધી મૃત્યુ સાથે એમણે જીવનના પક્ષમાં આકરું યુદ્ધ કર્યું જ કર્યું. આપણા દેશમાં આજે જેની ભારે ભૂખ છે અને જેની બહુ જરૂર છે એવા એક નિઃસ્વાર્થ, નિખાલસ, નીડર, અંતરનિષ્ઠ રાષ્ટ્રીય વ્યાપવાળા ગૌરવશીલ માનવીય લડવૈયાની ખોટ રામમનોહરના મૃત્યુથી આપણને લાંબા સમય સુધી સાલશે.

ઓકટોબર, ૧૯૬૭

૨૫

# આત્મનિષ્ઠાનું અમી

એક વખત અણુવિજ્ઞાની ડૉ. હોમી ભાભાને મુંબઈમાં મળવાનો સુયોગ મળ્યો હતો. એમને વિશે અનેક અને અનેકવિધ વાતો સાંભળી હતી. એમના વ્યક્તિત્વની મોહિની વિશે પણ એમના કેટલાક મિત્રો પાસેથી મધુરતાભર્યા અનુભવો જાણવા મળ્યા હતા એટલે જ્યારે એમને મળવાની તક સાંપડી ત્યારે જ અંતર પ્રસન્ન થયું હતું. એમને મળીને પરમ આનંદ થયો. સાંભળેલી બધી જ વાતો સાર્થક લાગી રાતના જમણનો પ્રસંગ હતો. સમયની નિરાંત હતી વાતચિત અત્યંત સહજભાવે થતી હતી. ક્યાંય ખોટી સભ્યતા કે અણછાજતા વિવેકના ભારથી વાતાવરણ પીડાતુ નહોતું. ઊલટી સ્વાભાવિક મુક્તિની સ્વસ્થ પ્રસન્નતા હતી.

ઘણા સમયથી 'હ્યુમન રેજીમેન્ટેશન'ની વાત મારા મનમાં ઘોળાયા કરતી હતી. લોકસમાજમાં ચાલતી આ પ્રક્રિયા અને પ્રવૃત્તિનું મૂળ મનુષ્યના સ્વભાવમાં પડ્યું છે કે એણે આ વૃત્તિ ક્યાંકથી ઉછીની લીધી છે? આ પ્રશ્નના અનુસંધાનમાં તક મળતાં મેં ડૉ. ભાભાને પૂછ્યું : "અણુવિજ્ઞાનીઓ જે આ

અણુબોમ્બ બનાવે છે તે અણુઓના 'રેડીમેન્ટેશન'ની જ પ્રક્રિયા છે ને? આ પ્રક્રિયા કુદરતી છે? અણુઓ આમ તો કુદરતી તત્ત્વનાં અંશો છે. એઓ ક્યારેક મનુષ્યની આ યંત્રવત અકુદરતી પ્રક્રિયાની સામે બળવો નથી કરતા?"

ડૉ. ભાભા પળવાર વિચારમગ્ન થઈ ગયા. એમની નજર બહાર પ્રગટ થવાને બદલે અંદર ઊતરી ગઈ. સૌ શાંત થઈ ગયા હતા. પળવાર જાણે આત્મનિમજ્જન કરી આવ્યા હોય એટલી શાંતિ અને નિષ્ઠાથી બોલ્યા: "તમારો પ્રશ્ન ઘણો ઈન્ટરેસ્ટીંગ છે, 'ઈમ્પોર્ટન્ટ' પણ છે. અણુબોમ્બની આખી પ્રક્રિયા એ 'રેડીમેન્ટેશન'ની જ એક અકુદરતી યંત્રવત પ્રક્રિયા છે. પણ આશ્ચર્યજનક વાત તો એ છે કે ક્યારેક અણધારી પળે કોઈક અણુ આ પ્રક્રિયામાં સામેલ થવાનો ઈન્કાર કરીને છટકી જઈને 'મીસ બીહેવ' કરે છે."

"આ 'મીસ બીહેવીયર'ને તમે કુદરતી કહેશો કે અકુદરતી?" મેં પૂછ્યું:

"હું એને અણુનો સહજ કુદરતી અધિકાર કહીશ. અણુવિજ્ઞાની આ 'મીસ બીહેવીયર' સામે અવાક્ થઈ જાય છે. એક અણુના સામે મોટો વિજ્ઞાની હાર્યો એવી વિચિત્ર મનોવૃત્તિ પળવાર દેખા દે છે. પણ પછી પાછો વિજ્ઞાની પોતાની ઢબે એ યંત્રવત પ્રક્રિયામાં મશગુલ થઈ જાય છે. અણુની એ 'નેચરલ મીસ બીહેવીયર' એને જરરા 'શૉક' આપે છે પણ એ અનુભવનો લાભ લેવા થોભ્યા વિના એ પોતાની યંત્રવત્ મનોદશામાં પાછો સરી પડી યથાવત્ કામે લાગી જાય છે. પણ આવો સવાલ તમે શા માટે પૂછ્યો?"

મેં કહ્યું: "સાહિત્ય, કલા અને અધ્યાત્મની સર્જનાત્મક ...ક્રિયા પણ ઘણે અંશે મનની પ્રક્રિયા બનીને મોટે ભાગે

યંત્રવતતાનો શિકાર બની રહે છે. પણ કોઈક બડભાગી નૈસર્ગિક શકિત જ્યારે આ મનોમય યંત્રવતતાને પડકારી, તોડી કોઈક અણધાર્યું અભિનવ મૌલિક સ્વરૂપ પ્રગટ કરીને નવું પ્રસ્થાન કરે છે ત્યારે તે 'મીસ બીહેવીયર' વિભૂતિવંત પ્રતિભા બની જાય છે. મને લાગે છે કે 'રેગ્મેન્ટેશન'ની અકુદરતી યંત્રવત પ્રક્રિયા દ્વારા પરિણામને સિદ્ધ કરતું વિજ્ઞાન અને સહજ, કુદરતી, સંવાદી પ્રક્રિયા દ્વારા અનુભવદર્શન પ્રાપ્ત કરતું આત્મજ્ઞાન જેમ અહીં જુદા પડે છે તેમ વિજ્ઞાની અને આત્મજ્ઞાનીનો મૂળગત ભેદ પણ અહીં છતો થઇ જાય છે."

એમણે બહુ જ જાગ્રત ભાવે અને ઊંડી વિચારશીલતાપૂર્વક કહ્યું: "માત્ર મનની કોઈપણ પ્રક્રિયા બાહ્ય પરિસ્થિતિ પર અવલંબિત હોઇને યંત્રવત, અકુદરતી અને અપૂર્ણ હોવાનો સંભવ છે. પરંતુ વિરલા વિજ્ઞાનીઓ મનની એ યંત્રવતતાની ઉપર પહોંચીને કયારેક પોતાનું વસ્તુદર્શન લઇ આવે છે. ત્યારે એકાએક કોઇ વૈજ્ઞાનિક પરંપરાગત જ્ઞાન સાથે એ જોડાતું નથી. એ વસ્તુદર્શન પોતાની નવી પરંપરા સ્થાપે છે. એટલે જ તો આજના સર્જનાત્મક વિજ્ઞાનીઓ મન કરતાં વધુ ઉજ્જ્વળ, સમગ્ર અને શકિતસંપન્ન 'ઓર્સ'નો શોધમાં પણ લાગ્યા છે."

મને એમના આ સહજ અને શ્રદ્ધાન્વિત કથનથી ઘણો આનંદ થયો. એમનામાં વિજ્ઞાનીના તોછડા અભિમાનને બદલે કુદરતમાંથી અને મનુષ્યમાંથી વધુ ઊંચી, સમર્થ અને તેજસ્વી સમગ્રતાવાળી શકિતની શકયતા સ્વીકારતી સર્જક માણસની વિનમ્રતા લાગી. એમણે બીજે દિવસે ટ્રોમ્બેના પોતાના કેન્દ્રની મુલાકાત માટે પ્રેમથી નિમંત્રણ આપ્યું.

ટ્રોમ્બેનું અણુવૈજ્ઞાનિક કેન્દ્ર 'અપ્સરા' ભારતનું અપૂર્વ ઉપરે ૭૫નના સર્જન છે ઓ સમગ્ર કેન્દ્રના સર્જન અને ઘડતર

ની પાછળ જે સહજ સૌદર્યદષ્ટિ છે તે આપણને મુગ્ધ કરીને પ્રભાવિત કરે છે. સમગ્ર કેન્દ્ર એ કેવળ મકાન અને મશીનરીનું બનેલું મૃત શરીર નથી. આસપાસના હૃદયગમ સૌદર્ય વડે મઢાયેલું કોઇ જીવનદષ્ટાએ રચેલું શ્વાસ લેતું જીવંત જિજ્ઞાસા-કેન્દ્ર છે.

ડૉ. ભાભાના સમાગમથી એવો ભાવ દૃઢ થયો હતો કે એમનામાં વિજ્ઞાની અને આત્મજ્ઞાનીનાં સ્વરૂપોનો સુભગ સમન્વય હતો. મનની મર્યાદાઓ માપી-તાગીને એમને ઓળંગી જઈ કોઇ વધુ ઊંડી અને મહાન 'હ્યુમન સોર્સ' માનવગંગોત્રીને પામવાની હોંશ અને અભીપ્સા એમની આંખમાં સ્થિર જ્યોતિ બનીને તગમગતાં હતાં.

એમનું અણધાર્યું દેહાવસાન થયું ત્યારે કેવળ આપણા દેશને જ નહીં પણ સમગ્ર વિશ્વને એક સાચા જીવનસાધક અને શોધકની ખોટ પડી એવી લાગણી ઉત્કટભાવે ઊપસી આવી. તેઓ જીવ્યા હોત તો અણુબૉમ્બની પેદાશ કરતાં એમનું ધ્યાનદર્શન અણુશક્તિના કલ્યાણકારી વપરાશ અને ઉપયોગ તરફ વધુ કેન્દ્રિત થયું હોત. જો પ્રભુએ એમને વધુ જિંદગી બક્ષી હોત તો એમનામાં વધુ મોટા માણસે પોતાનું ગજું પ્રગટ કર્યું હોત. કદાચ આજના યુગને માણસાઇનો અને માનવશક્તિનો નવો માપદંડ આપ્યો હોત.

જુન, ૧૯૬૬

## ૨૬

# વત્સલ ચેતના

ત્રીસ-પાંત્રીસ વરસ પહેલાં વડોદરામાં મદ્યપાન નિષેધક મંડળ ચાલતું હતું. એ મંડળના પ્રમુખ હતા વૃદ્ધ ન્યાયમૂર્તિ સારંગપાણિ પ્રો. માણિકરાવ એ મંડળના મુખ્ય સંચાલકોમાં હતા. તે વખતે હું એ મંડળનો સ્વયંસેવક હતો. એક રાતે ભંગીઓના વાસમાં મદ્યપાનનિષેધક મંડળના આશ્રય હેઠળ એક જાહેર સભા ચાલતી હતી. પ્રો. માણિકરાવ એમની ઓજસ્વત વાણીમાં શરાબના ગેરલાભ સમજાવી રહ્યા હતા એટલામાં સામેથી સનનન કરતો એક પથ્થર આવ્યો માણિકરાવજીના માથામાં વાગતાની સાથે સભામાં હોહા થઈ રહી એ મારનારને પકડવામાં આવ્યો. પથ્થર મારનાર ભંગી શરાબી હાલમાં ભાનભૂલેલો માણસ હતો. પોતાના ઘાને સંભાળીને માણિકરાવજી ત્યાં પહોંચે ત્યાં સુધીમાં તો બીજા માણસોએ એને અડધો ઓખરો કરી નાખ્યો. પણ માણિકરાવજીએ આવીને એને છોડાવ્યો અને પોતાની પાસે લાવીને બેસાડ્યો સભા પૂરી થઈ. પેલા ભંગીભાઈનો શરાબ કંઈક ઊતર્યો એટલે સભા પૂરી થતાં જ શરમાઈને એ ક્યાંય અદૃશ્ય થઈ ગયો

લગભગ ચાર-પાંચ માસ પછી બરાબર એ જ સ્થળે સભા ભરાઈ હતી. મદ્યપાનનિષેધ ઉપર ભાષણો થતાં હતાં. એ

સભાના પ્રમુખ માણિકરાવ હતા અકસ્માત્ સભામા હોહા થઈ રહી એક શરાબી સભામા લોહી નીગળતો ધસી આવ્યો માથા-માથી લોહી વહેતુ હતુ અને ડાબો હાથ લગભગ તૂટી ગયો હતો. સભા બધ રાખીને માણિકરાવજી ત્યા પહોચી ગયા અને પોતાની ગાડીમા નાખીને પેલા શરાબીને પોતાને અખાડે લઈ ગયા ત્યા એને માથે ઘા ધોઈને દવા ચોપડી પાટો બાધ્યો અને હાથના હાડકાને લેપ લગાડી બે પાટિયાની વચ્ચે હાથને બેસાડી આપ્યો

પેલા માણસને કઈક કળ વળી એને ભાન આવ્યુ એટલે તરત જ એણે પગે લાગીને માણિકરાવજીની માફી માગી. 'માબાપ! તે દિવસે રાતની સભામા તમને પથ્થર મારવા માટ માફી માગુ છુ' માણિકરાવે કહ્યુ કે એમને એ ખબર હતી પણ એને ગાડીમા નાખીને સારવાર માટે લઈ આવ્યા ત્યારની જ પોતે માફી આપી દીધી છે એમના અતરમા એને માટે માત્ર અનુકપા જ હતી ત્યાર બાદ ત્રણ ચાર વાર એ ભગી ના ઝૂપડામા જઈને માણિકરાવજી નવો પાટો બાધી આવ્યા હતા

પોતાનુ ભલુ કરે તેનુ ભલુ કરવુ એ તો વિવેક છે પોતાનુ ભલુ ન કરે છતા એનુ ભલુ કરવુ એ માણસાઈ છે પણ પોતાનુ બૂરુ કરે છતા એનુ ભલુ કરવુ એ ઉદાત્તતામા તો દેવનાઈ અશ જોઈએ.

હજી હમણા જ નીકળેલી માણિકરાવજીની રમશાન યાત્રામા આ પ્રસગ મારી નજર આગળથી હટ્યો જ નહી નમતા બપોર છે સાજ હજી પડી નથી, પડવાની છે. ફરી ગદકા ચાલે છે. એક હાથમા ચામડાની ઢાલ અને બીજા હાથ-

આવ્યું. પણ મારી પાસેથી ન તો એમને સમતિ મળી, ન એમને વિરોધ મળ્યો.

એક વખત એઓ મને મુબઈ લઈ ગયા. ત્યાં બીજી આવા પ્રકારની સસ્થાઓ જોઈશુ એવો ક્રમ હતો. ત્યાં બીંડી-બજારના એક ખોજા લત્તામાં અમે રહેતા. એક સવારે મને પોતાના પથમાં આવવાનુ કહેવામાં આવ્યુ. પોતાની ભાણેજ સાથે લગ્ન, ચડ્લાની ફરનીચરની દુકાનમા ચાર આની ભાગ અને એમનુ પોતાનુ ઘર રહેવા માટે આપવાની લાલચો આગળ ધરવામા આવી. પણ આ વાત વધારે બિહામણુ સ્વરૂપ લે તે પહેલા એક મિત્રની સહાયથી રાતની ગાડી પકડીને સવારે સાબ-રમતી આશ્રમમાં પહોચ્યો બાપુની પાસે. ગાધીજીને બધી વાત વિસ્તારથી કહી. બાપુનું અન્તર દુ:ખી થયુ. મારી સાથે મહા-દેવભાઈને અને સ્વામી આનંદને વડોદરા મોકલ્યા. બાપુએ આના કરી હતી કે આ વાત હોય તો સસ્થા એકદમ બધ કરવી. અને છોકરાઓને પોતપોતાને ઘેર પહોંચાડવા અને આને માટે વડોદરામાથી પ્રો. માણિકરાવનો સહકાર મેળવવો. મહા-દેવભાઈ, સ્વામી ને હુ વડોદરા આવ્યા. માણિકરાવજીને વાત કરી. એઓ પેલા ભાઇના મિત્ર હતા. પણ આ વાત સાંભળીને એમનો પુણ્યપ્રકોપ ભભૂક્યો. ચૂડીદાર ખાદીનો સુરવાળ, ખાદીનુ અગ-રખુ, માથે ભગવો સાફો અને હાથમાં એમનો પ્રિય મિત્ર લઠ્. સદા હસુ હસુ થતા મુખ પર વેદના અને ક્રોધની મિશ્રિત રેખાઓ સ્પષ્ટ દેખાય. અમારા આશ્રમમાં જઈને મહાદેવભાઈએ પેલા ભાઇ સાથે વાતો કરી. અને તે જ દિવસે સાજે માણિ-કરાવજી છોકરાઓને પોતાને ત્યાં લઇ આવ્યા. બીજે દિવસે મહાદેવભાઈ અને સ્વામી નિરાંતનો શ્વાસ લઈને અમદાવાદ ચાલ્યા ગયા અમે જેના તેના માબાપને કાગળ લખી-બોલાવી છોકરાઓ સોંપી દીધા

"ગાંધીજીનું નામ ન હોત તો આ માણસને વડોદરામાંથી નાસવું પડત. પણ બચી ગયો. ગાંધીજીની દુષ્ટોને સજા કરવાની પણ પોતાની આગવી રીત છે મારા જેવા માણસને પણ એમણે ગમ ખવડાવી દીધી" અને માણિકરાવનું બાલસહજ નિર્દોષ નિખાલસ હાસ્ય ફૂટી પડ્યું. એમનો હાથ પોતાની છાતીને પંપાળી રહ્યો હતો.

પચ્ચીસ-છવ્વીસ વરસ પરની એ વાત. સરદાર ભગતસિંહ લાહોરથી દિલ્હી થઈને ગુજરાતમાં ગાંધીજીને મળવા આવ્યા હતા. એમને ગુજરાતમાંથી મુંબઈ પહોંચાડી દેવાની જવાબદારી મારા ઉપર નાખી હતી. પણ મારું ગજુ કેટલું! મેં માણિકરાવજીને વાત કરી, એમની સહાય માગી. માણિકરાવના અખાડા માટે આમ પણ અંગ્રેજ સરકારને વહેમ હતો. ગંગનાથ વિદ્યાલય વખતે શ્રી અરવિંદ, કેશવરાવ દેશપાંડે વગેરે સાથે એમનો પણ મેળ છે અને એઓ પણ બળવાખોર પ્રવૃત્તિના જ એક અંશ છે એ વહેમ સાચો પાડવા સરકાર ખૂબ જહેમત કરતી હતી. બે ત્રણ વખત આડકતરી રીતે અખાડાની તપાસ પણ થઈ હતી. સરદાર પૃથ્વીસિંહ જે તે વખતે સ્વામીરાવને નામે ઓળખાતા તે પણ એમના શિષ્ય હોવાને કારણે આ વહેમમાં ઘણી વાસ્તવિકતા હોવાની સંભાવના સરકાર માનતી.

છતાં જ્યારે પણ માથું મૂકીને દેશનું કામ કરવાનું મહાભાગ્ય મળે ત્યારે જરાય દેખાવ કર્યા વિના શાંત રીતે અને શાંત ચિત્તે એ કામ કરી છૂટવું એવી નિરાડંબરી કાર્યનીતિ એમની હતી. ભગતસિંહની વાત કરી એટલે તરત જ એમણે મને રક્ષણની બાથમાં લઈ લીધો. મારી જવાબદારી

એમની થઈ ગઇ. હુ હળવો થઇ ગયો, ગુરુવર્ય ઉપર સ પૂર્ણ શ્રદ્ધા હતી. ભગતસિહ વડોદરા આવ્યા. ત્યાથી સયાજીપુરા, વાઘોડિયા, ધટોલા, ભરૂચ અને સુરત થઇને અમને મુબઈ પહોચાડી દીધા.

ત્યાથી પાછા આવીને હુ એમના પગમાં પડયો. છાતી સરસો ચાપીને એમણે મારી કૃતજ્ઞતાને કૃતાર્થ કરી. એમની વત્સલ ચેતનાની એ હુ ફ મારા જીવનના અ ધકારમા વિષાદને ટાણે આસ્થા બનાને આવે છે. સ્થૂલના આ સૂક્ષ્મ ઉપાસકની અ તઃશુચિતા આરાધવા જેવી છે એવુ થયા કરે છે, થતુ નથી

અભગોનો પ્રથમ સમાગમ અને એમને ત્યાં જ થયો હતો. એમને ત્યાં સવારે નાસ્તા પહેલાં આ અભગોનો પાઠ કરવાનો નિયમ હતો. ભિક્ષુ અખંડાનદ તે સમયે સસ્તુ સાહિત્ય-વર્ધક કાર્યાલયના અગણિત પુસ્તકોના પ્રકાશનને કારણે ગુજરાતમાં ખૂબ જાણીતા અને પ્રિય હતા પરંતુ ભિક્ષુ પોતે શરમાળ પ્રકૃતિના હોવાથી પ્રસિદ્ધિથી દૂર જ રહેતા. અખંડાનંદજીની મૂગી અતરનિરીહ અને અહિંસક સત્યપ્રિયતાનો જે અનુભવ ત્યારે મને થયો હતો તે અમારા સ્નેહસબંધનો પાયો બનીને છેવટ સુધી રહ્યો.

એ સમયમાં એક સવારે ગુજરાતના ત્રણ સત્પુરુષોને પુનામાં ત્રિવેદી સાહેબને ત્યાં જ એકત્ર જોવા મળવાનો લહાવો મળ્યો હતો. ઠક્કરબાપા, મોતીભાઈ અમીન અને ડૉ. સુમન્ત મહેતા એ ત્રણેય વડીલોને એક સાથે બેઠેલા, વાતો કરતા અને સ્નેહની સુગંધ વિસ્તારતા જોવા એ પણ એક રમણીય ચિત્ર હતું. આવું જ બીજું રૂપાળું ચિત્ર ઈ. સ. ૧૯૪૭ના જાન્યુઆરીની ૨૬મીએ સવારે જોવા મળ્યું હતુ. 'સંસ્કૃતિ'નો એ પ્રાકટ્યદિન હતો. ભાઈ ઉમાશંકર અને હું બન્ને 'સંસ્કૃતિ'ની પહેલી નકલ લઈને સત્યાગ્રહ આશ્રમમાં કાકાસાહેબ કાલેલકરને આપવા ગયા હતા. ત્યારે ત્યાં એક ઓરડામાં કિશોરલાલ મશરૂવાળા, વચ્ચે કાકાસાહેબ અને તરત જ નરહરિભાઈ પરીખને સાથે બેઠેલા જોઈને 'ઉમાશંકર ને અમે બન્ને એ ત્રિપુટીનુ- વિરલ ચિત્ત'નીરખી રહ્યા. ત્રણ ગાંધીનિષ્ઠ સ્વરૂપોને "એકસાથે એક ફ્રેમમાં જોવાં એ પણ એક અનુભવ હતો. " "

ગુજરાતના ત્રણ સેવાભાવી સત્પુરુષોનો જે સબંધ ત્રિવેદી સાહેબને ત્યાં થયો એ પછી વખત જતાં વિકાસ પામ્યો. જે દિવસે મળવાનું બન્યું તે સવારે નાસ્તા પહેલાં તુકારામના

સોસાયટીના સભ્ય શ્રી વઝે, ભાઇ શ્રી કોદન્ડરાવ, ભાઇશ્રી કરસનદાસ ચિતળિયા અને મુરબ્બી દેવધર સાહેબના સમાગમમાં આવવાનું બન્યુ. એ પ્રસંગ બહુમૂલો અને અવિસ્મરણીય છે. આ સંપર્ક અને સહવાસને પરિણામે એ સોસાયટીમાં જોડાવાની ઇચ્છા પણ થઇ હતી; પરંતુ એ ઉત્કટ થાય તે પહેલાં જ ક્રાંતિકારી મિત્રોએ મને ખોટી લીધો હતો. હિંગણેમા રોજ સવારે ત્રણ કલાક અણ્ણા સાહેબ કર્વે ૧૯૧૫ પછીની પોતાની આત્મકથા મરાઠીમા બોલતા જાય અને હું ગુજરાતીમાં લખતો જાઉં. એ એક મહિનાના સહવાસમાં કર્વે સાહેબનું વાત્સલ્ય અને એમના પત્ની આનંદીબાઇ કર્વેનો સ્નેહ મળ્યો. એમણે મારી જીવનમૂડીમા નગદ વધારો કર્યો હતો. પ્રસિદ્ધ મરાઠી લેખક વામન મલ્હાર જોશીને મળવાનું પણ ત્યારે જ થયું હતું. આ 'આત્મવૃત્ત' ગુજરાતીમા 'આત્મચરિત્ર' તરીકે ૧૯૨૮માં પ્રસિદ્ધ થયું ત્યારે એક વાત વિશિષ્ટરૂપે બની હતી. એનું અર્પણ કોને કરવું ? એ બાબતમાં મોતીભાઇ સાહેબ અને હું બન્ને સહમત થયા અને પુસ્તક ગાંધીજીને અર્પણ કરવું એમ ઠરાવ્યું. મેં બાપુને પત્ર લખ્યો. એમણે એ ગ્રંથનું અર્પણ સ્વીકારતાં જે પત્ર લખ્યો તેમાં એમનાં પ્રેમનિષ્ઠ હૃદયના દર્શન થયાં હતાં. દાદાસાહેબ માવળંકરે એનો આમુખ લખ્યો હતો એ કારણે એમના પરિચયમાં પણ ત્યારે પ્રથમ આવવાનું થયું હતુ. આ પુસ્તક દ્વારા મોતીભાઇ સાહેબનો જે સંબંધ બધાયો તે જીવનમાં ઊંડો ઊતર્યો અને વ્યાપક પણ થયો. એઓ જીવ્યા ત્યાં સુધી એ સ્નેહ અવિચલ રહ્યો.

મોતીભાઇ સાહેબે પુસ્તકાલયોની અનેકવિધ યોજનાઓ દ્વારા ગુજરાતમાં જ્ઞાનપ્રચાર અને લોકશિક્ષણનું જે અપૂર્વ કાર્ય કર્યું તેનો જોટો જડે એમ નથી. ગુજરાતમાં પ્રથમ રાષ્ટ્રીય દૃષ્ટિવાળું છાત્રાલય મોતીભાઇએ પેટલાદમાં શરૂ કર્યું

હતુ.જે પાછળથી એના તેજસ્વી છાત્રોને કારણે 'પેટલાદ બોર્ડિંગ'-ને નામે મશહૂર થયુ. ચરોતરની માટીમાથી માણસો ઘડવાનો એમનો અદ્ભુત પુરુષાર્થ તો ચિરંજીવ કહી શકાય તેવો છે આમ તો ચરોતર એજ્યુકેશન સોસાયટીના પાયામા મોતીભાઈના ખમીરનુ ખાતર પૂરાયુ છે, વડોદરાનુ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ એમની જ પ્રેરણાનુ સતાન છે અને ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ દ્વારા તો એમણે વિદ્યાસેવાના જે બીજ નાખ્યા છે તેની લણણીની ગુજરાતને ખબર પણ નહી હોય આમ તો એમનુ કાર્યક્ષેત્ર સમગ્ર ગુજરાત હતુ પરંતુ માણસમાં માણસાઈનુ રસાયન સિંચવાનો વિશેષ પુરુષાર્થ ચરોતર અને વડોદરાની ભૂમિમા વધુ કેન્દ્રસ્થ થયો હતો. પસંદ કરેના જુવાન તેજસ્વી વિદ્યાર્થીને પરદેશ મોકલવાની વ્યવસ્થા, એને માટે યુનિવર્સિટી અને વિષય પસંદ કરવાનુ કપરુ કાર્ય અને પાછળથી ઠેઠ સુધીની એની સભાળ એ બધુ મોતીભાઈ પરતી સભાળ, સન્નિષ્ઠા અને નિર્વ્યાજ સેવાભાવ નાથી કરતા અને છતા એનો કયાય દેખાડો કે અહંકાર નહોતા એમના વાત્સલ્યના ઝરણામા જેમને જેમને સ્નાન કરીને પાવન થવાની તક મળી છે એ માણસથી એ ઋણધર્મની કવિતા જિદગીભર નહી ભૂલી શકાય પોતે જ્યા રહેતા, ત્યા રામજી મંદિરમા એઓ ચરોતર વિદ્યાર્થી છાત્રાલય ચલાવતા પોતાના ગુજરાન જેટલો પગાર રાખીને બાકીની રકમ ગરીબ વિદ્યાર્થી પાછળ ખર્ચતા કયારેક આખો પગાર ખર્ચાઈ જતો ત્યારે પોતાનો સસાર ઉધાર લાવીને એમના પત્ની સભાળતા

મોતીભાઈ સાહેબે જીવનની પરબ માડી હતી એમના અતરની ધરતી ઉપર એમણે પ્રેમનિષ્ઠાનો પાતાળકૂવો મહાપુરુષાર્થ કરીને ગાળ્યો હતો જે જે તરસ્યા પ્રવાસીઓ એ પરબે

પાણી પીવા આવતા, તેમને પહેલા તો તેઓ પાતાળકૂવાના કોસે જોડતા અને પરસેવાની પ્રતિષ્ઠા થયા પછી, એક જ આશીર્વાદ આપતા કે આ જીવનજળ પીને જો તમારી તરસ બુઝાઇ હોય તો આવુ પાણી બીજા સસારના બળ્યાઝળ્યા તરસ્યાને પીવડાવજો, નિરપેક્ષિત, અનાસક્ત આવી જીવનનિષ્ઠ આધુના આજના ગુજરાતમા તો વિરલ, અતિ વિરલ થતી જાય છે

જુન, ૧૯૬૮

## ૨૮

# રાષ્ટ્રીય પરાક્રમના પુરસ્કર્તા

રાષ્ટ્રપિતા ગાંધીજીની સર્વતોમુખી જીવનપ્રતિભા આ દેશના આકાશમાં ઉદય પામી નહોતી સત્યાગ્રહ અને અહિંસાના કામયાબી આયુધો હિંદી પ્રજાને અજાણ હતા સ્વરાજ્યની ઝંખનાનો પ્રબોધકાળ હતો. હિંદુસ્થાનની સ્વરાજ્યકલ્પના સંપૂર્ણ આઝાદીની નહોતી એ વખતની એક માત્ર રાષ્ટ્રીય મહાસભાના સત્તાસૂત્રો મવાલ મનોદશાવાળા નેતાઓના હાથમાં હતા અંગ્રેજ સરકાર અને અંગ્રેજી સભ્યતા બન્નેનો મધ્યાહ્ન તપતો હતો દેશી રાજ્યો બ્રિટિશ સરકારને હાજી હાની પરાધીનતાની ખંડણી ભરતા હતા દેશી રાજાઓ બ્રિટિશ સામ્રાજ્યવાદી સત્તાના કેવળ મહોરારૂપે રાજકારણની શેતરંજ ઉપર રમતા હતા

અરજી, મરજી અને મહેરબાનીનો એ સમય હતો. કંઈક પણ મેળવવા માટે દીનતાનો દેખાવ અને દરિદ્રતાની પ્રાર્થના કર્યા વિના કશું મળતું નહીં ગુલામીના આસનના સેંકડો વર્ષોથી ચઢેલા કેફમાં પ્રજા ખોટી સલામતીના રોગથી પીડાતી હતી. પોતાની તૃપ્તિનો અધ્યાપો ટાળી શકે એવા પ્રેરણા, પ્રકાશ કે પરાક્રમ જન્મી શકે એવી સંભાવનાનો અણસારો માત્ર વિચારોના

ક્ષેત્રમા ક્યાક ક્યાક ગુપ્ત રીતે વર્તાતો હતો. એના અમલની આશાનો સૂર્ય ક્યારે ઊગશે, અને ઊગશે કે નહિ એ ભવિષ્યની વાત જોશ અને જોશી જેવી અચોક્કસ અને અસ્પષ્ટ હતી.

આના શકા, સતાપ અને અસ્પષ્ટતાના વખતમા તદ્દન વિરોધી સજોગો અને પરિસ્થિતિમા આશાનો એક શુકનારક દેખાયો તે સયાજીરાવ ગાયકવાડ ભારતના નકારાત્મક પરાધીન બળોના કુરુક્ષેત્રમા વિધાયક પ્રેરણાના અગ્રદૂત બનીને સયાજીરાવે રાષ્ટ્રીય પરાક્રમ અને અસ્મિતાનો નવો ઉન્મેષ પ્રગટ કર્યો

સયાજીરાવ માત્ર વડોદરાના મહારાજા નહોતા આધુનિક વડોદરાના વિશ્વકર્મા હતા રાષ્ટ્રીયતાના પુરસ્કર્તા હતા રાષ્ટ્રીય મનોદશા અને મનોરથવાળા રાષ્ટ્રપ્રેમી વિચારકો અને વહીવટ કર્તાઓના પોષક અને પ્રેરક હતા પોતાના દીવાનોમા એમણે દૃષ્ટિપૂર્વક દાદાભાઈ નવરોજી અને રમેશચન્દ્ર દત્ત જેવા રાષ્ટ્રભક્ત, રાજા સર ટી માધવરાવ, મણિભાઈ જશભાઈ, સર મનુભાઈ મહેતા અને સર વી ટી કૃષ્ણમાચારી જેવા દક્ષ અને ધુરંધર વહીવટકર્તા, શ્રી અરવિંદ ઘોષ, મૌલાના મહમદ અલી, અબ્બાસ તૈયબજી અને ડૉ સુમન્ત મહેતા જેવા ઉત્કટ દેશભક્ત અમલદારોને સ્વતત્રતાના મુક્ત વાતાવરણમા ઉછરવા અને વિહરવા દીધા એટલુ જ નહી, એમની શક્તિઓને અનુકૂળ ક્ષેત્ર આપીને વ્યાપક રીતે વિકસાવવા પૂરતી તકો ઊભી કરી આપી

તવારીખ બોલે છે સયાજીરાવ જ્યારે વડોદરામા દત્તક આવ્યા ત્યારે તદ્દન અજાણ્યુ અને અભણ હતા ઈ સ ૧૮૭૫નુ વડોદરા ખડેરાવ–મલ્હારરાવ ગાયકવાડનુ પ્રાચીન અને પાકુ રોગી વડોદરા હતું. ઈ. સ ૧૮૮૧ની આથમતી સધ્યાએ સયાજીરાવે વડોદરાના સૂત્રો સભાળ્યા, એમણે પોતાના દીવાન સર ટી. માધવરાવમા એક દક્ષ અને દૂરંદેશી રાજપુરુષ અને

સમર્થ સૂત્રધારનો અપૂર્વ સમન્વય જોયો એ અનુભવી અને વિચક્ષણ દીવાનની સર્વગ્રાહી પ્રતિભાને વડોદરાનું નવું સ્વરૂપ ઘડવામાં એમણે પોતાની સર્વ સહાય અને સમભાવ આપ્યા

જુવાન સયાજીરાવ પ્રૌઢ બન્યા તે દરમિયાનના જીવન વિકાસમાં રાષ્ટ્રીયતાના અને સ્વદેશાભિમાનના અંકુરોએ સ્પષ્ટ અને સંગીન ભાગ ભજવ્યો છે એમણે બળદગાડીમાં કરેલો આખા રાજ્યનો પ્રવાસ, લોકસંપર્ક અને લોકદર્શનના અપૂર્વ પુરુષાર્થનો પાયો અને પ્રેરણા બની ગયો એરોપ્લેનના આ જમાનામાં આજના શાસનકર્તાઓ પ્રજાપ્રેમ અને લોકસેવાને નામે હાથવગે જે સાર્થમાહુ પ્રવાસો કરે છે તેમાં તો બળદ ગાડીની આ લોકયાત્રા વનસ્પતિ ઘીના નિસ્તેજ પ્રકાશમાં ઘીના દીવા જેવો શુદ્ધ અને તેજસ્વી લાગે છે

ઈ સ ૧૯૦૫થી ૧૯૧૧નો સમય હિંદના ઇતિહાસમાં મહત્ત્વનો સમય મનાય છે બ્રિટિશ સરકાર તરફના પ્રજાના તિરસ્કાર અને અપ્રેમના સંવેદનો ઘણા સ્વરૂપે પ્રગટેલાં દેખાય છે એ વખતના વાઇસરોય લોર્ડ મિન્ટોએ દેશી રાજ્યોના નરેશોને એક મિત્રતાભર્યો કાગળ લખીને બ્રિટિશ સરકાર અને તાજને સહાયરૂપ થવાની અને એને વફાદારીપૂર્વક ટકાવી રાખવાની ફરજનું સંબોધન કર્યું હતું એના જવાબમાં સયાજીરાવનો જે નિખાલસ, નેક અને નિરાડંબરી જવાબ ગયો હતો, તેણે સમગ્ર દેશનું ધ્યાન ખેંચ્યું હતું આ ઉત્તરે સયાજીરાવને નિર્ભય રાષ્ટ્રપુરુષની પ્રતિમા આપી હતી

એ જ સમયની આસપાસ ઈ સ ૧૯૧૧ના દિલ્હી દરબારનો યાદગાર અને બહુ ચર્ચાયેલો પ્રસંગ બન્યો હતો એ દરબારમાં સમ્રાટને વંદન કરીને, પાછા પગે ન હટતા સયાજીરાવ પૂંઠ ફેરવીને ચાલ્યા ગયા એ બનાવને સરકાર અને પ્રજા બન્નેએ પોતપોતાની રીતે જોયો અને તોળ્યો સરકારે કહ્યું કે

મહારાજા આગલા દિવસના રિહર્સલમા હાજર નહોતા એટલે આ ભૂલ થઈ. લોકાએ કહ્યુ કે સયાજીરાવ જેવા રાષ્ટ્રીય અસ્મિતાના પ્રતિભાવંત પૂજારી માટે પાછા પગલે હઠવું એ સ્વાભિમાનને હણનારુ હતુ આ બાબતમા સરકારે સયાજી-રાવને એક નિવેદન કરીને પરિસ્થિતિની ચોખવટ કરવાનુ ઘણુ મનાવી લગાવીને કહ્યુ પણ એમણે મૌન જ રાખ્યુ આ મૌનને ઐતિહાસિક મહત્ત્વ મળ્યુ અને સયાજીરાવે રાષ્ટ્રભક્તનું બિરુદ મેળવ્યુ

બ્રિટિશ સત્તાધીશોના નારાજ હોવા છતાં સયાજીરાવે પોતાના રાજ્યમા ગંગનાથ વિદ્યાલયનાળી દેશભક્તોની ક્રાન્તિકારી પ્રવૃત્તિને આશરો આપીને રાષ્ટ્રીય પરાક્રમનો નવો વિક્રમ સ્થાપ્યો. ચાણોદ પાસે આવેલા નર્મદા નદીને કિનારે ગંગનાથ મહાદેવના ગુપ્ત સ્થાનમા આ ક્રાન્તિકારીનુ મુખ્ય સ્થાન હતુ એટલે આ આખી પ્રવૃત્તિને ઇતિહાસ અને લોકપરંપરામા ગંગનાથ વિદ્યા-લય પ્રવૃત્તિને નામે ઓળખવામા આવી છે આમાથી બેરિસ્ટર શ્રી કેશવરાવ દેશપાંડે, ખામેરાવ જાધવ, પ્રો માણિકરાવ અને નરસિંહભાઇ ઇશ્વરભાઈ પટેલ જેવા ક્રાન્તિકારો એ પ્રવૃત્તિની પેદાશ હતા આ પ્રવૃત્તિનુ એક અથવા બીજી રીતે અભિન્ન હિન્દની ક્રાંતિકારી ચળવળની સાથે સંકલન થઇને એ યુગમા એક નવીન બળનો આવિર્ભાવ થયો હતો

પ્રથમથી જ વડોદરા શહેરને સુંદર અને સુઘડ શહેર બનાવવાના મનોરથ અને સ્વપ્ના સયાજીરાવે પોતાના જીવન દરમિયાન સાકાર કરીને સિદ્ધ કર્યા એમની શિક્ષણ અને સામા-જિક વિકાસની તથા અસ્પૃશ્યતાનિવારણની પ્રવૃત્તિ તે વખતના બ્રિટિશ રાજ્યઅમલની સરખામણીમા પ્રગતિશીલ રાજ્ય એવી સક્રિય, વિધાયક અને પરિણામી હતી આમજનતાના પુનરુદ્ધાર

માટે કરેલી તે વખતની એક કરોડ રૂપિયાની આદશાહી સખાવત ઐતિહાસિક બની જાય તેવી છે. સંકટોની પરંપરાથી પીડાતી ખેડૂત પ્રજાને અાપેલી છવ્વીસ લાખ રૂપિયાની મહેસૂલ માફી એમની ઉદારતા અને પ્રજાવત્સલતાનો પુરાવો છે.

એમની શિક્ષણસંસ્થાઓ અને ઉદાર દેણગીમાંથી ઉદ્ભવ પામીને વિકસિત થએલી મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી એ એમનું તેજસ્વી અને અનુકરણીય જીવતું સ્મારક છે. સમ્કારની પ્રવૃત્તિઓને કારણે સયાજીરાવની ઉદારતાનું પાણી પીને પલ્લવિત થએલી સંગીત અને લલિતકલાઓની આખી પરંપરા આજે નષ્ટ અને પાંખી થતી ચાલી છે એ આજના શાસનકર્તાઓની દીર્ઘદૃષ્ટિના અભાવનું નમૂનેદાર પરિણામ છે. આજના રાજ્યકર્તાઓ, આ બધી પ્રવૃત્તિઓને ઉછેરવામાં સહાય કરે છે તેમાં સહજ પ્રજાવિકાસની નિર્વ્યાજ અને નીરોગી દૃષ્ટિ નથી. આપણે કેવું દાન આપીને, આ બધી પ્રવૃત્તિએ આપણી ચૂંટણીનાં લક્ષ્યાંકો તરીકે નિભાવીએ છીએ એવી સ્વાર્થી અને રોગી મનોદશા છે. આના કારણે આપણા દેશમાં વિશેષરૂપે લલિત કલાઓનો વિકાસ વિધાયક રહેવાને બદલે વ્યાપારીરૂપે થતો જાય છે.

સયાજીરાવના જીવનપુરુષાર્થમાં જબ્બર સહાયક છે એમની માનવપરીક્ષાની અદ્ભુત શક્તિ. જુદાં જુદાં કાર્યો માટે, વિવિધ પ્રયોગો માટે અનુકૂળ અને અનુરૂપ પ્રયોગવીરો શોધીને એમનો પૂરેપૂરો સદુપયોગ કરવાની વિલક્ષણ શક્તિ એ સયાજીરાવના સર્વતોમુખી જીવનવિજયની જનેતા છે. એ જમાનામાં અસ્પૃશ્યના નિવારણના કાર્ય માટે એમને ગુજરાતમાંથી કાર્યવાહકો ન મળવાને કારણે છેક પંજાબમાંથી એક કર્તબગાર નિમંત્રી એને વડોદરામાં વસાવ્યું. પંડિત આત્મારામજીનો વડોદરાનો વસવાટ

એ સમયના પચ્ચીસ વરસનો અસ્પૃશ્યતાનિવારણનો ઇતિહાસ છે. આત્મારામજીને એમની આ પરિણામી સેવાથી પ્રસન્ન થઈને 'રાજ્યરત્ન'નું બહુમાન આપીને નવાજ્યા ત્યારે એમણે વ્યક્તિને નહિ પણ અસ્પૃશ્યતાનિવારણની સેવાની કદર કરી હતી. આજે વિશિષ્ટ માનવશક્તિ જ્યારે પૂર્ણરૂપે મૂલવાતી નથી અને પક્ષીય રાજકારણની સ્વાર્થની ધૂળેટીમાં કરુણ રીતે રગદોળાઈ રહી છે તેવી અવસ્થામાં સયાજીરાવની આ અવિસ્મરણીય શક્તિ વિશેષરૂપે સાંભરે છે.

એમના સમકાલીનોમાં એમની સર્વોદયી પ્રતિભાને તોલે આવે એવા હિંદી રાજવી દેખાયા નથી. વર્તમાન જગતના શ્રેષ્ઠ તપસ્વી ગાંધીજી, સૌન્દર્યની સાધનાના મહાકવિ રવીન્દ્રનાથ ટાગોર, ભારતની ભવ્યતાના અગ્રણી શ્રી અરવિંદ, લોકમાન્ય ટિળક, ભારતભૂષણ માલવિય, વિજ્ઞાનાચાર્ય જગદીશચંદ્ર બોઝ જેવા પ્રતિભાશીલ મહાપુરુષોના સમકાલીન તરીકે સયાજીરાવ જીવી ગયા એ એમનું સદ્‌ભાગ્ય કોઈ વિરલને સાંપડ્યું છે.

વડોદરાનો ચહેરો અને એનું વ્યક્તિત્વ આજે સરકારીમાંથી ઉદ્યોગ તરફ રૂપાન્તર પામી રહ્યાં છે. આખા દેશમાં શાશ્વત મૂલ્યોને પદભ્રષ્ટ કરનારી વિચ્છેદક પ્રવૃત્તિઓ જોરે પકડતી જાય છે. નવાં મૂલ્યોની પ્રતિષ્ઠા હજી થતી નથી. આવા પરિવર્તનશીલ સમયમાં સયાજીરાવની દીર્ઘદૃષ્ટિ, પરિણામી પ્રેરણા, અને ક્રિયાશીલ કલ્યાણભાવના વિશેષ અભિનંદનની અધિકારી બને છે. એક માણસ પોતાના જીવનકાળ દરમિયાન કેટલું બધું કામ કરી શકે છે એનું ઉદાહરણ ગાંધીજી પછી સયાજીરાવના જીવનમાં આપણને જોવા મળે છે. એ રીતે લોકોએ એમને આપેલું પુણ્યશ્લોકનું વિશેષણ ગાંધીજીને આપણા રાષ્ટ્રપિતા જેટલું જ પ્રેમપાત્ર લાગે છે.

માર્ચ, ૧૯૬૫

२९

## શીલવંત ભદ્રતા

અભિજાત જીવનની પરંપરાનો કોઈ પ્રતિનિધિ જ્યારે અદૃશ્ય થાય છે, આત્માના પુરુષાર્થના પ્રતીક સમો કોઈ જીવનદીપ જ્યારે હોલવાઈ જાય છે, પ્રાણના પરાક્રમનો કોઈ વીર સેનાની જ્યારે જીવનયુદ્ધમા મૃત્યુની ભાઈબંધી કરે છે, ત્યારે અંતરને વેદનાનો એવો તો સ્વાભાવિક આંચકો લાગે છે કે જિંદગીની સિતારના બધા જ તારો ઝણઝણી ઊઠે છે મધ્યમાથી ઊઠેલો તરંગ જેમ કિનારે પહોંચતા વિસ્તારમા શમી જાય છે તેમ, જે કુટુંબમાથી આવા આત્મવીર જાય છે ત્યાથી વિષાદનુ મોજુ વહેતુ થઈને સમાજના અનંત વિસ્તારમા સમાઈ જાય છે

ભાવનગરના રાજકુળના અંતેવાસી અને ઝ પથી અજોડ થતી સાચી ક્ષત્રિયતાના સુપુત્ર કર્નલ જોરાવરસિંહજીના અવસાનથી ગુજરાતે શીલ, સરળતા અને શૌર્યના નિર્મળ ત્રિવેણી સંગમના વેગવંત પ્રવાહમાથી જીવનનોમ હકારી જનાર એક વીર સેનાની અને પરાક્રમી ભદ્રપુરુષ ગુમાવ્યો છે

મારુ એમનું પ્રથમ દર્શન હજી મારા માનસમાં સ્પષ્ટ અંકાએલુ છે. ઈ. ૧૯૨૩માં કાઠિયાવાડમા સૌકા મુકામે મળેલી રાજપૂત પરિષદ પૂરી કરીને હુ ભાવનગર ખાસ એમને મળવા જ ગયો હતો. સવાર હતું, એમના મહેલ જેવા વિશાળ મકાનના આગલા દીવાનખાનામા એઓ બેઠા હતા. સામે બેઠેલા બે જાણીતા ચારણ કવિઓ પોતાનાં કવિતા સભળાવતા હતા. આકાશી રગનો સાફો, સફેદ મલમલનુ સ્વચ્છ અગરખુ અને મુરવાળમા સજ્જ થએલી એ આકૃતિએ મારા અંતરમાં અભિજાત વ્યકિતત્વની સજ્જડ મુહોર મારી દીધી. શ્રીમન્તાઈ તેજસ્વી મુખમુદ્રા, જીવનના પાણીનું ઊંડાણ બતાવતી આંખો અને ઉદારતા ફોરતી એમની શુભ્ર મૂછો મને હજીએ બરાબર યાદ છે. બસ, ત્યારથી અમારો જે સબધ બધાયો તે પિતા-પુત્રના સ્વરૂપમાં વિકાસ પામ્યો ને મૃત્યુ સુધી એમણે એ રૂપને પોતાના નિખાલસ ને નિર્મળ વાત્સલ્યથી અખંડિત રાખ્યુ.

ભાવનગર રાજ્યના દેવાણી ભાયાત કુટુંબમાં, હરિસિંહજી જેસાભાઈ વઝીરને ઘેર ભૂજપુરામાં ઈ.૧૮૮૬ની ૧લી એપ્રિલે એમનો જન્મ થયો એમના માતાનું નામ માજીરાજબા. 'મા'ના વહાલસોયા નામથી ઓળખાતાં આ જાજ્વલ્યમાન વૃદ્ધાએ કુટુબમા વાત્સલ્યનુ એવુ તો વાતાવરણ જમાવ્યુ હતુ કે ૧૯૩૭મા પન્નામા અમને જ્યારે એમના મૃત્યુનો તાર મળ્યો ત્યારે પચાવન વર્ષના પીઢ જોરાવરસિંહજી પણ એક બાળકની માફક ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા હતા.

હરિસિંહજી ભાવનગરના મહારાજા તખ્તસિહજીના વઝીર કાઠિયાવાડના પહેલા મેટ્રિક અને રાજદ્વારી વર્તુલમાં કુશળ

મુત્સદ્દી તરીકે કાઠિયાવાડમા જાણીતી વ્યક્તિ હતા એટલે જેનાનસિંહજીનો જન્મ ગર્ભશ્રીમંત અને આનંદી કુટુંબમા અને જ અનુકૂલ વાતાવરણમા થયો હતો એમની કેળવણી રાજકોટની રાજકુમાર કૉલેજમા તથા ભાવનગરની આલ્ફ્રેડ હાઈસ્કૂલ અને શામળદાસ કૉલેજમા થઈ હતી ૧૯૦૧મા ઈન્ટરની પરીક્ષા પાસ કરીને તેઓ દહેરાદૂનની ઈમ્પીરિયલ કૅડેટ કોરમા દાખલ થયા અને ત્યા ૧૯૦૫મા લશ્કરી તાલીમ પૂરી કરીને આખરી પરીક્ષામા પહેલે નંબરે ઉત્તીર્ણ થયા આજ સાલમા એમની તેજસ્વી સિદ્ધિઓથી આકર્ષાઈ ને લશ્કરી ક્ષેત્રમાં હિન્દીઓને દુર્લભ એવુ 'કિંગ્સ કમિશન' એમને આપવામા આવ્યુ. આ કમિશન મેળવનારા તેઓ પહેલા હિંદી હતા શામળદાસ કૉલેજની કારકિર્દી વખતે ક્રિકેટના એઓ એટલા શોખીન હતા કે ઈન્ટર પછી એમણે બી એની ડિગ્રી લેવાની જરાયે ઉતાવળ ન કરી એ વખતે એઓ કાઠિયાવાડની ટ્રાયેંગ્યુલર ક્રિકેટમા આગળપડતા ખેલાડી હતા પછી જ્યારે કૉલેજના જૂના વિદ્યાર્થીઓ ઉપર પ્રતિબંધ નીકળ્યો ત્યારે બી એ મા પાસ થવાનુ મુલતવી રાખેલુ કામ પાછુ હાથ ધરીને તેઓ પહેલે જ વર્ષે ૧૯૦૮મા બી એ થઈ ગયા

દહેરાદૂનના ઝળહળતા પરિણામે સ્વ મહારાજા ભાવસિંહજી એમના ઉપર ખૂબ પ્રસન્ન થયા અને ભાવનગરના ઈમ્પીરિયલ લાન્સર્સના કમાન્ડિંગ ઑફિસર તરીકે એમને ભાવનગર લઈ આવ્યા ઈ ૧૯૧૧મા શહેનશાહ જ્યોર્જની તાજપોશી વખતે હિંદનુ જે લશ્કરી પ્રતિનિધિમંડળ લંડન ગયુ તેના સભ્ય તરીકે પણ તેમની વરણી થઇ અને તે લંડન ગયા ત્યાર બાદ ૧૯૧૪મા પહેલુ વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યુ ત્યારે ભાવનગરે પોતાનુ લશ્કર એમની સરદારી હેઠળ લડાઇમાં મોકલ્યુ હતું,

ભાવનગરની કુળદેવતા ખોડિયાર માતા છે, અને કહેવાય છે કે મહારાજા વખતસિંહજી જ્યારે લશ્કર લઈને જતા ત્યારે ખોળીદેર નામે પક્ષીના રૂપમાં તે મહારાજા વખતસિંહના ભાલા ઉપર આવીને બેસતા જેથી તેમને વિજયની પ્રતીતિ થતી લડાઈમાં જતા ભાવનગરના લશ્કરને મહૂંમ મહારાજા શ્રી ભાવસિંહજી તરફથી ખુ ના મેદાનમાં જ્યારે જ્યાફત આપવામાં આવેલી ત્યારે મહારાજા સાહેબના ચાણુ ઉપર કાળીદેવ આવીને બેઠી ! એ પ્રસંગને ઝડપી લઈને જોરાવરસિંહજીએ સૈનિકોને લડાઈમાં જવા એવા ઉત્સાહિત કરેલા કે તેઓ હસતે મોઢે લડાઈમાં ગયા હતા ને હસતે મોઢે પાછા આવે ।।

લશ્કરના પ્રત્યેક માણસ માટે તેમના દિલમાં ઊંડી લાગણી હતી અને યુદ્ધના મેદાન પર યુરોપિયન ઓફિસરને સમકક્ષ દરજ્જે રહીને શક્તિ, બહાદુરી ને બુદ્ધિમાં એમણે જે કામ પાર્ટી દેખાડી હતી તેની બૂજ અંગ્રેજ રાજસત્તાને હૈયે પણ બહુ ઊંડી વસી ગઈ હતી અને તેની કદરશનાસીમાં એમને 'એમ સી' (મિલિટરી ક્રોસ)નું બહુમાન આપ્યું હતું આ ચન્દ્રક મેળવનાર તેઓ પ્રથમ હિંદી હતા ત્યાર બાદ તે વખતના વાઇસરોય લૉર્ડ હાર્ડિંજના એ ડી સી તરીકે તેમની નિમણૂક થઈ અને તે દરજ્જાનું તથા પછી લૉર્ડ ચેમ્સફર્ડના એ ડી સી તરીકેનું પણ એમનું કામ મોટી કદરને પામ્યું હતું

યુદ્ધ દરમ્યાનના એમના અનુભવો પણ બહુ રસિક અને પ્રેરક હતા ઘણી વખત ફુરસદમાં રાતે જમીને બેઠા હોઈએ ત્યારે મોડી રાત સુધી એઓ પોતાના એ રોમાંચક અનુભવો કહીને અમને આશ્ચર્યમુગ્ધ બનાવતા એક વખતે શ્રી અમૃતલાલ શેઠ રાણપુરથી આવેલા એ વેળા એમનાં

'સૌરાષ્ટ્ર' પત્રનો મધ્યાહ્ન તપતો હતો. જમ્યા પછી જે લડાઈની વાતો નીકળી તે એવી તો રસદાયક નીવડી કે શ્રી શેઠે આ અનુભવો શબ્દબદ્ધ કરવા આગ્રહ કર્યો અને આ જ આગ્રહને વશ થઈને 'સૌરાષ્ટ્ર'ના એક ખાસ અંકમાં એમણે 'સમરાંગણનાં સંસ્મરણો' લખ્યાં હતાં, જે બહુ જ લોકપ્રિય થયાં હતાં.

એમની કુશાગ્ર રાજદ્વારી કુનેહથી આકર્ષાઈને મહારાજા ભાવસિંહજીના સમયમાં જ પન્નાના મહારાજા સાહેબ એમને પોતાના દીવાન તરીકે લઇ ગયા. લશ્કરી શિસ્તબદ્ધ માનસને રાજદ્વારી ક્ષેત્ર મળતાં એમનું વ્યક્તિત્વ ખૂબ ખીલી ઊઠ્યું; અને એટલે, જ્યારે બે વર્ષ બાદ મહારાજા ભાવસિંહજીના દેહાંત પછી એઓ પોતાના રાજ્ય પ્રત્યેની સેવાભાવના ને કર્તવ્યબુદ્ધિથી પાછા આવ્યા ત્યારે તે વખતની કાઉન્સિલના એઓ મુખ્યમંત્રી નીમાયા અને છેક ૧૯૨૬ સુધી એ કામ એમણે કર્યું. પછી બીજે વખતે એઓ પન્નાના મુખ્ય પ્રધાન તરીકે નીમાઈને પન્ના ગયા.

હિંદમાં લશ્કરી કોલેજ ખોલવી ઈષ્ટ છે કે કેમ એ વિષય ઉપર તેમજ લશ્કરમાં હિંદી અમલદારોની ભરતી કરવા વિષે વિચારણા કરવા માટે ઈ. ૧૯૨૬માં હિંદી સરકારે જાણીતું સ્કીન કમિશન નીમ્યું હતું. તેમાં રાજાઓના પ્રતિનિધિ તરીકે જોરાવરસિંહજીની નિમણૂક થઈ હતી. એ કમિશનમાં પંડિત મોતીલાલ નહેરુ, કાયદેઆઝમ ઝીણા, સર ફિરોઝ શેઠના અને કર્નલ જોરાવરસિંહજી એમ ચાર સભ્યો હતા. આ કમિશને યુરોપનાં જુદાંજુદાં રાષ્ટ્રોની લશ્કરી પરિસ્થિતિનો ખાસ અભ્યાસ કરીને જે નિવેદન તૈયાર કર્યું હતું, તે નિવેદન ઉપર સહી કરતી વખતે પંડિત મોતીલાલજીએ કર્નલ જોરાવરસિંહજીના લશ્કરી જ્ઞાન ને દૂરદેશી માટે ખાસ નોંધ કરી હતી.

ઈ ૧૯૨૪માં વરતેજમાં ક૨૭, કાઠિયાવાડ અને ગુજરાતના રાજપૂતોની જે વિશાળ અને ભવ્ય પરિષદ ભરાઈ હતી તેનાં સર્જન અને સાફલ્ય પાછળના પુરુષાર્થ અને પ્રેરણા બંને જોરૂભા સાહેબનાં હતાં. એવી પરિષદ અગાઉ કદી થઈ નહોતી અને આજ સુધી ફરી થઈ પણ નથી. એ પરિષદે રાજપૂતોમાં સંગઠનની જે ભાવના જગાવી હતી તે સમય જતાં કોમનાં પોતાના જ અજ્ઞાન, આળસ અને પ્રત્યાઘાતી માનસને પરિણામે પાછી અદશ્ય થઈ ગઈ. એ પરિષદમાં રાષ્ટ્રીય સેવાનો ગાંધીજીનો સદેશો લઇને પૂજ્ય કસ્તૂરબા ને સરદાર વલ્લભભાઈ પટેલ ખાસ પાધાર્યાં હતાં, ત્યાંથી દેશસેવાનો જે જુવાળ લઈ ને રાજપૂતો ગયા તેની, જે તે રાજ્યોએ પોતાના સ્વાર્થની જમીન ઉપર ઓટ ઉતારી દીધી પણ જોરૂભા સાહેબ તો અજબ કર્તવ્યનિષ્ઠ માણસ હતા, અંતરના સાચા હતા અને ખરા વીર પુરુષ હતા. આ નેક દાનતનો એક પ્રસંગ સ્મરણે ચડે છે. નાગપુરમાં રાષ્ટ્રધ્વજનો સત્યાગ્રહ ચાલતો હતો. તે વખતે સરકારે પ્રજાને સર્વત્ર પોતાના મકાન ઉપર પણ રાષ્ટ્રધ્વજ ચઢાવવાની મનાઈ કરી હતી અને દેશી રાજ્યોએ એનું આંધળું અનુકરણ કરીને પોતાને ત્યાં પણ એની મનાઈ ફરમાવી હતી. એ મનાઈનો ભંગ કરવા માટે હિંદી રાષ્ટ્રીય મહાસભાએ જે તારીખ નક્કી કરી હતી તે દિવસે ઘણા દેશપ્રેમીઓ પોતાના મકાન પર રાષ્ટ્રધ્વજની પ્રતિષ્ઠા કરીને કાવદાભગની સજા પામ્યા હતા. પણ તે દિવસે આખા ભાવનગરમાં એક માત્ર કર્નલ જોરાવરસિંહજીના મકાન ઉપર રાષ્ટ્રધ્વજ ફરકયો હતો ! એમની આ વીરતા અને નિષ્ઠાથી આકર્ષાઈને કોંગ્રેસે એમને પોતાના તરફથી મુંબઈની ધારાસભામાં ચુંટાવાનું આમંત્રણ આપ્યું હતું.

પન્નામાંતો અને પાંચ વરસ લગી સતત એમના સહવાસ અને વાત્સલ્યનો લાભ મળ્યો હતો. ઈ. ૧૯૩૯માં જ્યારે બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું ત્યારે એમની તબિયત સારી નહોતી. એક દિવસ સવારે મને વહેલો ઉઠાડીને એમણે મારી પાસે મધ્ય હિંદના એ. જી. જી. ને એક પત્ર લખાવ્યો. લડાઈ માટે હિંદી સરકારને પોતાની સેવાઓ આપવાનુ જાહેર કરતા એ પત્રની લખાવટમાં એમની ધબકતી રાષ્ટ્રપ્રીતિ અને ક્ષત્રિય તરીકેની પોતાની ફરજનુ એવું તો સુભગ અને સન્નિષ્ઠાભર્યું મિશ્રણ હતું કે એની છાપ આજે પણ મારા હૃદય પર તાજી છે. એમની આ સત્યનિષ્ઠા અને નિર્મળ શીરતાને કારણે જ જ્યારે સર સ્ટેફર્ડ ક્રિપ્સ એમની મશહૂર દરખાસ્ત લઈને આવ્યા ત્યારે એમની સાથે વાટાઘાટ કરવા માટે નરેન્દ્રમંડળ તરફથી પાંચ રાજવી અને પાંચ પ્રધાનોની જે કમિટી નિમાઈ હતી તેમાં કર્નલ જોગવરસિંહજીનો ભાગ આગળ પડતો હતો. એટલું જ નહિ પણ તે વખતના રાષ્ટ્રપતિ મૌલાના અબુલકલામ આઝાદે પણ એમને લશ્કરી સમસ્યાઓની સલાહ માટે ખાસ ભરોસો મૂકીને બોલાવ્યા હતા.

જોરૂભા સાહેબ ભાવનગરની ઘણી જાહેર પ્રવૃત્તિઓના પ્રેરક, સંચાલક અને પિતા હતા. રાજપૂત પાઈ ફંડ બેરાસટી, કચ્છ–કાઠિયાવાડ-ગુજરાત રાજપૂત સમાજ, ગોહિલવાડ રાજપૂત સમાજ, ભાવનગર ગરાસિયા સમાજ, ખાટરાજખા વિધવા સહાયક ફંડ જેવી જ્ઞાતિની સંસ્થાઓ ઉપરાંત કાઠિયાવાડ વ્યાયામ પ્રચારકમંડળ વગેરેના પ્રમુખ તરીકે એમણે કરેલી કથાઓ અનેક છે. ભાવનગર મ્યુનિસિપાલિટીના ઇતિહાસમાં એક વખત એવો આવ્યો કે દરબારને એવા માણસને પ્રમુખ બનાવવા હતા કે જેને દરબાર અને પ્રજા બંને માન્ય રાખે. આખરે સર

પ્રભાશકર પટ્ટણીએ જોરુભા સાહેબને પટેલી ચૂંટણીના પ્રમુખ બનાવ્યા લડાયક ક્ષત્રિય કોમમા જન્મ લઈ ને તેમણે બિન-લડાયક કોમને લાયક અભ્યાસ કર્યો સૈનિક તરીકેના જીવનમા જેટલા વરસો ગાળ્યા તે કરતા વધારે વર્ષો તેમણે મુત્સદ્દી જીવનમા ગાળ્યા આની ઘણી પરસ્પર વિરુદ્ધ વાતોનો સુભગ સમન્વય તેમનામા થયો હતો તેઓ સૈનિક હતા અને સાક્ષર પણ હતા, તેઓ કડક હતા અને સ્નેહાર્દ્ર પણ હતા સ્વભાવે ઉદાર છતા જાહેર બાબતોનો પાઈ એ પાઈ નો હિસાબ રાખતા. તેઓ વડીલો પ્રતિ આજ્ઞાંકિત, મિત્રો પ્રતિ સ્નેહાળ, સન્તાનો તરફ વત્સલ, નીચેના માણસો પ્રત્યે સમભાવી અને દુષ્ટો પ્રતિ શાસક હતા Last of the Romans કહીને આપણે અભિજાત જીવનની પરંપરાના કોઈ પ્રતિનિધિને આદરની અંજલિ અર્પીએ છીએ તેવા, એ જમાનાના ધીરોદાત્ત માનવતાના એ સ્પૃહણીય પ્રતીક હતા

તેઓ પ્રાચીન ઉત્તમ વસ્તુઓના, તેમજ કેટલાક પ્રાચીન સારા રિવાજોના પ્રશસક હતા તેમના કુટુબમા એક જૂની પરંપરા એવી ચાલતી આવેલી કે રાજ્ય નોકરી તો ચોવીસે કલાકની જ હોય. આથી એમના ઘરની દિનચર્યા એવી ઘડેલી કે જેમા કોઈ ને કોઈ તો જાગતુ જ હોય ! તેઓ પોતે એક જ વાર અને તે પણ રાતના મોડેથી જમતા ને સવારના તો વહેલા ઊઠી ગીતાનો નિત્યપાઠ કરતા

શિકારી પણ તે ઊચા દરજ્જાના હતા અને તો એમની નિશાનબાજીનો પ્રત્યક્ષ અનુભવ છે દોડના ઘોડો કે સાબર પર જ્યારે જવાનોની ગોળી પણ ચૂકી જતી ત્યારે એમનું નિશાન અચૂક બનતુ એમને પાણીદાર અને ઊચા ખવાસના ઘોડાઓનો અને ઘોડાની શરતનો પણ બહુ જ શોખ હતો

શિકાર ને શરતના આ બન્ને શોખ એઓ ક્ષત્રિય હતા તેથી જ એમને લાગેલા ને ક્ષત્રિય રહીને જ એમણે એ પોષેલા.

જેઠુભા સાહેબને પોતાના વિચારો નિખાલસતાથી કહી દેવાની ટેવ હતી. વરતેજ પરિષદનું ગાંધીજીને આમંત્રણ આપવા અમારું એક પ્રતિનિધિ મંડળ એમની આગેવાની હેઠળ મુંબઈ ગયું હતું. ગાંધીજી તે વખતે યરવડાની જેલ-ઈસ્પિતાલમાંથી ઓપરેશન કરાવીને તાજા જ છૂટા આવ્યા હતા. જેઠુભા સાહેબે આમંત્રણ આપ્યું અને બાપુજીને વરતેજ પરિષદમાં આવવાનો આગ્રહ કર્યો ગાંધીજીએ એમના સ્વભાવ પ્રમાણે રજપૂતો પાસે અહિંસાના સ્વીકારની પોતાની સ્વાભાવિક માગણી મૂકી. અમે સૌ વિચારમાં પડી ગયા પણ જેઠુભા સાહેબે નિખાલસતાથી કહી દીધું : 'બાપુ, અહિંસાના પાલન વિષે કોલ ન આપી શકાએ. અમે રહ્યા રજમૂ પ્રકૃતિવાળા માણસો, અન્યાય અને દુષ્ટતા જોતાં અમારો હાથ તલવાર ઉપર જ જાય. પ્રકૃતિનું એ રૂપાંતર આમ એક જન્મમાં થવું શક્ય નથી એટલે મારવાની જરૂર પડે ત્યારે નહિ પણ મારવાની ને મરવાની જરૂર પડશે અમને આપ આજ્ઞા કરશો તો અમે પાછા નહિ પડીએ !' બાપુજી હસી પડ્યા. આ નિખાલસ ઉત્તરથી તે ખુશ રાજી થયા ને પોતાના પ્રતિનિધિ તરીકે પૂજ્ય કસ્તુરબા અને સરદાર વલ્લભભાઈને પરિષદમાં મોકલીને પોતાનાં પ્રેમ અને સહાનુભૂતિ દેખાડ્યાં.

એમના જીવનમાં પ્રીતિના કોમળ છોડને મૃત્યુ સુધી સજીવન રાખવાનું આકરું પણ અપૂર્વ કર્તવ્ય એમના તેજસ્વી અને નિર્મળ બહેન આનંદકુંવરબાએ જે નિસ્વાર્થતાથી બજાવ્યું છે એ તો કવિના જેવું રૂપવંતું અને રંગદર્શી છે. આવી સંવાદભરી, સમજણભરી અને આખીય પ્રીતિને આપ-

ભોગના પાયા ઉપર છવાડનાર ભાઈ બહેનની જોડી મેં જોઈ નથી અને સ્નેહસૌંદર્યની આ જ અભિલાષાએ જોરૂભા સાહેબને સાહિત્યપ્રીતિ પણ આપી હતી. ઉપનિષદ અને ગીતાના એ સારા અભ્યાસી હતા. સ્વ. રવીન્દ્રનાથ ટાગોરની અંગ્રેજી ગીતાંજલિના એમણે કરેલા ગુજરાતી અનુવાદ માટે આપણા ચારુ કવિ 'કાન્ત'ને બહુ મમતા હતી. કાઠિયાવાડના લગભગ બધા જ ચારણ કવિઓએ એમના જીવનનાં વિવિધ રૂપો ઉપર કવિતો રચ્યાં છે. અને ચારણો માટે એમને પક્ષપાત પણ ઘણો હતો.

આજે જ્યારે દેશમાં લશ્કરનું હિંદીકરણ અને રાષ્ટ્રીયકરણ થાય છે એ કાળે એમની સેવા ખૂબ કામમાં આવત. મૃત્યુ પહેલાં જ, પંદરમી ઓગસ્ટ પછી એમણે પૂજ્ય ગાંધીજીને પત્ર લખ્યો હતો કે દેશને પોતાની જે સેવાઓની જરૂર હશે તે પોતે નિઃસંકોચ આપશે. અને બાપુજીએ સ્નેહથી ઉત્તર પણ લખ્યો હતો કે એમને જોરૂભા સાહેબમાં ઘણી શ્રદ્ધા છે અને જ્યારે કામ પડશે ત્યારે એ તેડું મોકલ્યા વિના નહિ રહે.

સૌજન્ય અને સંસ્કારિતા વિનાનું સામર્થ્ય આસુરી પરિણામો લાવે છે, વીરતા વિનાની બુદ્ધિ વાંઝણી હોય છે અને આત્મપરસ્તી વિનાની જિંદગી શ્રદ્ધાહીણી અને દોદળી હોય છે એટલે એવા કોઈ વિરલ સમન્વયવાળા ભદ્ર પુરુષ પોતાની જિંદગીના કમાડ સદાને માટે બંધ કરે છે ત્યારે આછા થતા મંગલ પ્રકાશમાંથી એક વધારે દીવો હોલવાયો હોય એવી કરુણ [illegible]

## ૩૦

# વૈજ્ઞાનિકની શ્રદ્ધા

આ પ્રસંગ બન્યાને બે અઢી વરસ થયા હશે એક સવારે અંધેરીમા ડૉ. રમણિક ત્રિવેદીને મળવા ગયો ત્યારે એક સાહિત્યકાર મિત્ર સાથે હતા. થોડા સમય પહેલાં જ ડૉ. ત્રિવેદીને ગળામાં કેન્સરનું મોટું મરણતોલ ઓપરેશન કરવામાં આવ્યું હતુ. ઓપરેશન કરતી વખતે કંઠમાથી voice box અવાજપેટી કાઢી લેવામા આવી હતી. એટલે બોલતી વખતે એમને ગળાની નસ ઉપર એક નાનુ શુ યંત્ર મૂકીને વાતચીત કરવી પડતી અવાજની કૃત્રિમતા અને અસ્પષ્ટતાને કારણે થોડુ સમજાતુ અને થોડું ન સમજાતુ

અમારી વાતચીત દરમિયાન સાહિત્યકાર મિત્રે પૂછ્યુ :
"ઓપરેશનનો કેવો અનુભવ થયો ?"

"જાણે મૃત્યુના બારણાં સુધી જઈને પાછો આવ્યો" ડૉ ત્રિવેદીએ કહ્યુ.

"તમે વૈજ્ઞાનિકો તો ઈશ્વરમા શાના માનો ? નાસ્તિક માણસને વળી ભગવાનમા શ્રદ્ધા કેવી ! તમને પ્રભુ અથવા

શક્તિ વિષે કંઈક અનુભૂતિ થઈ ખરી?" સાહિત્યકારે મિત્રતાના સહજભાવે નિખાલસતાથી પૂછી જોયું.

"હા થઈ!" ડૉ. ત્રિવેદીએ ટૂંકો જવાબ આપ્યો. આ બે શબ્દોના ઉત્તરમા અનુભવમંડિત શ્રદ્ધાનો એવો સાચો રણકો હતો કે મારુ હૃદય પ્રેમથી ગદ્‌ગદ થઈ ગયુ.

"કેન્સરના ઓપરેશન પહેલાં તો આવુ કઈ તમે માનતા નહોતા. તમે તો નાસ્તિક હતા, નહી?" સાહિત્યકાર મિત્રે આશ્ચર્ય વ્યક્ત કર્યું.

"હા, નાસ્તિક હતો". ડૉ. ત્રિવેદીએ ત્યાંરે ટૂંકો ઉત્તર વાળ્યો.

"હવે શ્રદ્ધાશીલ આસ્તિક છો?" સાહિત્યકાર મિત્રને વાત અંકે કરાવી લેવી હતી.

"હા." ડૉ. ત્રિવેદીનો એક શબ્દનો ઉત્તર જાણે એમની અંતરનિષ્ઠાની આધારશિલા બની ગયો. એ એક શબ્દમાં એક માણસે પોતાના નવા જન્મની, પુનર્વિધાનની આખી પ્રક્રિયાનો નીચોડ મૂકી દીધો.

પેલા મિત્ર સાહિત્યકાર હતા. અનુભવબિન્દુને વિસ્તારીને એમાંથી વારતા સર્જવાની એમની સહજ વૃત્તિ અને પ્રવૃત્તિ હતાં. એમણે ડૉ. ત્રિવેદીના અનુભવ વિષે વિસ્તારથી જાણવા માટેની જિજ્ઞાસાને એક પ્રશ્ન દ્વારા પ્રગટ કરી. "ભગવાનને જાણવાનો આ અનુભવ તમારો અદ્ભુત હશે, નહી? એને વિષે તમારા જેવા માણસે કંઈક લખવુ જોઈએ."

"અનુભૂતિ કરવાની વસ્તુ છે. કહેવાની નથી. એની વારતા લખાય તેના કરતા એ માણસ પોતે રૂપાન્તર પામીને વારતા બની જાય એમાં વધુ સાર્થકતા છે." ડૉ. ત્રિવેદીની વિજ્ઞાનશીલ વિશદતાએ નાનું શું જીવનકાવ્ય સર્જી દીધું.

અમે બંનેએ વિદાય લીધી. ડૉ. ત્રિવેદીનુ પૂરુ નામ રમણિકલાલ કેશવલાલ ત્રિવેદી. ઉમરેઠના સામાન્ય પેડાવાળ બ્રાહ્મણ કુટુંબમાં જન્મ. એમના પિતા કેશવલાલ ત્રિવેદી વડોદરાના પોલીસ ખાતામાં છૂપી પોલીસના અમલદાર હતા ઉર્દૂ ફારસીના સારા જાણકાર. કુશળ અને હિંમતબાજ. એક વખત ગરમ કામળા વેચનાર એક સશક્ત કાબુલીને એની ગેરવર્તણૂક માટે થપાટ મારીને શેરીમાંથી નસાડી મૂકયો હતો તે બહાદુરીએ અમારા ચિત્ત ઉપર ઊંડી મુદ્રા અંકિત કરી હતી. આ ગુણો રમણીકમાં પૂરતા સ્વરૂપે ઊતર્યા હતા. આજથી પિસ્તાલીસ વરસ પહેલાં અમારી ઓળખાણ વડોદરાના લક્ષ્મીનાથ વ્યાયામ મંદિરમાં (પુરાણીના અખાડામાં) થઈ. તે આત્મીયતાભર્યા સખ્યમાં પરિણમીને સહૃદય મિત્રતા બનીને અંત સુધી સજીવન અને કાયમ રહી. અમે આઠમી નવેમ્બરે મોરતોલાથી વડોદરા પહોંચ્યા તે રાત્રે જ મુંબઈથી એમની છેલ્લી વિદાયના ટેલિફોનથી સમાચાર આવ્યા. એમની સ્મશાન યાત્રામાં સામેલ થવાનું ના બન્યું તેનો વસવસો અંતરમાં રહી ગયો.

પુરાણીના અખાડામાં અમે મળ્યા ત્યારે રમણિક વડોદરાની સયાજી હાઈસ્કૂલનો તેજસ્વી વિદ્યાર્થી. મેટ્રિક થઈને વડોદરા કોલેજમાંથી કેમિસ્ટ્રી મુખ્ય વિષય લઈને બી. એસસી. કર્યું. એ જ વિષયમાં મુંબઈ યુનિવર્સિટીમાં એમ. એસસી. કરીને પહેલા વર્ગમાં પહેલા આવી સુવર્ણચંદ્રક મેળવ્યો. પેરિસની સોરબોન યુનિવર્સિટીમાંથી જ્યારે એ ડી એસ. સી. ની માનવંત ડિગ્રી લઈને પાછા સ્વદેશ આવ્યા ત્યારે પ્લુરસિના આકરા રોગથી પીડાઈ ચૂક્યા હતા. પેરિસ ગયા ત્યારે સશક્ત અને તંદુરસ્ત શરીર હતુ. પાછા આવ્યા ત્યારે બેલાર્ડ પિયર

ઉપર ઓળખી ન શકાય એવો કરમાઈ ગયેલો એમનો દેહ હતો.

વડોદરા કોલેજમાં કેમિસ્ટ્રીના અધ્યાપક તરીકે થોડો સમય કામ કરીને એમણે વડોદરા છોડી મુંબઈમાં કાયમ વસવાટ કર્યો. મુંબઈના કલમ મંડળમાં ડોક્ટરના વહાલસોયા નામથી મિત્રો એમને બોલાવતા. છેવટના વર્ષોમાં ઈન્ડ્રાકો લિમિટેડ નામની કંપનીમાં પોતાના મિત્રો શ્રી. એ. બી પંડ્યા અને નાદીરશા ટાટા સાથે ભારે કેમિકલ્સની મશીનરીની આયાતના કામમાં જોડાયા હતા. છેવટેછેવટે થોડો વખત આસામ સરકારના ઉદ્યોગ વિભાગના શાસ્ત્રીય સલાહકાર તરીકે યુરોપ અમેરિકાના પ્રવાસો ખેડ્યા હતા. ગુજરાત સરકારની ઉદ્યોગ સલાહકાર બોર્ડના સભ્ય હતા થોડા સમય મુંબઈની ફિલ્મ સેન્સર બોર્ડના સભ્ય તરીકે પણ પ્રશંસનીય કામગીરી બજાવી હતી.

કેન્સરના પ્રથમ ઓપરેશન પછી લગભગ અઢી ત્રણ વરસ ટક્યા. એ આખા સમય દરમિયાન ધીરેધીરે એમની તબિયત ક્ષીણ થતી ગઈ. છેવટના ૭ મહિના તો એમણે ભયંકર વેદના ભોગવી. એમની અસહ્ય આકરી વેદના જોઈને હૃદયના ધબકારા વધી જાય એવું અપાર દર્દ એમણે હસતે હસતે વેઠ્યું. પોતાના રોગ અને વેદના વિષે કદી એમણે ફરિયાદ ન કરી. મરતાં સુધી પોતાને ખાતર બીજાઓને જરા તકલીફ ન થાય, સહન ન કરવું પડે તેની કાળજી રાખવાનો એમનો સહજ સ્વભાવ અંત સુધી ક્રિયાશીલ રહ્યો એમના પત્ની બહેન ઉર્મિલાએ સ્નેહની એકનિષ્ઠાથી જે સતત અને સહૃદય સેવા કરી છે, તે એટલી બધી અકૃત્રિમ અને અનન્ય છે કે ડૉ. ત્રિવેદીને એનું ઋણ ચૂકવવા માટે પુનર્જન્મ લેવો પડે

'ડૉ. ત્રિવેદીનું' વ્યક્તિત્વ મૌવનથી જ ગુલાબી અને ગૌરવશીલ હતુ. એમની તેજસ્વી બુદ્ધિમાં વિશાળતા, ઊંડાણ અને સૂક્ષ્મતાનાં તત્ત્વો સમાનભાવે અને સવાદીરૂપે વિલસતા એમનુ હૃદય બાળક જેવુ નિષ્કલંક અને પ્રેમાળ હતુ. સગીતના એઓ આશક હતા પોતે દિલરુબા સરસ વગાડતા. વાયોલિન ઉપર એમનુ પ્રભુત્વ આશ્ચર્યકારક હતુ. પોતાના હૃદયનો રગ એઓ દિલરુબામા વધુ સહજભાવે મૂકી શકતા. અમારા જુવાનીના દિવસોમાં સગીતની મહેફીલ ક્યારેક તો વહેલી સવાર સુધી ચાલતી અને પછી વહેલી સવારે સૌ સાથે ફરવા નીકળી પડતા. ભારતીય સગીતની એમની સમજણ એક ગુણુ-ગ્રાહી હતી. પેરિસમા લાગો વસવાટ કર્યો હોવાથી પશ્ચિમના સગીત વિષેની એમની જાણકારીમા બહુ થોડા હિંદીઓ એમની બરાબરી કરી શકે. પૂર્વ અને પશ્ચિમના સગીતના અભ્યાસ, અનુભવ અને અવલોકન વડે એમની અભિરુચિ ઘડાઈ હોવાને કારણે એમા પટુકરણ વિવેકશીલતાની અપૂર્વતા હતી. સિંથોવનની સિમ્ફનીઓના સગીતને જ્યારે એઓ તોડી, ભિમપલાસી, કાનડો, બાગેસરી કે રામકલીના આરોહ અવરોહ સાથે સરખાવી બતાવતા ત્યારે આપણને એમજ લાગે કે આ માણસમા વૈજ્ઞાનિકની ચોકસાઈ અને સગીતકારની ભાવભરત સવેદન-શીલતાનો વિરલ સુમેળ છે પોતાની પાસેના પૂર્વ પશ્ચિમના સગીતની રેકોર્ડસના માતબર સગ્રહમાંથી જ્યારે એઓ પોતાનો કોઈ અભિપ્રાય કે અનુભવ સાક્ષાત કરી બતાવતા ત્યારે વૈજ્ઞાનિક મટીને એઓ સગીત વિધાયક બની જતા. સ્વભાવથી જ એઓ સજ્જન (જેન્ટલમેન) અને આંતરકલેવરથી કલાકાર હતા

૧૯૨૫-૨૬માં જ્યારે હુ પહેલી વાર શ્રી. અરવિંદના સાનિધ્યમાં પોંડિચેરી ગયો તે વાત ડૉ. ત્રિવેદીને બિલકુલ રુચિ

નહોતી. મારા એ પગલાને સખત રીતે વખોડીને એમણે એને 'એસ્કેપ' કહીને એની આકરી ટીકા કરી હતી. ભગવાન, યોગ, ધર્મ, મંદિરો, ભક્તિ અને આસ્થા એ બધું એ વખતે એમને મન લાગણીવેડાનાં નાટકો અને વાસ્તવિક જીવનના સંઘર્ષ-સંગ્રામમાંથી નાસભાગ કરવાની વૃત્તિપ્રવૃત્તિ હતાં. આ વૈજ્ઞાનિક વલણની નાસ્તિક કઠોરતા એમનાં વય અને અનુભવની પ્રગલ્ભતા વધતાં કંઈક પાંખી થઈ ગઈ હતી. પણ તદ્દન ગઈ નહોતી. એમના કેન્સરના ઓપરેશન પછી એમનું આખું આંતરકલેવર રૂપાન્તર પામ્યું. કઠોર નાસ્તિકતા સુકોમળ અંતરનિષ્ઠામાં પરિવર્તન પામી. શંકાશીલતા અનુભૂતિના રસાયણ વડે શ્રદ્ધારૂપે જન્મી. મારું છેલ્લું પુસ્તક 'હિમાલયની પત્રયાત્રા' વાંચીને એમણે સ્નેહપૂર્વક લખ્યું હતું : " આ પુસ્તકમાં તમારા જીવનનું 'ટેસ્ટામેન્ટ' આલેખાયું છે. અમારા હિમાલયવાસને વધાવીને એમણે આનંદ પ્રગટ કર્યો હતો. મારી સમક્ષ પેલા પોંડિચેરીવાસની નિર્દય ટીકા કરનાર ડૉ. ત્રિવેદી અને હિમાલયવાસને વધાવનાર ડૉ. ત્રિવેદીની બે તદ્દન જુદી જ તસવીરો ઉપસી આવી. આ બંને તસવીરો વચ્ચેના એમના આખા જીવનસંગ્રામ વિષે એક સરસ નવલકથા લખી શકાય એટલો સમૃદ્ધ પટનામય જીવનપટ પડ્યો છે.

મુંબઈની બીચકેન્ડી હૉસ્પિટલમાં આ ઓપરેશન પછી જ્યારે અમને થોડી ડેલીવર્ડ અને ડૉક્ટરે એમને સૌને મળવાની રજા આપી ત્યારે સ્વરપેટી ન હોવાને કારણે વાણી અલોપ થઈ ગઈ હતી. એટલે એઓ કાગળમાં લખીને ઉત્તરો આપતા, અને વાર્તાલાપનો આનંદ લૂંટતા. આ વાતચીત દરમિયાન એમણે પોતાના મૃત્યુ–અનુભવ વિષે થોડાક અણસારા આપેલા: "જીવતા માણસને ભગવાનનાં શક્તિ અને સ્વરૂપના દર્શન કે સાક્ષાત્કાર કરવાં હોય તો એણે ઇન્દ્રિયોની સરહદો

ઓળંગીને મૃત્યુ-દ્વારે પહોંચી જવું જોઇએ, અને ત્યાં યમદેવના કૃપા-વરદાન મેળવવાં જોઇએ. દેહના મૃત્યુ પહેલાં સ્વેચ્છાએ મરીને અમૃત જીવનની પ્રકાશ પગદંડીએ પાછા વળવું જોઇએ. મારા જેવો નાસ્તિક વૈજ્ઞાનિક કર્મોના બળાત્કારથી ખેંચાઇને અનેકમને પણ યમરાજની આવી કૃપાનો સદભાગી બની શકે છે. ત્યારે જે સાધકો, સંતો અને ભક્તો જાગૃતિપૂર્વક, નિરાંતે ભાવે અને પ્રભુ સમર્પણની એકનિષ્ઠ લગનીથી મૃત્યુને વધાવી મરજીવા બને છે, તેમના જીવનની કૃતાર્થતાનું અજવાળું ના હોય તો માનવજીવન નિરાશાથી ઘેરાઇને દુઃખના અંધકારથી અટવાઇ મરે. મરજીવો માણસ પૃથ્વી પર જીવે છે ત્યારે મૃત્યુ પણ તેનાથી ગભરાય છે.

પોતાનો આ મૃત્યુ-અનુભવ ડૉ. ત્રિવેદીએ 'સંજીવની' નામક એક વાર્તાપ્રસંગમાં ઉતાર્યો છે. આ કથા 'જીવન-માધુરી'માં પ્રગટ થઇ છે. આ ઉપરાંત પશ્ચિમના ઓપેરા સંગીત ઉપરનાં એમનાં લખાણો પણ પ્રસિદ્ધ થયાં છે. મિત્રોની ઘણી ઇચ્છા હતી કે ડૉ. ત્રિવેદી, પશ્ચિમના સંગીત-સ્વરૂપો અને એના ગર્ભ અને શક્તિ ઉપર એક ગ્રંથ લખે. ભારતીય સંગીત વિષે એમનું દર્શન અને એની પદ્ધતિ વિષે એમના વિચારો ક્રાંતિકારક હતા. સંગીત વિષેની સમગ્ર સમજણ અને અનુભૂતિએ એમના હૃદયને સુકોમળ બનાવ્યું હતું. આ સુકુમાર અંતઃકરણ વડે જ એઓ મૃત્યુના જીવનને ઓળખી શક્યા.

સામાન્ય સંસારી જીવનમાં પણ કેવો અસામાન્ય સંન્યાસી છુપો રહી શકે છે તેનું રૂડું દૃષ્ટાંત એઓ હતા. અંત્ય અને ઘોર વેદનાના આકરા સમયમાં પણ પોતાને મળેલી પ્રભુ-નિષ્ઠાને સાચવી એમણે પરમધામની યાત્રા કરી એ કૃતાર્થતા તો સંતોને મળતી ધન્ય ઘડી જેવી પુણ્યશાળી પાત્રતા લાગે છે.

ફેબ્રુઆરી, ૧૯૬૬ ઇ.

## ૩૧

# એકલવ્યની એકનિષ્ઠા

ઈ. સ. ૧૯૧૬–૧૭ના વરસનો એક પ્રસંગ સાંભરે છે. બુધવાર કે શનિવાર કયો દિવસ હતો તે આજે યાદ નથી. વડોદરાના લક્ષ્મીનાથ વ્યાયામ મંદિરમાં એ બને સાંજે ધૂપ થતો હતો. એ ધૂપના સમયનું વાતાવરણ તે સાંજે એટલું બધું એકાગ્ર અને અદ્‌ભુત લાગ્યું હતું કે આજે પણ એની મુદ્રા ભૂંસાઈ નથી. ધૂપ કરનાર એક જુવાન હતો. સપ્રમાણ ઘડાયેલું શરીર, ચકોર આંખો, મર્દાનગીભરી મૂછો અને ચપળ ગતિશીલતાના સંવાદ વડે આખો ધૂપનો વિધિ એણે ગંભીરતા અને ગૌરવશીલ ભાવપૂર્વક પૂરો કર્યો. તે રાતે હનુમાનજીની પ્રતિમા આગળ કચ્છો-ચડ્ડી અને કોપરાનો પ્રસાદ આપીને એ ધૂપ કરનારે મને પ્રથમ વ્યાયામદીક્ષા આપી. એ જુવાન તે અંબુભાઈ પુરાણી. તે વખતથી બંધાયેલો સ્નેહસંબંધ અર્ધી સદીના સમયપટ પર વિકાસ પામીને, દેહ કસવાની ભૂમિકા પરથી ઊઠીને, આત્મસાધનાના સ્તર સુધી પહોંચ્યો હતો. અખાડાની માટીમાં બંધાયેલી આ મિત્રના આજે પણ એટલી જ નિષ્કલંક રહીને, પ્રથમ વર્ષાજલથી ભિંજાયેલી માટીની મનોરમ સુગંધ જેવી જીવનને સુવાસિત કરી રહી છે.

અંબુભાઈના અવસાન સમાચાર મદ્રાસ જતાં મુંબઈમાં જ સાંભળ્યા હતા. વડોદરાથી નીકળ્યો ત્યારે મદ્રાસનું કામ આટોપીને પોંડિચેરી જઈ અંબુભાઈના ખબરઅંતર જાણવાની પણી ઈચ્છા હતી. સાંભળ્યું હતું કે એમની તબિયત સારી નથી. હૃદયરોગ એમને નિરાંતે જંપવા દેતો નથી. પણ મુંબઈમાં એમની અંતિમ વિદાયની ખબર સાંભળી પછી પોંડિચેરી જવાયું નહીં. પહેલી લાગણી એવી થઈ કે, જાણે અંબુભાઈ વળી અવસાન પામે ખરા? આટલી ઉંમરે એમના દેહની સ્ફૂર્તિ, એમના ચકોર મનની કાબેલિયત, એમના હૃદયની સ્નેહસુગંધ અને એમના અંતરાત્માની પ્રસાદપૂર્ણ અભિવ્યક્તિ એ બધું એકત્ર અને સંવાદી થઈને, એમની જીવનસાધનાની પ્રતીતિરૂપે આપણી સમક્ષ પ્રગટ થઈ રહે છે.

ગુજરાતમાં ભરૂચ, વડોદરા, નડિયાદ અને અમદાવાદનાં મુખ્ય વ્યાયામમંદિરો કેવળ કસરત માટેનાં સ્થળો નહોતા, જીવનઘડતરનાં પ્રયોગમંદિરો પણ હતાં. સયાજીરાવ ગાયકવાડના એ વડોદરામાં તે સમયે કસરત માટેનાં બીજાં પ્રખ્યાત સ્થાનોય હતાં. એમાંથી માણેકરાવજીની જુમ્માદાદા વ્યાયામશાળા અને નારાયણ ગુરુની તાલીમ તો હજી ચાલે છે. પણ એ વખતે એમનાં રોનક અને ઠાઠ જુદાં હતાં. આ ઉપરાંત દુર્ગો પહેલવાન અને વજ્રમુષ્ટિના અખાડાઓ મશહૂર હતા. પરંતુ એ બધા સ્થળોએ શરીરને કસવાનો જ એકમાત્ર હેતુ હતો. જ્યારે પુરાણીભાઈઓના અખાડામાં દેહ ઘડાતો, મનનો વિકાસ થતો, પ્રાણની શુદ્ધિ કેળવાતી અને આત્માના ઉછેર ઉપર પૂરતું ધ્યાન અપાતું. આજે એ અખાડાની યાદ કરું છું ત્યારે એમ લાગે છે કે એની માટીથી બંધાયેલું ચારિત્ર્ય સમસ્ત જીવનની બુનિયાદ બની રહી છે. માતૃભૂમિ કે માનવ-

તાની સેવા કરવાની જ્યારે તક મળી છે ત્યારે આ ચારિત્ર્ય શીનતાએ પોતાનુ ઓજસ પૂરીને એ પ્રસગોને ચરિતાર્થ બનાવ્યા છે જ્યારે પામરતા અને નિર્બળતાને કારણે મન મૂઝાયુ છે, પ્રાણ થરથર્યો છે અને અતરાત્મા ગમગીન બન્યો છે ત્યારે એ જ શક્તિએ આઘાત અને અધોગતિ અટકાવ્યા છે, સાચી શીલતાનુ મૂલ્ય દેખાડયુ છે ધીર વિનમ્રતાનુ લક્ષણ રોપ્યુ છે અને એ જ શીલના ગ્માયણથી અભિમાન ઘવાયુ નથી

સ્મૃતિની પોથી ખોલીને જોઉ છુ ત્યારે સ્મરણની એક રેખામી ચિત્ર જોઇને અતર પ્રસન્ન થઈ જાય છે એ દિવસે બુધવાર હતો દડમેર, મગદળ અને લાઠીલાઠી પૂરા કરીને હુ કુસ્તી માટે આવીને બેઠો હતો તેસામે વડીલબધુ અણુભાઈ કુસ્તી કરાવતા હતા મારી સાથે એક રમણલાલ નામનો છોકરો પણ કુસ્તી કરવા માટે બેઠો હતો અને એ છોકરા ભણી કઇક અભાવ હતો એ તો એનો પરસેવો ખૂબ ગધાતો હતો એથી એની જોડે કુસ્તી કરવાનુ હમેશા ટાળતો આ વાત ચકોર અણુભાઇ કળી ગયા હતા એટલે જે દિવસે એઓ કુસ્તી કરાવવાના હોય તે દિવસે હુ કુસ્તીમા જાણી જોઇને મોડુ કરતો કે જેથી રમણલાલની કુસ્તી પતી જાય અથવા સભવિત હોય તો કુસ્તી જ ટાળતો પણ તે સાજે કઇક એવો જ મેળ બેઠો કે રમણલાલ ને હુ બન્ને બધી કસરતો સાથે પરવારી ગયા કુસ્તી માટે સાથે આવીને બેઠા ત્યારે મારા અતરમા ધડક ધડક થાય મનમા ને મનમા હનુમાનજીને પ્રાર્થના કરુ કે મારે રમણલાલની સાથે કુસ્તી કરવાની ના આવે જ્યારે અણુભાઇએ જાણી જોઇને એની જ સાથે કુસ્તીમા ઉતાર્યો ત્યારે ખૂબ ચીઢ ચડી અભિમાન

ધવાયું હતું એટલે હતી એટલી તાકાત અને હિંમત ભેગી કરીને રમણલાલને પાંચેપાંચ વખત હરાવ્યો. છેલ્લી બે વાર તો એવો રગદોળ્યો કે ભવિષ્યમાં મારી સાથે કુસ્તીમાં ઊતરવાની ખો ભૂલી જાય. અંબુભાઈની કાબેલ દૃષ્ટિએ આની નોંધ કરી લીધી.

થોડી વારમાં કુસ્તી પૂરી થઈ બુધવારી શરૂ થઈ. બુધવારીમાં પહેલો એક મજબૂત છોકરો ઊતરે અને ઘુંટણીએ પડે. એની કમર પકડીને બીજો છોકરો એનાં બોચી અને બરડામાં જોરથી ફેંટ લગાવ્યા કરે. આ માર સહન ના થાય ત્યારે આગલા ફેંટ પકડાયેલા છોકરાએ આજ્ઞા મળતાં, પેલા મારનારના હાથમાંથી તાકાત કરી છૂટી જવું જોઈએ. બુધવારીમાં આવી રીતે ત્રીસ–ચાળીસની હાર લંબાય. મારી આગળ એક મજબૂત છોકરો અંબુભાઈએ મને આપ્યો. જો એ ધારે તો પળવારમાં મારી પકડમાંથી છૂટી જાયે, પરંતુ અંબુભાઈ આજ્ઞા ન કરે ત્યાં સુધી એ પહેલો છોકરાથી છૂટાય નહીં. મારી કમર પકડનાર રમણલાલ હતો. હું પેલા આગલા ફસાયેલા છોકરાને ફટકારું તેનો એને હિસાબ નહોતો, પણ રમણલાલ તો જાણે આગળ કરેલી કુસ્તીનું વેર વાળતો હોય તેમ મને જોરથી મારે જતો હતો. મને એટલો માર પડ્યો કે મારી આંખમાંથી લગભગ આંસુ નીકળવાની તૈયારી હતી. મારી ભીની આંખોમાં પળવાર દૃષ્ટિ પરોવીને અંબુભાઈએ મારા આગલા છોકરાને છૂટવાની આજ્ઞા કરી. અને બીજી જ પળે હું રમણલાલના બંધમાંથી તાકાત-પૂર્વક છૂટી ગયો.

અંતરમાં ગડભાંજ અને મથામણ ચાલતી હતી. ઘણા ગમતા અંબુભાઈ તરફ અણગમો ઊપજતો હતો. રમણલાલ

તરફ ભયંકર વેરવૃત્તિ ઊછળતી હતી બીજી બાજુએ અભિમાનને સામે કિનારેથી કોઈ સાદ દેતું હતું કે બીજા તરફ અસાવ, અદેખાઇ કે અભિમાનથી જોવું એ પામરતાની નિશાની છે, ઉદારતાનું ચિહ્ન નથી. પામરતાને ઓળખવાનો એ પહેલો પ્રસંગ સજીવન બનીને ઘણી વખત ત્યાર બાદ આવતી અલ્પતાની સામે દીવાલ બનીને ઊભો છે

એઓ જ્યારે ગુજરાતનું વ્યાયામક્ષેત્ર અને જાહેરસેવાનું જીવન છોડીને પોંડિચેરી ચાલ્યા ગયા ત્યારે મને જરાય આશ્ચર્ય નહોતું થયું. એમના કસાયેલા દેહમાં, નિર્મળ મનમાં અને આવમસ્ત પ્રાણમાં આત્મનિષ્ઠાનો અગ્નિ પ્રજ્વલિત થતો જતો હતો એનો અનુભવ એમણે અમને કરાવ્યો હતો. એટલે એઓ પોંડિચેરીથી ૧૯૨૫ કે ૨૬માં પહેલી વાર ગુજરાતમાં આવ્યા ત્યારે મેં પણ પોંડિચેરી જવાનો નિર્ણય કર્યો હતો. એમના પ્રેમની ઓથ અને એમની આત્મશ્રદ્ધાનું અજવાળું ના મળ્યું હોત તો પોંડિચેરીનો મારો નિવાસ સંભવિત ના બન્યો હોત.

વીસમી સદીની પહેલી પચીસીમાં ગુજરાતના નવજુવાનોમાં વ્યાયામ દ્વારા દેહપરિવર્તન અને આત્મનિષ્ઠ જીવનદર્શન દ્વારા એમનું માનસ ઘડનાર અંબુભાઇ પુરાણીનું નામ અને કામ ગુજરાતના ઇતિહાસમાં સ્મરણીય રહેશે ૧૯૨૩માં ગુજરાત છોડીને અંબુભાઇ પોંડિચેરી શ્રી અરવિંદના સાંનિધ્યમાં જઈને વસ્યા ત્યારથી આજ સુધી ગુજરાતને એમનો સજીવન અને પ્રેરણાદાયી સંસર્ગ રહ્યો હતો. એમના ઘડેલા ઘણા ગુજરાતી લોકસેવકો આજે જાહેરજીવનમાં વિવિધ ક્ષેત્રોમાં પોતાનાં તેજ, નિષ્ઠા અને શક્તિ બતાવીને લોકસેવાનું કર્તવ્ય કરતા કરતાં જીવનની અડધી સદી વટાવી ગયા છે. ઘણા

છે અને દેખાડયુ 'ભગવતીની કરુણાને ભગવાન તથાસ્તુ કહીને વધાવે છે ' મારુ ચિત્ત પ્રસન્ન થઇ ગયુ કેવુ ચેતોહર ગુજરાતી રૂપાન્તર ! જાણે નવી નીપજ ! પણ કેટલી ધીરજ ! કેટલી શ્રદ્ધા અને કેટલી ગુરુભક્તિ !

આવી જાગ્રત સભાળ અને તપસ્યા એમણે શ્રી અરવિંદ-સાહિત્યને ગુજરાતીમા ઉતારવા માટે કરી છે આ સન્નિષ્ઠા અને જાગ્રતિને કારણે ઘણા નવા અર્થક્ષમ અને ભાવપૂર્ણ શબ્દો અને સમુચિત પર્યાયની દેન ગુજરાતી ગદ્યને મળી છે એની ખીનનશૈલીમા એમણે અવિસ્મરણીય ફાળો આપ્યો છે આવા સપ્રનાર્થ પુરુષાર્થ વડે એમણે પોતની અર્થ-ગભીર છતા રમણીય શૈલીનુ ઘડતર કર્યુ છે આ શૈલીનો લીલાવિહાર આપણે એમના અનેક પુસ્તકોમા જોઇએ છીએ તેમાયે એમના પત્રોની શૈલી અને ગર્ભ ણને અપૂર્વ છે અગત છતા બિનઅગત, દૃષ્ટિસપન્ન અને શ્રદ્ધાન્વિત એ લખાણ ગદ્યનિર્માણની દૃષ્ટિએ તો માતબર છે જ, પણ વિવિધ જીવન સમસ્યાઓને એ જે રીતે પકડે છે, જુએ છે અને એની છણાવટ કરીને નિરાકરણ લાવે છે, એ સમગ્ર પ્રક્રિયાને કારણે અનન્ય છે એ પત્રલખાણનુ વિવેકપૂર્વક સપાદન થાય તો અનુભાઇનુ એક અતિ તેજસ્વી પ્રતિભારૂપ આપણને જોવા જાણવા મળે

અનુભાઇનુ પણ લખાણ અપ્રગટ થયુ છે હજી ઘણુ લખાણ હાથપ્રતોમા પડ્યુ છે ૧૯૬૦મા પોડિચેરીના, દિલ્હી મુલાકાત વખતે બહેન અનસૂયાએ એમના વેદ ઉપરના કામનો વાત કરીને બધી હસ્તપ્રતો દેખાડી હતી એ કાર્યથી

મારું ચિત્ત ખૂબ પ્રભાવિત અને પ્રસન્ન થયું હતું શ્રી અરવિંદના વેદમંત્રોના રહસ્યદર્શન માટે અંબુભાઈને સહજભાવે પ્રેમશ્રદ્ધા હતા. એ કસોટીને પાયામાં રાખીને એમણે વેદસાહિત્ય ઉપર અપાર જહેમત ઉઠાવી છે એ બધું કામ હસ્તગ્રંથોમાં સંઘરાયેલું પડ્યું છે એ પ્રગટ થાય તે જોવાનું કામ અને એની જવાબદારી એમના સ્મારક વિશે વિચારનિર્ણય કરનાર મિત્રસમુદાયની છે.

શ્રી અરવિંદનું મહાકાવ્ય 'સાવિત્રી' એ માત્ર આત્મદર્શનની કલ્પના નથી, કેવળ તત્ત્વજ્ઞાન કે અધ્યાત્મજ્ઞાનનો વિચાર નથી આ મહાકાવ્ય બ્રહ્માંડના આનરકલેવરનું આર્ષદર્શન છે 'જે બ્રહ્માંડે તે પિંડે અને જે પિંડે તે બ્રહ્માંડે' એ દૃષ્ટિ પ્રમાણે માણસના આનરવિશ્વના કલેવરને પણ એ પ્રસ્તુત કરે છે પ્રાચીન કાળમાં કવિના પછી એ વેદમંત્રોની હોય કે બીજી હોય, વિવિધ સ્વરૂપે જીવનનું રહસ્યદર્શન હતું એનો વિષય મનુષ્યના હૃદયમાં વસતું શાશ્વત સત્ય હતું જીવનના એ રહસ્યને શ્રી અરવિંદની સંજ્ઞા વાપરીએ તો 'ઋતચેતના'ને પ્રગટ કરવા માટે કવિતા એ અનિવાર્ય માધ્યમ હતું કવિ એ દ્રષ્ટા હતો દ્રષ્ટા એ દેવ હતો વેદમાં દેવને 'કવિ' કહ્યા છે એ યથાર્થ રીતે શાશ્વત દેવત્વને જોતો અને પોતામાં સાક્ષાત કરતો પછી છંદ અને શબ્દમાં એનું કલેવર રચતો પછીના કાળમાં મનુષ્યનું એ આનરપોત જેમ જેમ પાખું થતું ગયું તેમ તેમ કવિતાની ઓજસ્વી મંત્રશક્તિ પણ નિસ્તેજ અને નિર્વીર્ય થતી ગઈ એ ચક્રની ગતિ જાણે પાછી ફરીને શ્રી અરવિંદની અપ્રતિમ પ્રતિભાને સ્પર્શી ગઈ અને તેમાંથી સાવિત્રીનું નિર્માણ થયું અચેતન સ્થૂલ મનના પ્રગાઢ અંધકારમાંથી ઋતચૈતન્યનું શાશ્વત તેજસ્વી રત્ન પ્રકાશ પામ્યું

આ મહાકાવ્ય 'સાવિત્રી'ને એના સમગ્ર સ્વરૂપે અંબુભાઈએ આત્મસાત્ કર્યું હતું. આ હકીકત એ એમની આંતરપ્રતિભાની મોટી કૃતાર્થતા હતી. મારો એક નાનો શો અનુભવ કહું. દસબાર વરસ પહેલાં અંબુભાઈ વડોદરા હતા ત્યારે વડોદરા રેડિયો સ્ટેશને એમને વાર્તાલાપ આપવા નિમંત્રણ આપ્યું હતું. 'સાવિત્રી' ઉપર એક પંદર મિનિટનો વાર્તાલાપ મુલાકાતના રૂપમાં આપવાનો હતો. મુલાકાત લેવાનું કામ મને સોંપવામાં આવ્યું હતું. રાબેતા મુજબ સ્ટુડિયોમાં લીલી બત્તી થઈ. મે પહેલો પ્રશ્ન પૂછ્યો કે શ્રી અરવિંદના 'સાવિત્રી'-ને વર્તમાન યુગનું મહાકાવ્ય કહી શકાય ખરું ? પ્રાચીન કાળના મહાકાવ્યની વ્યાખ્યા, એનો આંતરગર્ભ અને એના રચનાકલેવરની સમગ્રતાની દૃષ્ટિએ એ મહાકાવ્યની કોટિમાં આવી શકે? અંબુભાઈએ આંખો બંધ કરી ધ્યાનસ્થ મુદ્રા વડે સ્થિર અને સ્વસ્થ વાણીપ્રવાહ વહેતો રહ્યો. મારા પ્રશ્નોનો એ જે ઉત્તર આપતા જતા હતા તેમાં, મહાકાવ્યની સ્વરૂપ દૃષ્ટિના બધા જ મુદ્દા એમણે આવરી લીધા હતા. આખો ઉત્તર મહાકાવ્યનું એક સળંગ અને સમ્યક્ ચિત્ર ઉપસાવતો હતો. અંબુભાઈને મોઢે, એમની આંતરચેતનાથી રસાયેલી જીવંત વાણીમાં, પૂર્વપશ્ચિમના વાઙ્મય સ્વાધ્યાયથી સુગ્રથિત અને મંડિત થયેલી સ્થિર દૃષ્ટિ વડે રસાયેલો એ ઉત્તર સાંભળવો એ પણ એક ધન્ય પ્રસંગ હતો. મેં એમના પગ પર હાથ મુક્યો. એ સ્પર્શથી એ સમજી ગયા કે સમય પૂરો થયો. તરત ઉપસંહાર કરી લીધો. વાણી થંભી ગઈ. આંખો ઊઘડી ગઈ. મને લાગ્યું ગુજરાતી ભાષાને એક સરસ-સજીવન વાર્તાલાપ મળ્યો.

એટલામાં રેડિયોના સંચાલક આવ્યા, અને બહુ સંકોચથી બોલ્યા: 'સરસ વાર્તાલાપ થયો, આ તો માત્ર રિહર્સલ હતું.

હવે-આપ બીજી વાર બોલશો તેનું રેકોર્ડિંગ થશે.' અંબુભાઈને હસવું કે ગુસ્સો કરવો એ સમજાયું નહીં. એમણે ગંભીર હાસ્યથી કહ્યું; 'તમારે રેકોર્ડિંગ કરવું હોય તો ફરીથી બોલીશ. પણ જે બોલાઈ ગયું તે ફરીથી પાછું નહીં ફરે. એ-વાણી જ્યાંથી આવી ત્યાં મારાથી એકદમ પાછું નહીં જવાય. આવી creative આંતરઅવસ્થા વારંવાર આવતી નથી. હવે જે બોલીશ તે ખુલ્લી આંખોએ કહીશ. એમાં સત્ત્વ તો જે અને જેવું હોય તે ખરું. તમે ચલાવી લેજો.' વાર્તાલાપ રેકોર્ડ થઈ ગયો. અમે બન્ને નિરાશ થયા!

આ પ્રસંગ દ્વારા મેં અંબુભાઈને સાવ જુદી જ રીતે જાણ્યા. 'સાવિત્રી' દ્વારા એ જાણે આંતરપ્રદેશોમાં યાત્રા કરી રહ્યા હતા. પોતાના આંતર જગતની કેડીઓ પરથી જાણે કિંમતી રત્નો વીણી લાવીને આપણને બતાવીને સમજાવતા હોય એવી ઓજસ્વી પ્રબુદ્ધિની લીલાના સાક્ષી થવાનું એ સુભાગ્ય હું કદી નહીં ભૂલી શકું. જ્યારે જ્યારે એમને સાવિત્રી ઉપર પ્રવચન કરતાં કે ખાનગીમાં વાતચીત કરતાં સાંભળ્યા છે ત્યારે એમના એ વિષયના ઊંડા અને મસ્ત આત્મનિમજ્જનથી હું હમેશાં મુગ્ધ થયો છું. મારી એવી શ્રદ્ધાઆસ્થા બંધાઈ હતી કે એમની ગુરુનિષ્ઠા, પ્રભુનિષ્ઠા અને જીવનનિષ્ઠાની ત્રિવેણી 'સાવિત્રી'ના એમના આત્મનિમજ્જનમાં સંગમ પામીને સાર્થક થતી હતી. અંબુભાઈની પ્રતિભાનું આ અનન્ય સ્વરૂપ મને સ્મરણીય અને આદરણીય લાગ્યું છે.

એમની યુરોપ, અમેરિકા અને પૂર્વ આફ્રિકાની યાત્રામાં શ્રી અરવિંદના સમગ્ર જીવનદર્શન વિશે સાચી સમજણ આપવાનું કાર્ય એમણે અદ્‌ભુત કુશળતાથી અને કુશાગ્ર બુદ્ધિ વડે

કર્યું છે આ યાત્રાઓના અનુભવ વડે અને વિશાળ અને વૈવિધ્યપૂર્ણ સંપર્ક-સમાગમ વડે એમનુ માનસ ઘણી સાંપ્રદાયિક ગ્રંથિઓના ગ્રહણમાથી મુક્ત થયુ હતુ આ નિર્મળ મુક્તિનો અનુભવ એમના છેવટના પ્રવચનોમા અને મિલનમા સુખદ રીતે થતો હતો આગ્રહમુક્ત એમની વાણીમા આનંદ, અનુભૂતિ અને પ્રસાદનો સુમેળ વરતાતો હતો એમના અંતરમા ચેતનાનો જે અગ્નિ પ્રજ્વલિત હતો તેની ફૂંક એમના સત્સંગમા આવનારને મળતી હતી એમની ગુરુનિષ્ઠા જેમ જેમ પ્રભુનિષ્ઠામા અજવાળતી ગઇ તેમ તેમ એમના પુણ્યપ્રકોપની આવેશ વૃત્તિ, ઉદાત્ત આનંદરસના રસાયણ વડે ઉજ્જ્વળ બનીને મધુર સમતુલામા પરિણમી હતી

બહાદુર વ્યાયામવીર, શીલવંત સાહિત્યકાર, દૃષ્ટિસંપન્ન કલાકોવિદ કે ભારતીય સંસ્કૃતિના પુરસ્કર્તા એ બધુ અંબુભાઇની વિશિષ્ટતાઓ ખરી પરંતુ એમના જીવનનું સર્વોચ્ચ શિખર, એમની પૂર્ણયોગની સાધના છે એમની પાસે જીવનની એક કસોટી હતી એ કસોટી તે શ્રી અરવિંદનું પરમ સમુજ્જ્વલ, સમુજ્જ્વલ અને સર્વતોભદ્ર જીવનદર્શન જીવનની સર્વ વસ્તુ, પરિસ્થિતિ અને પરિબળને એઓ આ જ કસોટી પર કસીને નાણી જોતા આવી ગુરુનિષ્ઠા, આવુ સમર્પણ આ કળિકાળમા વિરલ છે શ્રી અરવિંદ જેમ પોતે જ પોતાના યોગની સિદ્ધિ છે તેમ અંબુભાઇ પોતે જ પોતાની સાધનાના પ્રતીક છે કોઇ પણ આંતરિક કે આધ્યાત્મિક ઉપાસના જ્યા સુધી વ્યવહારિક પ્રયોગો નીપજાવે નહી ત્યા સુધી એની સાર્થકતા નથી આ દૃષ્ટિએ અંબુભાઇ કૃતાર્થ થયા છે

અહી ભગવાન બુદ્ધની એક વાતનુ સ્મરણ થાય છે સિદ્ધાર્થ જ્યારે બુદ્ધ બનીને, પોતાને નિવાસસ્થાને યશોધરા

પાસે ભિક્ષા માગવા આવ્યા ત્યારે શુદ્ધોધને કહ્યું: 'સિદ્ધાર્થ, તેં તારા પૂર્વજોની પરંપરા ફોડી એ સારું ન કર્યું.' એનો ઉત્તર આપતાં બુદ્ધે કહ્યું: 'મારી પરંપરા શુદ્ધોધનની પરંપરા નથી. મારી તો તથાગતોની પરંપરા છે.' આ દૃષ્ટિએ જોઇએ તો અંબુભાઇ બાલકૃષ્ણ પુરાણીના દેહસંતાન ખરા, પરંતુ એમની સાચી પરંપરા તો શ્રી અરવિંદની. એમનું આત્મતેજ એ શ્રી અરવિંદનું વરદાન કહેવાય. દેહનાં સંતાન પામર નીવડવાની સંભાવના ખરી. આત્માના વીર્યનાં સંતાન સદા તેજસ્વી સરજાય છે.

જૂન, ૧૯૬૬

૩૨

# પ્રતિભાનું રસાયન

શાંતિનિકેતન આશ્રમિક સંઘે ૧૯૫૪ના માર્ચ-એપ્રિલમાં અર્ધ્યરૂપે શ્રી નંદલાલ બોઝના ચિત્રોનું એક સુંદર પ્રદર્શન કલકત્તામાં યોજ્યું હતુ. સાથે સાથે એમની કૃતિઓનો એક પ્રતિનિધિ સંગ્રહ પ્રસિદ્ધ કરવાનો નિર્ણય પણ કર્યો હતો. એ પ્રમાણે આ વરસે સંઘ તરફથી આવો ચિત્રસંગ્રહ પ્રગટ થયો છે. આ ચિત્ર-આલ્બમનું પ્રકાશન અનેક દૃષ્ટિએ આધુનિક ભારતીય કલાના પુનરુત્થાનના વિકાસમાં એક મહત્ત્વનુ સિમાચિહ્ન છે. આ સંગ્રહની શરૂઆતમાં શ્રી નંદલાલ બોઝના જીવન અને કલાસાધના વિષે એક વિસ્તૃત રેખાદર્શન મૂકવામા આવ્યું છે. આ પ્રાસ્તાવિક લખાણની સામગ્રી જોતાં એની પ્રામાણિકતા અને દૃષ્ટિસંપન્નના વરતાઈ આવે છે. રૉયલ ફૈ કદનાં ત્રીસ પાનાંનો આ માતબર પ્રવેશક નંદલાલની ત્રીસ વિવિધ સુંદર કલાકૃતિઓનાં રત્નઆભરણો વડે શોભાયમાન સુકુમારતા ધારણ કરે છે. સંગ્રહમાં એકવીસ રંગીન અને આઠ સાદાં એમ એકંદર ઓગણત્રીસ ચિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. ઈ. સ. ૧૯૦૮ થી માંડીને ૧૯૪૮નાં વર્ષ સુધીની કૃતિઓને પસંદ

કરીને લગભગ ૪૦ વરસની નંદબાબુની કલાસાધના અને પ્રતિભારસાયનનો જાણે ઇતિહાસ આપવામાં આવ્યો છે. પાછળ દરેક-ચિત્ર વિષે ટૂંકી છતાં મહત્વની નોંધ છે. આ નોંધમા ચિત્રના રંગો, સમય, વિષય અને વાતાવરણ વિષેની રસપ્રદ માહિતી ચિત્રોના આસ્વાદમાં પૂરક બની રહે છે.

શ્રી નંદલાલ બોઝની અરધી સદી ઉપરાંતની કલાસાધના માત્ર 'બંગાળશૈલી'ની જ નહિ, પરંતુ આધુનિક ભારતીય કલાની સમુત્ક્રાન્તિની પણ તવારીખ છે. વિચાર, શૈલી, ટેકનિક અને માવજતના વૈવિધ્યથી પ્રકાશતી એમની સર્જકપ્રતિભા, અનુભૂતિના સાગરના કેટલા અતલ ઊંડાણમાંથી સર્જનનાં મોતી લઈ આવી છે એનો આ સંગ્રહમા તો કેવળ અણસારો મળે છે. નંદબાબુના બાપદાદાનું ગામ કલકત્તાથી દસમાઈલ દૂર દક્ષિણે હુગલી નદીના પશ્ચિમ કિનારા પર આવેલું બાનીપુર. પરંતુ એમનો જન્મ ઇ. સ. ૧૮૮૩ના ડિસેમ્બરની ત્રીજી તારીખે બિહારમાં મોંઘીર જિલ્લાના ખડગપુર ગામે થયો હતો. એમના પિતા પૂર્ણચંદ્ર બોઝ દરભંગા રાજ્યની નોકરીમાં હતા આઠ વરસની ઉંમરે નંદબાબુના માતા ક્ષેત્રમણિ દેવલોક પામ્યા. આજ સમયમાં નંદલાલના મનમાં કલાના બીજ રોપાયાં. ઘરમાં માતા જુદા જુદા આકારની મીઠાઈઓ બનાવતી, ઢીંગલીઓ શીવતી, ભરત ભરતી અને લગ્નપ્રસંગે કંકાભરણની જુદી જુદી આકૃતિઓ પડતી. એમાથી નંદલાલે પ્રથમ પ્રેરણા લીધી. ગામમાં જુદાજુદા તહેવારો વખતે દેવદેવીઓની માટીની પ્રતિમાઓ ઘડાતી નંદલાલને આમા અખૂટ રસ કલાકોના કલાકો એમાને એકધ્યાને આ પ્રવૃત્તિ જોતાં થાકે જ નહિ. એમને થયુ કે આવી પ્રતિમાઓ પોતે બનાવી શકે ખરા? એક દિવસ-માટી લઈને બેઠા મૂર્તિઓ બનાવવા. એમની

આંગળીઓએ આશ્ચર્ય સર્જ્યું. સાચે જ પ્રતિમા ઘડાઈ! અંદરનો કલાકાર આનંદથી રોમાંચિત થઈ ગયો.

નંદબાબુ શરૂઆતથી પ્રાકૃતિક વાતાવરણ અને પરિસ્થિતિ પરત્વે વધુ સંવેદનશીલ છે કલાકાર તરીકેના આરંભના ઘડતરમાં આ પ્રાકૃતિક પશ્ચાદ્‌ભૂએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. ખડગપુર ગામ શાંત સુંદરતાનો પટ પ્રસારતું પ્રાકૃતિક પરિસ્થિતિમાં બેઠું છે. ઉત્તરે વિંધ્યાચળની હરોળ ઊભી છે બાજુમાં ઝરણું વહે છે. દૂર દૂર સુધી સવાર સાંજ રંગો બદલતાં ડાંગરના ખેતરો પથરાયા છે. એમાં ક્યારેક જતી આવતી પડદાવાળી પાલખી દેખાય છે. આવા કુદરતી શાંત વાતાવરણમાંથી નંદલાલને ભણવા માટે મોકલવાની વ્યવસ્થા થઈ પરંતુ નિશાળની ઓરડીનું વાતાવરણ કલાકારની મુક્ત વૃત્તિઓને બંધિયાર લાગ્યું. નંદલાલની મુખ્ય વાત એકજ જે વિષય હોય તે રસપ્રદ હોવો જોઈએ તો જ એમનું ધ્યાન ચોંટે. ગણિત એમને બિલકુલ ન ગમે. પરંતુ કલકત્તાની નિશાળમાં જ્યારથી ગણિતના શિક્ષક ગૌરીશંકર દે આવ્યા, ત્યારથી નંદલાલને ગણિતમાં અતૂટ રસ પડયો ગૌરીશંકરની રીતભાત, સૌંદર્યભાવના, પહેરવેશ, સ્વચ્છતા એ સર્વથી નંદલાલ ખૂબ પ્રભાવિત થયા. ખડગપુર પાછા આવીને એઓ પૂર્વ માધ્યમિક શાળામાં દાખલ થયા. શાળાનું માધ્યમ હિંદી હતું, એ હિંદી મિશ્રિત બંગાળી આજે પણ નંદબાબુના લોહીમાં છે. ખડગપુરનો એક બાળમિત્ર એક વખત શાંતિનિકેતનમાં અકસ્માત આવી ચડયો. ગામડિયો માણસ અને એવો જ એનો ગ્રામ્ય પહેરવેશ. નંદબાબુનું નામ એટલે છોકરાઓ એને કલાભવનમાં લઇ ગયા. પોતાના બાળમિત્રને જોઈને નંદબાબુ એને ભેટી પડયા આંખો ભીની થઇ ગઈ. એ આખો દિવસ એમણે છોકરાઓ પાસેથી રજા લીધી. મિત્ર સાથે એ સમય એમણે આનંદ વિનોદથી માણ્યો.

ક્રાન્તિકારો તરફ વળી માધ્યમિક નિશાળનો અભ્યાસક્રમ પૂરો કરીને નંદલાલ કૉલેજમાં દાખલ થયા એ ખડગપુરના જમીનદાર પાલ કુટુંબના જાણીતા પુરુષ શ્રી પ્રકાશચંદ્ર પાલની પુત્રી સુધીરા સાથે એમનું લગ્ન થયું નંદલાલ ડૉક્ટર થાય એવી શ્વશુરપક્ષની આકાંક્ષા હતી

નંદલાલનું નામ કૉલેજમાં હતું, પણ કામ એ બહાર કરતા પાઠ્યપુસ્તકો અને હાથખર્ચને માટે મળતા પૈસા જૂના માસિકો અને ચિત્રો ખરીદવામાં ખર્ચાવા માંડ્યા રફાએલ અને રવિવર્માના મુદ્રિત ચિત્રોની ખરીદી થવા માંડી, અંગ્રેજી કવિતા તરફ પણ એમનું આકર્ષણ થયું વર્ડ્ઝવર્થની પ્રાકૃતિક કવિતાની એમને લગની લાગી એ કવિતાનાં કેટલાંક કલ્પનાચિત્રો નંદલાલે તૈયાર કર્યાં દિવસો જતાં સર વિલિયમ રોથેન્સ્ટીનને આ વાત સાંભળી એમને એ ચિત્રો જોવાનું ખૂબ મન હતું પણ ચિત્રો તો કોણ જાણે ક્યાંય ખોવાઈ ગયાં હતાં આ સમયમાં નંદલાલની ચેતનાને ખબર પડી કે એને શું જોઈએ છે અને શું કરવું છે એમણે કલકત્તાની સરકારી ચિત્રશાળામાં અવનીન્દ્રનાથ ટાગોરના વર્ગમાં દાખલ થવાનું નક્કી કર્યું પોતાના વડીલોની સંમતિ માગી પણ એ આવે તે પહેલાં તો એમણે મનમાની શરૂઆત કરી દીધી

ઈ બી હાવેલ આ વખતે એ ચિત્રશાળાના આચાર્ય હતા અને અવનીન્દ્રનાથ ઉપાચાર્ય હાવેલ પહેલાં મદ્રાસની સરકારી ચિત્રશાળામાં પશ્ચિમની ચિત્રકળા શીખવવા આવ્યા હતા એ વખતે અંગ્રેજોનો અમલ એટલે પશ્ચિમની કલા અને સંસ્કૃતિનો વેગ ધસમસતો હતો શિક્ષિત ભારતીય માનસ આ વિલાયતી સંસ્કૃતિ માટે તલસતું હતું, પરંતુ હાવેલ પ્રામાણિક અને સાચા કલાકાર હતા. ખોટા મૂલ્યોની એમને

ખબર હતી. એટલે એમણે ભારતીય કલાના પુનરુત્થાન માટે દેશનું લક્ષ ખેંચ્યું. હવે હાવેલ મદ્રાસથી કલકત્તા આવ્યા અને સરકારી ચિત્રશાળાના આચાર્ય થયા. અહીંથી જ એમણે ભારતીય કલાના પુનરુત્થાનનો પુરુષાર્થ આરંભ્યો, તે છેક માંદા પડીને હિન્દુસ્તાન છોડયું ત્યાં સુધી અખંડિત રહ્યો. દેશના કલાજીવનમાં ગ્રામકલાની સાચે પદે એમણે પ્રતિષ્ઠા કરી. પોતાની ચિત્રશાળામાં હાથવણાટનો નવો વિભાગ શરૂ કર્યો. દેશના ખૂણે ખૂણેથી ગ્રામકલા અને ગૃહઉદ્યોગના જાણકારોને વીણીવીણીને તેડાવ્યા. પરંપરાગત કલાકાર લાલા ઇશ્વિરીપ્રસાદને ઉત્તરમાંથી લઇ આવ્યા. ચિત્રશાળાના સંગ્રહસ્થાનમાં અને કાયમી પ્રદર્શનમાં પશ્ચિમનાં જાણીતાં ચિત્રોની નકલોનો પાર નહોતો. હાવેલે આ નકલો ખસેડાવી લીધી. એને ઠેકાણે મોગલ, રાજપૂત અને બીજા હિંદી સંપ્રદાયનાં નાનાં નાનાં મૌલિક ચિત્રો મુકાવ્યાં. એમના આ કાર્યથી એ વખતનો કહેવાતો સંસ્કૃતવર્ગ ચોંકી ઊઠ્યો. આટલું હોવા છતાં હાવેલ ભારતીય કલાનું પુનરુત્થાન કરી ન શક્યા. એ કાર્ય કર્યું શ્રી અવનીન્દ્રનાથ ટાગોરે. અવનીન્દ્રનાથની અપૂર્વ પ્રતિભાએ પશ્ચિમ અને પૂર્વની કલાના શાસ્ત્રીય સંવાદમાંથી એક અભિનવ શૈલી નિપજાવી. યુરોપમાં કલાને નામે પ્રકાશ અને છાયાના ક્ષેત્રમાં કલાનો જુગાર રમાતો હતો. તે વખતે એ પરંપરિત કબંધમાંથી છૂટીને અવનીન્દ્રનાથે સર્જક કલાનો મુક્ત આદર્શ સિદ્ધ કર્યો એ ભારતીય કલાકારને માટે નાનીસૂની સિદ્ધિ નહોતી.

અવનીન્દ્રનાથ અને નંદલાલનો સમાગમ એ પણ આધુનિક ભારતીય કલાના ઇતિહાસમાં એક મહત્ત્વનો પ્રસંગ છે. ઇ. સ. ૧૯૦૫માં કલકત્તાની સરકારી ચિત્રશાળામાં અવનીન્દ્રનાથ પોતાના ઓરડામાં બેઠા છે. એક ઓળખીતા માણસે આવીને

નંદલાલને અવનીન્દ્રનાથ પાસે ધર્યો. " મહાશય, કૃપા કરીને આ વિદ્યાર્થીને તમારે શીખવવા પડશે." અવનીન્દ્રનાથે ઊંચું જોયું પાતળો જુવાન, વાંકડિયા વાળ અને લીસો ઘેરો રંગ એની આંખોમાં પ્રતિભાનો ચમકારો હતો. ચહેરા પર આત્મવિશ્વાસના આભા હતી. હાથમાં કાગળિયા લઈ ને ઊભો હતો. પહેલો જ સવાલ ઉઝ્કેરે એવો હતો. ' નિશાળેથી સીધા આવો છો?' નંદલાલે સ્વસ્થતાથી કહ્યું 'ના,જી નિશાળમાંથી નહીં, કોલેજમાંથી આવું છું. આ પ્રમાણપત્રો પણ લાવ્યો છું." અવનીન્દ્રનાથે જોયું તો કાગળોમાં માત્ર પ્રમાણપત્રો નહોતાં. રફાયેલની મેડોનાનુ ચિત્ર હતુ. ગ્રીક આર્ટસ પ્રતિમાઓની નકલો હતી પોતાના મૌલિક રેખાંકનો હતા, અવનીન્દ્રનાથ નંદલાલને હાવેલ પાસે લઈ ગયા. હાવેલને નંદબાબુનાં પોતાનાં રેખાચિત્રો બહુ ગમ્યા, એમાંય ' મહાશ્વેતા 'નું ચિત્ર જોઈને એમનું દિલ ઠર્યું. નંદલાલ ચિત્રશાળાના વિદ્યાર્થી બન્યા.

અવનીન્દ્રનાથના વર્ગમાં જેને સામાન્ય રીતે ભણતર કહીએ એવું કશું નહોતું. ગુરુશિષ્યનો સ્વાભાવિક મુક્ત સંબંધ અને સમાગમ હતો એનું બીજું હતું શિષ્યનું સમર્પણ. પરિણામ હતું ગુરુનો અપાર પ્રેમ. એમાંથી જીવન પાંગરતું હતું. ઇતિહાસ અને પુરાણો પર વાર્તાલાપ થતો હતો. આ વિષયમાંથી પ્રેરણા લઈને નંદલાલે કેટલાક મશહૂર ચિત્રો કર્યાં છે. પક્ષીને પોતાની બાથમાં લઈને ઊભેલો સિદ્ધાર્થ, દશરથનું

જ રહેવા દીધું. આ ચિત્ર શણગારાત્મક શૈલીમાં હતું. હાવેલને ભારતીય કલાના આ સ્વરૂપની સમજ હતી. એમાં નંદલાલની પ્રતિભા નવો ચમત્કાર બનાવશે એ ભવિષ્યની એમણે પહેલી વાર આગાહી કરી.

આ ચિત્રશાળાની એકવાર ભગિની નિવેદિતાએ આચાર્ય જગદીશચંદ્ર બસુ સાથે મુલાકાત લીધી. નંદલાલના ચિત્રોનું ભગિનીએ કડક વિવેચન કર્યું. પરંતુ એ ચિત્રોએ નિવેદિતાના ચિત્ત ઉપર ઊંડી અસર કરી. એમણે નંદલાલને સ્નેહપૂર્વક પોતાને ઘેર બોલાવ્યા. ત્યારપછી તો બન્ને વચ્ચે અતૂટ મિત્રતા બંધાઇ. ભગિની નિવેદિતાએ ભારતની વિવિધ સ્વરૂપે સેવા કરી છે. તેમાં ભારતીય કલાના પુનરુત્થાનના પુરુષાર્થમાં એમનો હિસ્સો નાનોસૂનો નથી. ભગિની નિવેદિતા દેવલોક પામ્યાં ત્યારે નંદલાલે કહ્યું : "એમની વિશુદ્ધિ અને બળ મારે માટે જેટલાં અસરકારક હતાં તેથી વધુ આશ્વાસન હું એમની કરુણામાંથી મેળવતો હતો. રામકૃષ્ણ-વિવેકાનંદ ભણી મને દોરનાર એ જ મારાં મિત્ર દેવતા હતા."

ચિત્રશાળામાં નંદલાલે પાંચ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કર્યો ત્યારે એ જ સંસ્થામાં કામ કરવાની એમને દરખાસ્ત કરવામાં આવી. આ દરખાસ્ત એમણે ન સ્વીકારી. સ્વેચ્છાથી એમણે ટાગોર કુટુંબના કલાસંગ્રહને વ્યવસ્થિત કરવાનું કામ સ્વીકાર્યું. અવનીન્દ્રનાથને માટે કેટલાંક જૂનાં ચિત્રોની નકલો કરી અને એક અદ્યતન યાદી પણ તૈયાર કરી દીધી. ગુરુની પાસે હંમેશાં રહેવાનું મળ્યું એટલે નંદલાલને પોતાની અભિલાષા ફળતી થતી લાગી. જિજ્ઞાસાનું જીવન પણ પલ્લવિત થવા માંડ્યું. આ જ સમયે ભારતીય કલાના પુનરુત્થાનની એક જોરદાર પ્રવૃત્તિ અસ્તિ-

નદલાનને અવનીન્દ્રનાથ પાસે ધર્યા "મહાશય, કૃપા કરીને આ વિદ્યાર્થીને તમારે સ્વીકારવા પડશે" અવનીન્દ્રનાથે ઊંચુ જોયુ પાતળો જુવાન, વાંકિયા વાળ અને લીસો ઘેરો રંગ એની આંખોમાં પ્રતિભાનો ચમકારો હતો ચહેરા પર આત્મવિશ્વાસનો આભા હતી હાથના ભાગળિયા લઈને ઊભો હતો પહેરો જ સમાન ઉશ્કેરે એનો હતો નિશાળેથી સીધા આવો છો ?' નદનાને સ્વસ્થતાથી ચું ના જી નિશાળમાથી નહી, ઓગ્જેજમાંથી આવુ છુ આ પ્રમાણપત્રો પણ લાવ્યો છુ' અવનીન્દ્રનાથે જોયુ તો કાગળોમા માન પ્રમાણપત્રો નહોતા. રફાયેલની મેડોનાનુ ચિત્ર હતુ ગ્રીક આરસ પ્રતિમાઓની નમ્નો હતી પોતાના મૌલિક રેખાચ્નો હતા, અવનીન્દ્રનાથ નદનાનને હાવેલ પાસે લઈ ગયા હાવેલને નદલાલના પોતાનાં રેખાચિત્રો બહુ ગમ્યા એમય 'મહાશ્વેતા'નુ ચિત્ર જોઈને એમનુ હૈયુ ઠર્યુ નદલાલ ચિત્રશાળાના વિદ્યાર્થી બન્યા

અવનીન્દ્રનાથના વર્ગમા જેને સામાન્ય રીતે ભણતર કહીએ તેવુ કશુ નહોતુ ગુરુશિષ્યનો સ્વાભાવિક મુક્ત સબધ અને સમાગમ હતો એનુ બીજ હતુ શિષ્યનુ સમર્પણ પરિણામ હતુ ગુરુનો અપાર પ્રેમ એમાથી જીવન પાગરતુ હતુ ઇતિહાસ અને પુરાણો પર વાર્તાલાપ થતો હતો આ વિષયમાથી પ્રેરણા લઇને નદલાલે કેટલાક મશહૂર ચિત્રો કર્યાં છે પછીને પોતાની બાથમા લઈને ઊભેલો સિદ્ધાર્થ, દશરથનુ મૃત્યુ, 'કાલી, મનસામા કૃષ્ણ, શિવનાન શિવસની, ભીષ્મપ્રતિજ્ઞા ગાધારી, ધનરાષ્ટ્ર અને સજય એમાથી બહુ જ જાણીતા છે. સિદ્ધાર્થના ચિત્રની કલ્પનાની મૌલિકતા મુગ્ધકારી છે અવનીન્દ્રનાથની ઇચ્છા આ ચિત્રમા શરીરશાસ્ત્રની દૃષ્ટિએ કઈક સુધારો કરવાની હતી પરતુ હાવેલે ના પાડી ચિત્ર જેવુ હતુ તેવુ

જ રહેવા દીધું. આ ચિત્ર શણગારાત્મક શૈલીમાં હતું. હાવેલને ભારતીય કલાના આ સ્વરૂપની સમજ હતી. એમાં નંદલાલની પ્રતિભા નવો ચમત્કાર બતાવશે એ ભવિષ્યની એમણે પહેલી વાર આગાહી કરી.

આ ચિત્રશાળાની એકવાર ભગિની નિવેદિતાએ આચાર્ય જગદીશચંદ્ર બસુ સાથે મુલાકાત લીધી. નંદલાલના ચિત્રોનું ભગિનીએ કડક વિવેચન કર્યું. પરંતુ એ ચિત્રોએ નિવેદિતાના ચિત્ત ઉપર ઊંડી અસર કરી. એમણે નંદલાલને સ્નેહપૂર્વક પોતાને ઘેર બોલાવ્યા. ત્યારપછી તો બન્ને વચ્ચે અતૂટ મિત્રતા બંધાઇ. ભગિની નિવેદિતાએ ભારતની વિવિધ સ્વરૂપે સેવા કરી છે. તેમાં ભારતીય કલાના પુનરુત્થાનના પુરુષાર્થમાં એમનો હિસ્સો નાનોસૂનો નથી. ભગિની નિવેદિતા દેવલોક પામ્યાં ત્યારે નંદલાલે કહ્યું : "એમની વિશુદ્ધિ અને બળ મારે માટે જેટલાં અસરકારક હતાં તેથી વધુ આશ્વાસન હું એમની કરુણામાંથી મેળવતો હતો. રામકૃષ્ણ-વિવેકાનંદ ભણી મને દોરનાર એ જ મારાં મિત્ર દેવતા હતા."

ચિત્રશાળામાં નંદલાલે પાંચ વર્ષનો અભ્યાસક્રમ પૂરો કર્યો ત્યારે એ જ સંસ્થામાં કામ કરવાની એમને દરખાસ્ત કરવામાં આવી. આ દરખાસ્ત એમણે ન સ્વીકારી. સ્વેચ્છાથી એમણે ટાગોર કુટુંબના કલાસંગ્રહને વ્યવસ્થિત કરવાનું કામ સ્વીકાર્યું. અવનીન્દ્રનાથને માટે કેટલાંક જૂનાં ચિત્રોની નકલો કરી અને એક અદ્યતન યાદી પણ તૈયાર કરી દીધી. ગુરુની પાસે હંમેશાં રહેવાનું મળ્યું એટલે નંદલાલને પોતાની અભિલાષા કૃતાર્થ થતી લાગી. જિજ્ઞાસાનું ઉપવન પણ પલ્લવિત થવા માંડ્યું. આ જ સમયે ભારતીય કલાના પુનરુત્થાનની એક જોરદાર પ્રવૃત્તિ અસ્તિ-

ત્યમાં આવી અવનીન્દ્રનાથને કેન્દ્ર બનાવીને એમની આસપાસ નંદલાલ બોઝ, અસિતકુમાર હલદર, સુરેન્દ્રનાથ ગાંગુલી, સમરેન્દ્ર-નાથ ગુપ્તા, ક્ષિતીન્દ્રનાથ મજમુદાર, સુરેન્દ્રનાથ કાર, કે. વેંકટપ્પા, હકીમ મહમદ ખાન, શૈલેન્દ્રનાથ દે અને દુર્ગેશ સિંહાનું એક તેજસ્વી વૃંદ એકત્ર થયું. આદર્શની એકતા, સર્જનની ઝંખના અને ભારતીય કલા પ્રત્યેની અનુપમ ભક્તિ—આ ત્રણ હેતુઓના ઐક્યને કારણે આ કલાકારવૃંદની સર્જનપ્રવૃત્તિમાં એકાગ્રતા આવી અને આખી પ્રવૃત્તિએ ભારતીય કલાના પુનરુત્થાનનું દર્શન અને પુરુષાર્થ પ્રાપ્ત કર્યાં. આ નવી પ્રવૃત્તિને હાવેલ ઉપરાંત ગગનેન્દ્રનાથ ટાગોર, ડૉ. આનંદકુમાર સ્વામી અને યોગેન્દ્ર-કુમાર ગાંગુલી તરફથી પણ ઘણી સહાય મળી. જોરાસાંકોમાં આવેલું અવનીન્દ્રનાથનું ઘર એ માત્ર નિર્જીવ ઘર કે ચિત્રશાળા નહોતાં. એ તો ભારતીય કલાના પુનરુત્થાનનું મંગલતીર્થ હતું. અહીંથી જ એ ઝરણું જન્મ્યું જેણે પાછળથી સરિતાનું પ્રગલ્ભ સ્વરૂપ ધારણ કર્યું.

આ પ્રવૃત્તિને કાયમી સ્વરૂપ આપવા 'ઈન્ડીયન સોસાયટી ઓફ ઓરીએન્ટલ આર્ટ'ની સ્થાપના થઈ અને નંદલાલ બોઝ એની સાથે સંકળાયા. આ સોસાયટીને આશ્રયે યોજાયેલા ભારતીય કલાના પ્રદર્શનમાં નંદલાલનું પહેલું ચિત્ર "શિવ સતી' પાંચસો રૂપિયામાં વેચાયું. આમાંથી શ્રદ્ધા મેળવીને નંદલાલે ઉત્તર હિંદની અને શ્રી ઓ. સી. ગાંગુલી સાથે દક્ષિણ હિંદની કલાયાત્રા કરી. નંદલાલના જીવનમાં આ કલાયાત્રાએ મોટો ભાગ ભજવ્યો. દેશના ઉત્તર અને દક્ષિણ વિભાગના કલાના ખજાનાએ નંદલાલના ચિત્ર ઉપર સ્થાયી મુદ્રા મૂકી. ભારતીય કલાની એમની સર્જદૃષ્ટિને આમાંથી જ ભારતની સાંસ્કૃતિક એકતાના દર્શન થયાં.

' ' 'અજંતાની ગુફાઓની જાણ દુનિયાને પહેલી વાર ઈ. સ. ૧૮૧૯માં થઈ. ૧૮૨૯માં રૉયલ એશિયાટિક સોસાયટીના *ટ્રાન્ઝેકશન્સમાં એનું વર્ણન પ્રગટ થયું. ૧૮૪૪માં સોસાયટીએ* ઈસ્ટ ઈન્ડિયા કંપનીએ આ ગુફાઓનાં ચિત્રોનાં સંરક્ષણ અને સાચવણી માટે અપીલ કરી. આને પરિણામે મદ્રાસના લશ્કરમાંથી મેજર ગિલ નામના અંગ્રેજ કલાદર્શી અજંતાની ગુફાઓનાં ચિત્રોની નકલ કરવા માટે નિમાયા. એમણે ૧૮૫૭ના બળવા સુધી ભક્તિપૂર્વક આ કામ કર્યું અને લગભગ ત્રીસ નકલો ઈસ્ટ ઈન્ડિયા કંપનીના લંડનના મ્યુઝિયમમાં મોકલી. ૧૮૭૫માં હિંદની સરકારે વાર્ષિક મદદ મંજૂર કરી. અને શ્રી. જૉન ગ્રિફિથે મુંબઈની ચિત્રશાળાના વિદ્યાર્થીઓના સહકારથી અજંતાનાં બધાં જ ફ્રેસ્કોની નકલો ઉતારી. આ નકલો લંડનના સાઉથ કેન્સીંગ્ટન મ્યુઝિયમમાં મોકલવામાં આવી. પરંતુ ૧૮૮૫ની બારમી જૂને લાગેલી ભયંકર આગમાં ૧૨૫ નકલોમાંથી, ૮૭ નકલો નાશ પામી.

' 'લગભગ' પચ્ચીસ વરસ પછી બ્રિટિશ મ્યુઝિયમવાળા લૉરેન્સ બિનિયન અને ઈન્ડિયા સોસાયટીની પ્રેરણાથી સર વિલમોન્ટ હેરીંગહામનાં પત્ની લેડી હેરીંગહામ અજંતાની ગુફાઓનાં ચિત્રોની નવી નકલો કરવા આવ્યાં. એમની સાથે કેટલાક અંગ્રેજ કલાકારો પણ હતા. ભારતમાં આવીને એમણે રાજા – મહારાજાઓ પાસેથી સારી મદદ મેળવી. પરંતુ અજંતાનાં ચિત્રોની સાચી નકલો કરવા માટે કલાકારો પૂરતા નહોતા. એટલે લેડી હેરીંગહામે ભગિની નિવેદિતા પાસે થોડાક હિંદી કલાકારોને સહાય માટે મોકલવાની માગણી કરી. ભગિની નિવેદિતાએ નંદલાલને વાત કરી અને ઘણું સમજાવ્યા. અવનીન્દ્રનાથની મદદ પણ લીધી પણ નંદબાબુ માન્યા નહીં.

આખરે ભગિનીએ પોતાનો સ્નેહ અધિકાર વાપરીને નંદલાલ બોઝને બીજા ત્રણ કલાકારો શ્રી અસિત હલદર, વેંકટપ્પા અને સમરેન્દ્રનાથ ગુપ્તા સાથે અજન્તા રવાના કરી દીધા. ઈ. સ. ૧૯૧૦માં આ બન્યું. આ કલાનુભવની અતિ ઊંડી છાપ નંદલાલની સર્જકપ્રતિભા પર પડી.

ઈ. સ. ૧૯૧૩માં નંદલાલને અવનીન્દ્રનાથ સાથે એક ચર્ચા થઈ હતી આ ચર્ચા જાહેરમાં નથી આવી. ચર્ચાનો મુદ્દો એ હતો કે કલા સમગ્ર પ્રજા માટે છે કે પ્રજાના કોઈ શિક્ષિત કે સંસ્કારી એવા ખાસ વર્ગ માટે છે? આ વખતે નંદલાલ બાનીપુર ગામના પોતાના ઘરમાં રહેતા હતા. એ વખતે એમણે પટચિત્રો કરીને ચાર ચાર આનાની કિંમતે શણની મિલના મજૂરોને વેચવા માંડયા. એક દાણાવાળાની દુકાને આ ચિત્રો મુકાતાં. કારીગરો દિવસ • દરમિયાન એ ખરીદતા. સાંજે આવીને નંદલાલ દુકાનદાર પાસેથી પૈસા લઈ જતા. આ વાત અવનીન્દ્રનાથના જાણવામાં આવી. એમણે બધાં જ ચિત્રો ખરીદી લઈને નંદલાલની એ પ્રવૃત્તિ બંધ કરાવી. આ જ સમયમાં બાનીપુરથી રોજ કલકત્તા આવીને સર-જગદીશચંદ્ર બસુના વિજ્ઞાનમંદિરનાં ભીંતચિત્રો એમણે પૂરાં કર્યાં.

એ વખતના બંગાળના ગવર્નર લોર્ડ કારમાઇકલ ભારતીય કલાના ચાહક હતા. કલકત્તાની સોસાયટી મારફત યુરોપમાં અને ઇંગ્લાંડમાં 'બંગાલ શૈલી' નાં ચિત્રોનું પ્રદર્શન યોજવાની એમની તીવ્ર ઈચ્છા હતી. એમણે એ જ સોસાયટી દ્વારા થોડાક ચિત્રો એકઠાં કરીને વિલાયત મોકલ્યાં. પ્રથમ વિશ્વયુદ્ધનો આ વખત હતો. અકસ્માત એવો બન્યો કે ભૂમધ્ય સમુદ્રમાં ચિત્રો લઈને જતા આ વહાણને દુશ્મનોની ડબ્બક કિસ્તીએ ડુબાડયું. બધાં જ ચિત્રો ગયાં. આમાં નંદલાલનાં

મશહૂર ચિત્રો 'સતીની તપશ્ચર્યા' અને 'પૌષપર્વણ' પણ જલસમાધિ પામ્યાં. નંદલાલની સંવેદનશીલતાને ઊંડો આઘાત થયો. ચિત્રો પ્રત્યેનો એમનો પ્રેમ બાળકો ભણીના પ્રેમ જેવો સ્વાભાવિક અને ઉત્કટ હતો. જેટલી એમની મમતા અગાધ હતી, તેટલું જ એમને ઊંડું દુ:ખ થયું. આ ચિત્રોમાંથી 'પૌષપર્વણ' કલકત્તાના 'પ્રવાસી' માસિકમાં અને 'સતીની તપશ્ચર્યા' ભગિની નિવેદિતાના સ્મારકગ્રંથમાં પ્રસિદ્ધ થયેલાં.

રવીન્દ્રનાથ ટાગોરનું અર્પણ ભારતીય કલાના પુનરુત્થાનમાં જેવું તેવું નથી. અવનીન્દ્રનાથનાં કલાકેન્દ્રમાં રવીન્દ્રનાથને ઊંડો રસ હતો. અસિતકુમાર હલધર, સુરેન્દ્રનાથ કાર અને મુકુલચંદ્ર દે શાંતિનિકેતનમાં જોડાયા હતા. રવીન્દ્રનાથની ઘણી ઈચ્છા હતી કે નંદલાલ એક વખત શાંતિનિકેતન આવે. નંદબાબુ ઈ. સ. ૧૯૧૫માં પહેલીવાર ગુરુદેવના નિમંત્રણથી શાંતિનિકેતન ગયા. કવિવરે કલાકારનું શાંતિનિકેતનની આમ્રકુંજમાં પરંપરાગત સન્માન કર્યું. નંદબાબુ વિશે લખેલું વિશિષ્ટ કાવ્ય એમણે એ સમારંભમાં વાંચ્યું અને અર્પણ કર્યું. આ કાવ્ય વિશે એક વિલક્ષણ ઘટના જાણીતી છે. શાંતિનિકેતન આવવા માટે હાવરા સ્ટેશને નંદલાલ અને સુરેન્દ્રનાથ કાર મુકુલ દેની વાટ જોઈને ગેસની બત્તી હેઠળ ઊભા હતા. મુકુલ આવ્યા. નંદલાલે હસીને કહ્યું : "મુકુલ, આ એક નમ્ર ભેટ લે. આ કાળી જાપાનીસ શાહી ઓકાકુરાએ મને આપી છે. તું વાપરજે." અને ત્રણે જણા સાથે શાંતિનિકેતન ગયા. ત્યાં રવીન્દ્રનાથે મુકુલ પાસે નંદલાલ વિશે કાવ્ય લખવા માટે સારો કાગળ અને શાહી માગ્યાં. મુકુલે સુંદર ચાઈનીઝ મોટો કાગળ અને પેલી ઓકાકુરાવાળી કાળી શાહી ગુરુદેવને આપ્યાં. સમારંભ પૂરો થયો. દિવસ આથમ્યો ત્યારે પેલા કાવ્યના અક્ષરો અતિ ઝાંખા થઈ ગયા. નંદલાલે

મુકુલને પૂછ્યું : 'ગુરુદેવે આ કાવ્ય લખવા માટે કઈ શાહી વાપરી છે?' મુકુલે કહ્યું : 'કેમ, પેલી ઓકાકુરાવાળી! કેમ, પેલી ઓકાકુરાવાળી! તમે મને ભેટ આપી હતી તે જ!' નન્દલાલ હસી પડ્યા. બોલ્યા : 'મુકુલ, એ તો મશ્કરી હતી. ઓકાકુરાએ મને કાળી શાહી આપી છે એ વાત સાચી, પણ મેં તને જે શાહી આપી તે માત્ર હાવરા સ્ટેશને ગેસની બત્તી-માંથી ખરી પડેલો કારબનનો ટુકડો જ માત્ર હતો.' પછી નન્દબાબુના આખા વર્ગમાં આવી કોઈ વસ્તુ માટે 'જાપાનીસ' અલંકાર જાણીતો થઈ પડ્યો. આ મશ્કરીની રવીન્દ્રનાથને જાણ થઈ. ગુરુદેવે સાચી શાહી વડે એથી યે સુંદર કાગળ ઉપર બીજી વાર કાવ્ય લખીને નંદલાલને ભેટ મોકલ્યું.

એ જ વરસમાં નંદલાલ બીજા મિત્રોની સાથે રવીન્દ્ર-નાથની પદ્માને કિનારે આવેલી જાગીરમાં એક મહિનો કવિવર સાથે રહ્યા. આ સમય દરમિયાન બધા જો કાગળો પૂરા થઈ જાય એટલાં રેખાંકનો કર્યાં. પદ્માના સૌંદર્યનું નંદલાલને અનોખું આકર્ષણ હતું. એ જ વરસમાં જોરાસાંકોમાં નન્દબાબુએ ટાગોર-કુટુમ્બનાં બાળકોનું શિક્ષકપદ સ્વીકાર્યું. આ કુટુમ્બશાળાનું નામ 'વિચિત્રા.' ૧૯૧૭માં નંદલાલ બીમાર થયા. બીમારીમાંથી ઊઠીને સુરેન્દ્રનાથ કાર અને જાપા-નીસ કલાકાર કાપ્પેો આરાઈસાન સાથે હવાફેર માટે પુરી ગયા. આ જ વખતે એમણે પોતાની મનમાનીતી કોણાર્કની કલા-યાત્રા કરી.

વિશ્વભારતીની સ્થાપના ઈ. સ. ૧૯૧૮માં થઈ. પરંતુ એને વ્યવસ્થિત થતાં થોડાક મહિના લાગ્યા. ૧૯૧૯નો જુલા-ઈમાં જોરાસાંકોમાં પોતાની નિશાળ 'વિચિત્રા'માં નંદબાબુ કામમાં મગ્ન હતા. ત્યાં પાછળથી કોઈએ ખભા પર હાથ મૂક્યો. નંદ-

લાવે ચોડીને જોયુ તો પાછળ કવિવર હસતા ઊભા હતા ગુરુ દેવે અતિશય વહાલથી કહ્યુ 'નદ, તારે હવે શાંતિનિકેતન આવવુ જોઈએ, આની આનાને કોણ ન રી શકે ? નદલાલ ૧૯૧૭ના સપ્ટેમ્બરમા વિશ્વભારતીમા જોડાયા થોડા- મહિના પછી અવનીન્દ્રનાથના આગ્રહને વશ થઈને કલકત્તા જવુ પડ્યુ. પરંતુ રવીન્દ્રનાથનો પ્રેમ અને વિશ્વભારતીની મમતા એમને પાછા શાંતિનિકેતન ખેચી લાવ્યા ત્યારથી નદલાલ ખરેખર શાંતિનિકેતનના થયા તે આજ સુધી છે

ગાધીજીના અસહકારનો આ સમય હતો આખા દેશમા લોકજાગૃતિ તીવ્ર બની હતી દેશભક્તિની ભરતીથી હિંદના જુવાનોના હૃદય નવો ઉન્મેશ અનુભવતા હતા નદલાલનુ મન પણ ચકડોળે ચડ્યુ હતુ બરાબર આજ વખતે એમને બાગની ગુફાઓની યાત્રા કરવાનુ થયુ નદબાબુના હિંડોળે ચડેલા મનને અહી જ પાછી કઈક શાંતિ મળી બાગની ગુફાઓના આ અનુભવને નદલાલે પોતાની એક નોધમા 'ગહન અનુભૂતિનો સમય' નુ બિરુદ આપ્યુ છે

શાંતિનિકેતનના કલાભવનના મુખ્ય હોલમા હિંદુસ્તાનનો એક નકશો છે એમા દેશના જે જે ભાગમાથી વિદ્યાર્થીઓ કલાભવનમા શિક્ષણ લેવા આવ્યા છે ત્યા ત્યા નિશાની કરી છે આજે આખો નકશો આવી નિશાનીઓમાથી ભરાઈ ગયો છે પૃથ્વીના નકશામા પણ આવી કેટલીક નિશાનીઓ થઈ છે કલાભવનની શિક્ષણપદ્ધતિ વિષે નદબાબુએ એક વખત કહ્યુ હતુ કે 'અહીઆ આરભથી જ વિદ્યાર્થીને મૌલિક રેખાકતો અને ચિત્રો તરફ વાળવામા આવે છે પછી ધીરે ધીરે એમને જુદી જુદી વિકાસ દશામા જરૂર પ્રમાણે જુદી જુદી ટેકનીક-પદ્ધતિ તરફ દોરવામા આવે છે કલા-

ભવનનો આખો અભ્યાસક્રમ પાંચ વરસમાં વહેંચાયેલો છે. નંદબાબુએ ટેકનીકનાં ૭ સ્વરૂપો ગણ્યાં છે. ૭ યે સ્વરૂપનું મહત્ત્વ સરખું ગણ્યું છે:

૧. કોઈપણ ચિત્ર અથવા વિષયનું આંખે જોયેલું વફાદાર આલેખન.

૨. વિષયનો અનેક દૃષ્ટિબિંદુથી અભ્યાસ. આ અભ્યાસ એટલો સમગ્ર હોવો જોઈએ કે વસ્તુની ગેરહાજરીમાં આધારે એનું સંપૂર્ણ આલેખન કરી શકાય.

સમૂહજીવનમાં એમણે સહજીવનની એક એવી અભિનવ પરિપાટી નીપજાવી હતી કે કલાભવનના વિદ્યાર્થીને મન નંદલાલ ગુરુ, મિત્ર અને માબાપ સર્વસ્વ હતા. શાંતિનિકેતનનાં બધાં ભીંતચિત્રો, વડોદરાના કીર્તિમંદિરનાં ભીંતચિત્રો અને દેશના ઘણાં ફ્રેસ્કોમાં પોતાના શિષ્યોનો સહકાર લઈને નંદલાલે એમને અભ્યાસનાં નવાં સ્વરૂપો શીખવાની અમૂલ્ય તકો આપી છે. સારનાથના મૂલગંધકુટી વિહારમાં ભીંતચિત્રો કરવાની નંદબાબુને અંતરેચ્છા હતી. પણ કલાકાર બુદ્ધધર્મી હોવા જ જોઈએ એ મર્યાદાને કારણે એ કાર્ય એમણે ન સ્વીકાર્યું બેલુરના રામકૃષ્ણ મંદિરનાં ભીંતચિત્રોનું કામ મનોરથ હોવા છતાં નબળી તબિયતને કારણે ન થયું.,

૧૯૨૪માં નંદબાબુએ રવીન્દ્રનાથ સાથે ચાર માસની ચીન, જાપાન, મલાયા અને બર્માની યાત્રા કરી દસ વરસ પછી ટાગોર લંકા ગયા ત્યારે પણ નંદબાબુ સાથે હતા નંદલાલને ગાંધીજી જાણતા હતા. પણ એમના નિકટના સંબંધમાં તો એઓ લખનૌ કોંગ્રેસ વખતે આવ્યા. લખનૌ કોંગ્રેસની સમગ્ર કલારચના નંદલાલને સોંપાઈ. આ રચનામાં નંદલાલે ભારતીય સંસ્કૃતિને એવી ઉપસાવી કે ત્યાર પછીનાં વરસોમાં ફૈઝપુર અને હરિપુરામાં ભરાયેલી કોંગ્રેસની તથા પ્રદર્શનની બધી જ કલાવ્યવસ્થા નંદલાલને જ કરવી પડી. જે પ્રદેશમાં કોંગ્રેસ ભરાવાની હોય તે પ્રદેશના અંતરભાગમાં જઈને લોકજીવન અને લોકકલાની પરંપરાનો અભ્યાસ કરવો અને એને ભારતની સમગ્ર સંસ્કૃતિના સ્વરૂપમાં એવી સ્વાભાવિકતાથી ગોઠવી આપવી કે પ્રદેશની વિશિષ્ટતા લુપ્ત ન થાય છતાં ભારતીય સંસ્કૃતિની એકતા અને અખંડિતતાને કશાય આંચ ન આવે. હરિપુરા કોંગ્રેસના કામથી થાકીને નંદબાબુ તીથલને દરિયાકિનારે ગાંધીજી સાથે થોડો આરામ લેવા ગયા હતા. કિનારાની રેતીમાં પોતાનાં પગરખાં કાઢીને

ભવનનો આખો અભ્યાસક્રમ પાંચ વરસમાં વહેંચાયેલો છે નંદબાબુએ ટેકનીકનાં ૭ સ્વરૂપો ગણ્યાં છે. ૭ યે સ્વરૂપનુ મહત્ત્વ સરખુ ગણ્યુ છે :

૧. કોઈપણ ચિત્ર અથવા વિષયનુ આંખે જોયેલું વફાદાર આલેખન.

૨. વિષયનો અનેક દૃષ્ટિબિંદુથી અભ્યાસ. આ અભ્યાસ એટલો સમગ્ર હોવો જોઈએ કે વસ્તુની ગેરહાજરીમાં સ્મૃતિને આધારે એનું સંપૂર્ણ આલેખન કરી શકાય.

૩. વિષયના સમગ્ર અભ્યાસને એવી સ્વાભાવિક રીતે વિકસાવવો જોઈએ કે સ્થૂલ વસ્તુવિષયની પાછળ જે એનું અંતરરૂપ છે તેનુ પણ દર્શન સ્પષ્ટ થઈ શકે.

૪. પ્રકાશ અને છાયાનો અભ્યાસ એવી રીતે થવો જોઈએ કે સ્થૂળના આલેખનને પણ સપ્રમાણતાથી વિસ્તારીને એક સમગ્ર સ્વરૂપ પ્રગટ કરવુ જોઈએ..

૫. માનવશરીરશાસ્ત્રનો વિસ્તૃત અભ્યાસ.

૬. રંગોનુ અનુશીલન એવી રીતે થવુ જોઈએ કે રંગોના સંવાદી મિશ્રણથી એની સાચી શક્તિ, ગહનતા અને રહસ્ય પ્રગટ કરીને કલાકાર પોતાનો અભિલાષ પૂર્ણ કરી શકે.

કલા ત્રણ વસ્તુઓ પર આધાર રાખે છે: પરંપરા, પ્રકૃતિ અને મૌલિકતા. ચિત્રોના પણ ત્રણ વિભાગ થઈ શકે : વાસ્તવિક, શણગારાત્મક ( ડેકોરેટિવ ) અને પરંપરાગત. એક બનારસી સાડીની કિનાર પર ગ્રામોફોનનું ચિત્ર જોઈને નંદબાબુ બૂમ પાડી ઊઠયા હતા કે અહી તો પરંપરાગત શંખ, વેલ કે પુષ્પનું ચિત્ર જોઈએ. નંદલાલ સર્વદા ગુરુ–શિષ્યના જીવંત અંગત સંબંધો બાંધતા; અને એનો બંન્નેના વિકાસમાં વિનિયોગ કરતા. કલાના અર્જનથી માંડીને અંગત અને

સમૃદ્ધજીવનમાં એમણે સહજીવનની એક એવી અભિનવ પરિપાટી નીપજાવી હતી કે કલાભવનના વિદ્યાર્થીને મન નંદલાલ ગુરુ, મિત્ર અને માબાપ સર્વસ્વ હતા. શાંતિનિકેતનના બધા ભીંતચિત્રો, વડોદરાના કીર્તિમંદિરના ભીંતચિત્રો અને દેશના ઘણા કેન્દ્રોમાં પોતાના શિષ્યોનો સહકાર લઈને નંદલાલે એમને અભ્યાસના નવા સ્વરૂપો શીખવાની અમૂલ્ય તકો આપી છે. નાગનાથના મૃગદધકુટી વિહારમાં ભીંતચિત્રો કરવાની નંદબાબુને અંતરે ઝંખના હતી. પણ કલાકાર શુદ્ધધર્મી તેના જ જોઈએ એ મર્યાદાને કારણે એ કાર્ય એમણે ન સ્વીકાર્યું. બેલુરના રામકૃષ્ણ મંદિરના ભીંતચિત્રોનું કામ મનોરથ હોવા છતાં નગગી તબિયતને લીધે ન થયું.

૧૯૨૪માં નંદબાબુએ ટાગોર સાથે ચાર માસની ચીન, જાપાન, મલાયા અને બર્માની યાત્રા કરી. દસ વરસ પછી ટાગોર લંકા ગયા ત્યારે પણ નંદબાબુ સાથે હતા. નંદબાબુને ગાંધીજી જાણતા હતા. પણ એમના નિકટના સંબંધમાં તો એઓ લખનૌ કોંગ્રેસ વખતે આવ્યા. લખનૌ કોંગ્રેસની સમગ્ર કલારચના નંદલાલને સોંપાઈ. આ રચનામાં નંદલાલે ભારતીય સંસ્કૃતિને એવી ઉપસાવી કે ત્યાર પછીના વર્ષોમાં ફૈઝપુર અને હરિપુરામાં ભરાયેલી કોંગ્રેસની તથા પ્રદર્શનની બધી જ કલાવ્યવસ્થા નંદબાબુને જ કરવી પડી. જે પ્રદેશમાં કોંગ્રેસ ભરાવાની હોય તે પ્રદેશના અંતર્ભાગમાં જઈને લોકજીવન અને લોકકલાની પરંપરાનો અભ્યાસ કરવો અને એને ભારતની સમગ્ર સંસ્કૃતિના સ્વરૂપમાં એવી સ્વાભાવિકતાથી ગોઠવી આપવી કે પ્રદેશની વિશિષ્ટતા લુપ્ત ન થાય છતાં ભારતીય સંસ્કૃતિની એકતા અને અખંડિતતાને ક્યાંય આંચ ન આવે. હરિપુરા કોંગ્રેસમાં કામથી થાકીને નંદબાબુ તીથલને દરિયાકિનારે ગાંધીજી સાથે થોડો આરામ લેવા ગયા હતા. કિનારાની રેતીમાં પોતાના પગરખાં કાઢીને

દરિયામાં પગ ઝબોળતાં ઝબોળતાં નંદલાલ આગળ નીકળી ગયા પાછળ ગાંધીજી ચાલ્યા. નંદલાલ પોતાની ધૂનમાંથી જાગીને પોતાના પગરખાં શોધતા પાછા આવ્યા ત્યારે આશ્ચર્યમુગ્ધ નજરે જોયું તો ગાંધીજી નંદલાલના પગરખાં સાચવતા ઊભા હતા નંદબાબુના અંતરમાં આનંદ અને વિષાદ બન્ને ઊભરાયા. ત્યારબાદ એમણે ઘણો સમય સુધી પગરખાં જ ન પહેર્યા. 'હરિપુરા પોસ્ટર્સ' તરીકે પ્રકાશેલા કોંગ્રેસમંડપના ચિત્રો નંદલાલનું ગુજરાતને અવિસ્મરણીય અર્પણ રહેશે.

નંદલાલની કલાપ્રતિભા અને અંતરનિષ્ઠામાં ગાંધીજીને અપ્રતિમ શ્રદ્ધા હતી. એનું એક અનુપમ દૃષ્ટાંત છે. કોંગ્રેસ પુરીમાં ભરાવાની હતી. એ વખતે કેટલાક કોંગ્રેસ નેતાઓએ પોતાની શિષ્ટિયુક્ત અને ચોખલિયા બુદ્ધિથી નિર્ણય કર્યો કે પુરી અને કોણાર્કના મંદિરમાં જે નગ્ન મૂર્તિઓ છે તેમને ચણતરમાં અદૃશ્ય કરાવી દેવી. આ નેતાઓએ ગાંધીજીની સંમતિ પણ મેળવી લીધી હતી. ગાંધીજીએ આખરી અનુમતિ આપતા પહેલા નંદલાલની સલાહ લીધી. નંદબાબુએ કહ્યું : "આવું થઈ જ ના શકે. આ તો કેવળ વ્યક્તિગત દૃષ્ટિબિંદુનો સવાલ છે. એનાથી કલાની સનાતનતા અને ઐશ્વર્યનું ખૂન થવા ન દેવાય! માનવ પ્રતિભાનાં આવાં સર્વોત્તમ સર્જનોનો નાશ કરવો એ સૌંદર્યનો વધ કરવા જેવું છે સર્જનનું આવું અપમાન કોઈ સંસ્કૃત દેશમાં કેમ થાય?" આખરે ગાંધીજીએ નંદલાલનો અભિપ્રાય સ્વીકાર્યો અને કોંગ્રેસી નેતાઓની દરખાસ્ત ફગાવી દેવાઈ.

અનેક વખત પોતાની પાસે બેસાડવાના રવીન્દ્રનાથના યત્નને નિષ્ફળ બનાવનાર પાછળની હરોળમાં બેસનારા નંદ-

લાલની વ ત્નાનુ એક અવિસ્મરણીય દૃષ્ટાંત છે ગાંધીજી પોતાની સેવાગ્રામની કુટિરમાં કોઈની કલાકૃતિ રાખતા નહીં. પ્રકૃતિ એમને મન મહાકલા હતી એક દિવસ નંદલાલ સેવાગ્રામ આવીને ગાંધીજીની કુટિરની માટીની ભીંતમાં રેંટિયો ઉપસાવી આપ્યો બાપુ રેંટિયાનું આંતરદર્શન કરીને એવા રાજી થયા, એટલા રાજી થયા કે એમની કુટિરમાં ચુપચુપ આવીને નંદલાલ એક ચિત્ર લટકાવી ગયા તે બાપુએ સ્નેહથી સ્વીકાર્યું અને જતનથી સાચવ્યું આ ચિત્ર તે નંદલાલ બોઝનું મશહૂર ચિત્ર જેમાં બુદ્ધ અપંગ ઘેટાના બચ્ચાને છાતી સરસું ચાંપીને નિભાવે ના યત્નમાં તદ્રુપ છે આ ચિત્રના અર્પણમાં ગાંધીજી પ્રત્યેની નંદલાલની ભક્તિનું અપૂર્વ ચિત્ર ઉપસી આવે છે અને એના જતનમાં ગાંધીજીની અહિંસાનું કાવ્ય પણ સર્જાય છે.

એપ્રિલ, ૧૯૫

## ૩૩

# સ્વરદેવતા

શ્રી નારાયણ શ્રીપાદ રાજહંસ 'બાલગંધર્વ'ના અવસાનથી એક યુગનો અંત આવ્યો છે. મરાઠી રંગભૂમિ અને અભિનયના ઇતિહાસમાં સીમાચિહ્ન બનેલા એક વિભૂતિશીલ કલાકારની વિદાય એ મૃત્યુ કરતાં જીવનની એક મહામોટી ઘટના છે. એક વ્યક્તિ આજન્મ, એકાગ્ર એકનિષ્ઠાભર્યા જીવનતપથી નાદપ્રભુની કેટલી અપૂર્વ ઉપાસના કરી શકે છે, તેનું બાલગંધર્વ એક મૂર્તિમંત દૃષ્ટાંત હતા. પોતાની કલાસિદ્ધિનો અહંકાર એમને કદી અડક્યો નહોતો એવા એઓ જીવનના સાધક હતા. સંગીત એ કલા ઉપરાંત ઉપાસના છે એ વાતની એમને અનુભવગમ્ય શ્રદ્ધા હતી. સંગીત એટલે જ એમને મન સાધ્ય નહીં પણ સાધન હતું. સાધ્ય અને ઉપાસ્યદેવ તો એમના નાદભગવાન હતા.

એમનું અંતિમ દર્શન અને મિલન દસેક વર્ષ પહેલાં વડોદરામાં થયું હતું... વડોદરા કૉલેજના સેન્ટ્રલ હૉલમાં ભરચક શ્રોતાઓની હાજરીમાં એમણે પોતાની કલા વિષે નહિ પણ પોતાના જીવન વિષે એક અપૂર્વ વ્યાખ્યાન આપ્યું હતું. પ્રારંભમાં શ્રોતાઓને કરેલું એમનું સહૃદય સંબોધન "મારાં માબાપ"

એમની સહજ સિદ્ધ વિનમ્રતાનું અદ્ભુત પ્રતીક હતું. આજે લોકોએ અડધી સદી સુધી એમની જીવનકલાને નીરખી નીરખીને, પાળી પોષીને, કદર કરીને, સ્નેહ કરીને જીવતી રાખવામાં અકૃત્રિમ સહાય કરી તેમને "માબાપ" કહીને એમણે પોતાના અંતઃકરણનો ઓશિંગણ ભાવ તો પ્રગટ કર્યો પણ સાથે સાથે જીવન કૃતાર્થતાનું સંગીત પણ એમાંથી નીપજાવ્યું.

એમણે પોતાની કલાની ઉપાસનાની બેત્રણ બહુ જ સૂચક અને સંસ્મરણાત્મક વાતો તે વખતે કહી હતી. એમાં નર્યો નિખાલસતાનો ભાવ હતો અને કેવળ વિનમ્રતા નીતરતી હતી. પહેલી જ વાત એમણે કરી હતી કે સંગીત એમને માટે સાધન હતું, સાધ્ય અને આદર્શ તો નાદબ્રહ્મની ભક્તિ હતી. બીજી વાત એમણે સરસ રીતે મૂકી હતી. એમણે કહ્યું હતું કે ભક્તિની ઉપાસનાના માર્ગમાં સ્ત્રીપાત્રની ભૂમિકાએ એમને અર્પ્યાદિત મદદ કરી હતી. પ્રેમભક્તિની સાધના માટે જે સહજ ઋજુતા અને સુકુમારતા જોઈએ, ગદ્ગદ ભાવનું સાતત્ય જોઈએ, અકૃત્રિમ નિખાલસ વિનમ્રતા જોઈએ, એ બધું એમને આ સ્ત્રીપાત્રની જુદી જુદી ભૂમિકાએ પૂરું પાડ્યું હતું. સર્વથી વધારે અને સર્વથી અદ્ભુત વાત તો એ હતી કે સ્ત્રીપાત્રની ભૂમિકા ભજવતા ભજવતાં સ્ત્રીજીવનનો ભાવસંવેગ એટલો ચિરસ્થાયી થયો હતો કે નાદબ્રહ્મને એ પોતાના પ્રિયતમ સ્વરૂપે ભજતા અને ઉપાસતા. વળી વિલક્ષણ વાત તો એ હતી કે એ ઉપાસનાના જીવનમાં એમને શિરો અને ઉત્કટ આનંદ આવતો. મીરા, કાન્હોપાત્રા અને સખુબાઈ-મુક્તાબાઈ જાણે એમના અંતરની ધરતી ઉપર રળવળતાં. કાન્હોપાત્રાનું પાત્ર ભજવતી વખતે તો ઘણી વખત એઓ એવી એકાગ્ર એકતાની અનુભૂતિ કરતા કે આંખમાંથી

આપમેળે શ્રાવણ ભાદરવો વરસતો જેની એમને ખબર નહોતી પડતી પાત્રની આ સજીવન સહજતાને કારણે જ પ્રેક્ષકોની આંખોમાં પણ ભાવ ભિજાઈને આંસુ બની જતો આ તલ્લીનતા અને એકતાનતા માટે એઓ તદ્દન બેખબર અને અભાન હતા માટે જ એઓ પાત્રના જીવન સાથે તાદાત્મ્ય અનુભવી શકતા અને પ્રગટ પણ કરી શકતા

સૌથી છેલ્લી પણ સૌથી મહત્વની એક વાત એમણે જ્યારે કરી ત્યારે એમનો કંઠ ગદ્ગદ થઈ ગયો હતો અને આંખો અશ્રુજળથી ભરાઈ ગઈ હતી એમણે એટલી સચ્ચાઈના રણકારથી કહ્યુ હતુ કે શબ્દો જીવતા થઈને સાંભળનારના હૃદય સુધી પોતાનો સંસ્પર્શ કરતા ઓને ઓને નિખાલસતા અને નમ્રતા ઝરતી હતી માનતા હતા કે એ ભાવને એમ્પો જીવતા હતા એ કહેવુ મુશ્કેલ હતુ એમણે કહ્યું હતુ કે જ્યારે એઓ પોતાની ભૂમિકા ભજવતા ત્યારે એમની અને એમના પ્રેક્ષકોની વચ્ચે પ્રેમભાવનો સેતુ બંધાઈ જતો, એકવિધ સમાધીનો સ્નેહ ઉભરાતો તે પેના સેતુ પર થઈને પોતાને ભિંજવતો અને એમાંની એમનુ અંતર નવી શક્તિ અને નવી શ્રદ્ધા મેળવતુ, અને એ બધુ ભજવવામાં એવુ એકરસ થઈ જતુ કે પાત્રની ભૂમિકા ભજવાતી કે જીવાતી એ કહેવું મુશ્કેલ થઈ જતુ કોઈ પણ કલાકાર જ્યાં સુધી પોતાની અનુભૂતિ અને ભાવસંવેગ પોતાના ભાવકમાં સહજ સ્વરૂપે સંક્રાંત કરી શકતો નથી ત્યાં સુધી કલા અને જીવન વચ્ચે એકરસ સંવાદિતા નીપજતી નથી એમના જાહેર વ્યાખ્યાન પછી એક નાનાશા મિત્રમિલનમાં પણ અમે નિરાંતથી મળ્યા હતા ત્યાં એમણે પોતાની એક નિષ્ફળતાની વાત પણ નિખાલસતાથી હસતાં હસતાં કહી હતી

પોતાને એમ થયું કે સ્ત્રીપાત્રની ભૂમિકા જીવનભર કરી. હવે પુરુષપાત્રની ભૂમિકા કરી જોઇએ. પણ આખું જીવન સ્ત્રીસહજ સુકોમળતા અને ભાવસ વેગથી જીવ્યા પછી પુરુષપાત્રની કઠોરતા, બેપરવા અને હઠી ક્રૂરતા કેળવીને પુરુષપાત્રમાં જીવવું અતિ મુશ્કેલ હતું. હું પુરુષ તો ખરો જ ને એટલે પુરુષનું અભિમાન આવ્યું ને એવો ઉધામો કરી જોયો. પણ એની કરુણ નિષ્ફળતાથી હું પોતે જ હસીને હારી ગયો.

.. રહિમતખાં જેવા આ પૃથ્વી પરના સ્વરકિન્નરે જાહેરમાં કહેલું કે બાલગંધર્વ જ્યારે તખ્તા પર ગાવા માંડે છે ત્યારે ગંધર્વલોકમાંથી કોઇ દેવ સદેહે આવીને ગાતો હોય એવું લાગે છે. રહિમતખાં પોતે સંગીતકલાના નિષ્ઠાવંત સાધક હતા. એમના કંઠમાં સંગીતની વિભૂતિનું દૈવત ભર્યું હતું. માણસ તરીકે તો એઓ દેવ જેવા હતા. એમણે કેટલા બધા સ્નેહ અને આદરથી બાલગંધર્વની ઉપાસનાને બિરદાવી હતી. આ કદરદાનીમાં બાલગંધર્વની પ્રતિભાને જેમ અંજલી છે તેમ રહિમનખાંની પોતાની પ્રતિભાનું પણ પ્રગટીકરણ છે.

બાલગંધર્વ સ્ત્રીપાત્રની ભૂમિકા કરતાં કરતાં કેટલાં સહજ સ્ત્રીજીવન સાથે એકરસ થઈ ગયા હતા તેનું એક દૃષ્ટાંત સાંભરે છે. એ વખતે ગાંધર્વ નાટક મંડળી વડોદરામાં પોતાનાં નાટકો ભજવતી હતી. મહારાજા સયાજીરાવ તરફથી એ મંડળીને સારો આર્થિક આશ્રય લગભગ વાર્ષિક સાલિયાણારૂપે મળતો હતો. તે સમયમાં ગાયકવાડના લક્ષ્મીવિલાસ રાજમહેલમાં મહારાણી ચિમનાબાઇએ હળદી કંકુનો ઉત્સવ યોજ્યો હતો. એ ઉત્સવમાં બાલગંધર્વ સ્ત્રીવેશે જઈને મહારાણી સાહેબ પાસે પોતાના પતિના નામ વિષે એક રહસ્યમય કાવ્ય પંક્તિ

બોલીને હળદીકંકુ લઈ આવ્યા હતા. આ વાતની કિંતણું સ્ત્રીઓના સમૂહને કે મહારાણી સાહેબ કોઈને પડી ન હતી. આ વિલક્ષણ અને અદ્‌ભુત શક્તિ માટે બાલગંધર્વને મહારાણી સાહેબે વિશેષરૂપે બોલાવીને એમની એ શક્તિ અને સિદ્ધિની કદર કરી હતી. આ પ્રસંગ પોતે જ બાલગંધર્વની સહજ જીવનકલાની સાક્ષી પૂરે છે.

આવા સ્વરદેવતા નાદબ્રહ્મના એકનિષ્ઠ આજન્મ ઉપાસક અને ભક્ત સમા વિનમ્ર બાલગંધર્વ આપણા પ્રણામના અધિકારી હતા.

સપ્ટેમ્બર, ૧૯૬૭

## ૩૪

# સબરંગ

ઉસ્તાદ બડે ગુલામઅલીખાં ત્યારે લકવાના હુમલાને કારણે મુંબઈની જયોર્જ હૉસ્પિટલમાં હતા. પાસે સારવારમાં એમના પુત્ર મુનવ્વરઅલીખાં હતા. એક દિવસ ઉસ્તાદની ખબર પૂછવા હું અને મારો મિત્ર શ્રી બચુભાઈ ધીઆ સવારે હૉસ્પિટલમાં ગયા. સવારમાં માલિશ ચાલતી હતી. લકવાને કારણે શરીરમાં એક પ્રકારની જડતા જણાતી હતી. મુખ પર એની અસર હતી, પણ ઉસ્તાદ બોલી શકતા હતા. અમને જોતાં જ એમની આંખ અને એમનો ચહેરો બન્ને હસી પડ્યાં. અમને કહે કે "મારી કેટલીક દોસ્ત જેવી વહાલી તાનોની કલ્પના કરી કરીને, એમને અંદર હવામાં મૌનમાં લડાવી લડાવીને ગાવાનો આનંદ લૂંટી રહ્યો છું."

સંગીત એમનું જીવન હતું: એમના જીવનમાં સંગીત એવું તો અણુ પરમાણુમાં રસાયેલું હતું કે એમની વાતચીતમાં પણ એનું માર્દવ ઝરતું. પુરુષના દેહમાં જાણે કિન્નરનો કંઠ હતો. ઓરતનું માધુર્ય હતું: સુરીલી સુકુમારતા અને નજા-કત એ એમની પોતાની આગવી અને અનન્ય સિદ્ધિ હતી.

સ્વ. ફૈયાઝખાં સાહેબે 'પ્રેમપ્રિયા'ના નામથી રચેલી ચીજોનાં બંદેશ જેમ સંપૂર્ણ છે અને ભાવમાં નખરાની નમણાશ છે તેની જ રીતે બડે ગુલામઅલીખાં સાહેબે 'સબરંગ'ના નામથી રચેલી ચીજોનાં બંદેશ અને લયલાવણ્ય પણ પોતાની આગવી વિશિષ્ટતાવાળાં છે.

આમ બડે ગુલામઅલીખાં સાહેબનો જન્મ અને ઉછેર પાકિસ્તાનમાં આવેલા પંજાબમાં થયો છે. પરંતુ એમની સંગીન કલાનો વિકાસ તો ભારતમાં જ થયો છે. જાલંધરમાં વર્ષોવર્ષ ભરાતી સંગીતની પરિષદમાં ભાગ લઈને અને લાહોરના ઓલ ઇન્ડીઆ રેડીઓ પરથી સંગીતના સ્મરણીય કાર્યક્રમો આપીને એમણે પોતાની પટિયાલા ઘરાણાની ગાયકીને પ્રસિદ્ધિ આપી હતી. પરંતુ એ ઘરાણાની ગાયકીમાં પણ પોતાની આગવી સુરીલી સરગમની સિદ્ધિ ઉમેરીને બડે ગુલામઅલીખાંએ પોતાની પ્રતિષ્ઠા એક અનન્ય કલાકાર તરીકે રોપી હતી.

સુરીલી ગાયકીમાં એમને સ્વ. અબ્દુલકરીમખાં સાહેબ સાથે સરખાવીએ તો એમાં અતિશયોક્તિ નહીં થાય. કંઠની સુકુમારતા અને ચારુતામાં પણ એમની કોટિ અબ્દુલકરીમખાં સાહેબની સાથે નિઃસંકોચ મૂકી શકાય. મુંબઈમાં 'નૂપુર'માં એમની એક મજલિસમાં એમને સાંભળીને દિલ તરબતર થઈ ગયું હતું. દરબારીના એઓ બેનમૂન ગવૈયા હતા. તે રાત્રે એમણે દરબારી બિહાગ, કેદાર અને વસંતના આલાપ કર્યાં હતા અને ગુર્જરી તોડીની એમની પોતાની બાંધેલી ચીજ ગાઈ હતી. અને "તોરી તિરછી નજરિયા કે બાન" વાળી પોતાની મશહુર ઠુમરીનો રંગ પણ જમાવ્યો હતો. દરબારીના એમના આલાપમાં ધ્યાનસ્થ થવાની અને સાંભળનારને સમાધિનો નશો આપવાની શક્તિ અદ્ભુત હતી. આ આલાપ વખતે ઘૂંટાયેલા

સ્વરમાં જ સરીતી મૃદુતા અને મધુરતા પ્રગટ થતાં તે તો આપણને એવી હૈયાધારણ આપતાં કે જાણે જીવનનાં ગર્ભમાં ભવ્ય લાલિત્ય ગુપ્ત પડ્યું છે. ત્યાં લયનો પ્રસાદ રહે છે. ત્યાં સંવાદિતાના લાવણ્યનું ઘર છે.

કેદારનો તે રાતનો આલાપ સાંભળીને તો મન મોહિત થઈ ગયું હતું. કેદારની સુરાવલિમાં બેચેન અને નિગઢ માણસને જે આશ્વાસન અને ધરપત આપવાની શક્તિ છે એટલી કદાચ બીજા કોઈ રાગમાં નહીં હોય. ગમે તેવા ઊંડા વિષાદમાંથી અને ઉત્કટ ગ્લાનિમાંથી માણસને બહાર આણીને એને જીવનના આંગણામાં વિહરતો મૂકી દેવો એ કેદારની શક્તિની દેન છે. એટલે જ એમની માંદગીમાં પણ ક્યારેક કેદારના આલાપની એકાદ તાન આપોઆપ સહજ ભાવે નીકળી પડતી. આત્મપંખીને જીવનની હૈયાધારણ આપીને આત્મશ્રદ્ધાના અમૃતથી રસી દેવાની સંજીવની કેદાર પામે છે. જેમ સાચો દરબારી ગાનાર, ધ્યાનની ભેટ આપે છે તેમ આત્મરંગથી ગવાયેલો કેદાર, આત્મસખ્યનું વરદાન આપે છે

બિહાગના આલાપમાં સૂના જીવનમાં, એકાન્તમાં આત્મરસ ભરતાની અદ્ભુત ક્ષમતા છે. અને એ, છે પણ એકાન્તનો રાગ. એકાન્તને એવું ઐશ્વર્યવાન બનાવે છે, એકલતાની નહીં પણ એકાકીપણાની શક્તિને એવી તો, એવી તો જીવંત કરી આપે છે કે આ જગતના બાગમાં માનવ એકલો જીવનને હિંડોળે ઝૂલી રહે બિહાગ ખમ્મનીધર રાગ છે. વિહાર કરવાની એની શક્તિ અજબગજબની છે, એના ઊંડાણની અતલતા એકદમ હાથમાં આવતી નથી. એનું મુખડું જો બરાબર બંધાયું તો એ રાગની રમણા એવી તો અનન્ય થાય છે કે એના કિરત ગમકની સરતી ઓટમાં આપણે જાણે સ્નાન કર્યા જ કરીએ.

એ સ્નાનની શુદ્ધિ પછીનો એ મસ્ત આવેલો વસંત તો અવિસ્મરણીય છે. વસંતમાં જીવનના ધબકારાની ચઢ-ઉતરનું સૌન્દર્ય અપૂર્વ છે જીવનના વિલાસની શ્રીને ધારણ કરીને એને બહેલાવવાની શક્તિ એટલી તો અલૌકિક છે કે ગમે તેવા વિરાગીને એક વખત તો સંસારની મોહિનીનો અંતરંગ છોડી આપે

ગુર્જરી તોડીની એ ગાયકીમાં જે સૂરની ખશબો મહેકી રહી તેનો જોટો ભારતીય સંગીતમાં કદાચ નહી મળે. પ્રિયતમ બહાર ગયા છે. પહેલી રાત ગઈ, મધરાત ગઈ અને પ્રભાત પડયું તોય પિયા આવ્યા નથી. અહીં મને જાગતી રાખીને તમે શોકયની સાથે રંગરાગ કરીને જીવન લંટાવો છો ? આમ રાહમાં પણ રાહતનો સ્વાદ શોધતી પ્રિયાના અંતરની જે વ્યથા છે, તે એટલી તો ઉત્કટ છે, અને છે એના કરતાં ખાંસાહેબના કંઠમાંથી એ એવી તો ભેદકરણ બનીને પ્રગટે છે કે જો જરાય સંવેદનશીલ અને સજાગ નાયક હોય તો પછી કોઇ દિવસ પ્રેમનો વિશ્વાસઘાત ન કરે.

ઠુમરી, દાદરા, ટપ્પા અને કવ્વાલીના સંગીતના પ્રકારોમાં મને ઠુમરીનું સ્વરૂ[illegible]
એ સ્વરૂપના સ્વા[illegible]
ઉસ્તાદ બડે ગુલામ અલીખાને સાંભળ્યા પછી એવી લાગણી સ્થિર થઇ છે કે ઠુમરીના સ્વરૂપમાં નખરાંના કેબલને ધારણ કરવાની, પ્રગટ કરવાની અને બહેલાવવાની ઘણી ક્ષમતા છે. પ્રેમનો એક પ્રકાર નાયક નાયિકાની રાહ જોવાની ધીરજ અને આશાને બેચેનીમાંથી રાહત આપવાની ચાહતમાં સમન્વિત છે. એનો બીજો પ્રકાર 'દિલાસણું' 'મનામણાં' છે

ત્રીજા પ્રકારમાં નિમંત્રણનું 'આર્જવ સમાયેલું' છે. પ્રેમના આ ત્રણે પ્રકારોને ઠુમરીનું સ્વરૂપ ખૂબ વાચા આપે છે. બોલ કરતાં સૂર દ્વારા ભાવરૂપ બહેલાવવાનો ઠુમરીનો સ્વભાવ છે. આ ઠુમરીને બડે ગુલામઅલીખાં એવી નાજુક અને નમણી સુરાવલિથી બહેલાવતા કે સાંભળનાર કેવળ સંતોષ નહીં પણ પ્રસન્ન અને પ્રફુલ્લ થઈ જતો.

ઉસ્તાદ બડે ગુલામઅલીખાં વિશે એક મનોહર પ્રસંગ મને સાંભરે છે. એક વખત અચાનક ખાંસાહેબનું રેકોર્ડિંગ મુકાયું, સૂરની હવા બંધાઈ ગઈ. મિત્રોએ પૂછ્યું કે કોણ ગાય છે? મેં સહજ ભાવે તરત જ ઉત્તર આપ્યો કે બનારસવાળી રસૂલનબાઈનો આ ઘૂંટાયેલો કંઠ છે. સૌ હસી પડ્યા. એ સૂરમોહિની તો બડે ગુલામઅલીખાં સાહેબની હતી. ખાંસાહેબનું કંઠનું માર્દવ એસહજ હતું.

એઓ ચોમુખી ગાયકીના કલાકાર હતા. સૂરના કાનૂનના એ કનૈયા હતા. એમની રસભરી લલિતઅંગી સૂરલહરીનો આવિર્ભાવ એમના કંઠમાંથી એવી પરિપૂર્ણતાથી ખીલતો કે એ દેન જન્મગત ને ઈશ્વરી લાગે. સામાન્ય રીતે સારા ગવૈયા પણ બોલ સાફ લેતા નથી. બડે ગુલામઅલીખાં સાહેબમાં બોલ લેવાની સિફત અને સમ પર આવતી વખતે સૂરને સંભાળવાની તમીજ એમનાં પોતાનાં હતાં, અને એ પ્રગાઢ ઘૂંટાયેલા અવાજની સિદ્ધિ વિના સંભવિત નથી. પુરાતન મરહૂદમાં વર્ષો સુધી કલાકોના કલાક સુધી કરેલો રિયાઝ એ એમની એકનિષ્ઠ સાધના હતી. અને સાચે જ એ કલાકાર કરતાં મોટા સાધક હતા.

મહેફિલને અંતે ફૈયાઝખાં સાહેબ હંમેશાં શ્રોતાઓની માફી માગીને કાનની બૂટ પકડીને નમ્રભાવે કહેતા કે ક્યાંક

એ સ્નાનની શુદ્ધિ પછીનાં એમણે-આપેલો વસંત તો અવિસ્મરણીય છે વસંતમા જીવનના ધબકારાની ચઢ-ઉતરનું સૌંદર્ય અપૂર્વ છે જીવનનો વિનાસની શ્રીને ધારણ કરીને એને બહેલાવવાની શક્તિ એટલી તો અલૌકિક છે કે ગમે તેવા વિરાગીને એક વખત તો સંસારની મોહિનીનો અંતરંગ છાંટી આપે

ગુર્જરી તોડીની એ ગાયકીમા જે સૂરની પ્રથમો મહેક રહી તેનો જોટો ભારતીય સંગીતમા કદાચ નહીં મળે પ્રિયતમ બહાર ગયા છે પહેલી રાત ગઈ, મધરાત ગઈ અને પ્રભાત પડયું તોય પિયા આવ્યા નથી અહીં મને જાગતી રાખીને તમે શોકયની સાથે રંગરાગ કરીને જીવન લૂટાવો છો ? આમ રાહમા પણ રાહતનો સ્વાદ શોધતી પ્રિયાના અંતરની જે વ્યથા છે, તે એટલી તો ઉત્કટ છે, અને છે એના કરતા ખાંસાહેબના કંઠમાંથી એ એવી તો સ્નેહકરણ બનીને પ્રગટે છે કે જો જગમ સંવેદનશીલ અને સન્નિષ્ઠ નાયક હોય તો પછી કોઈ દિવસ પ્રેમનો વિશ્વાસઘાત ન કરે । ।ઘ ।

ઠુમરી, દાદરા, ટપ્પા અને કજરીના સંગીતના પ્રકારોમા મને ઠુમરીનું સ્વરૂપ ગમે છે ઠુમરીને જુદા જુદા રાગોની બાંધણીમા જે સ્વરૂપના સ્વામીઓ અબ્દુલ કરીમખા, ઉસ્તાદ ફૈયાઝખા અને ઉસ્તાદ બડે ગુલામ અલીખાને સાંભળ્યા પછી એવી લાગણી સ્થિર થઈ છે કે ઠુમરીના સ્વરૂપમા નખરાના વૈભવને ધારણ કરવાની, પ્રગટ કરવાની અને બહેલાવવાની ઘણી ક્ષમતા છે પ્રેમનો એક પ્રકાર નાયક નાયિકોની રાહ જોવાની ધીરજ અને સામાને બેચેનીમાંથી રાહત આપવાની શક્તિમા સમન્વિત છે. એનો બીજો પ્રકાર રિસામણાં મનામણાંની કલામાં પ્રતિબિંબિત છે.

ત્રીજા પ્રકારમાં નિમંત્રણનું આર્જવ સમાયેલું છે. પ્રેમના આ ત્રણે પ્રકારોને ઠુમરીનું સ્વરૂપ ખૂબ વાચા 'આપે છે. બોલ કરતાં-સૂર દ્વારા ભાવરૂપ બહેલાવવાનો ઠુમરીનો સ્વભાવ છે. આ ઠુમરીને બડે ગુલામઅલીખાં એવી નાજુક અને નમણી સૂરાવલિથી બહેલાવતા કે સાંભળનાર કેવળ સંતપ્ત નહીં પણ પ્રસન્ન અને પ્રફુલ્લ થઇ જતો.

ઉસ્તાદ બડે ગુલામઅલીખાં વિષે એક મનોહર પ્રસંગ મને સાંભરે છે. એક વખત અચાનક ખાંસાહેબનું રેકોર્ડિંગ મુકાયું, સૂરની હવા બંધાઇ ગઇ. મિત્રોએ પૂછ્યું કે કોણ ગાય છે? મેં સહજ ભાવે તરત જ ઉત્તર આપ્યો કે બનારસવાળી રસુલનબાઇનો આ ઘૂંટાયેલો કંઠ છે. સૌ હસી પડયા. એ સુરમોહિની તો બડે ગુલામઅલીખાં સાહેબની હતી. ખાંસાહેબનું કંઠનું માર્દવ ઓમહજ હતુ.

એઓ ચોમુખી ગાયકીના કલાકાર હતા. સૂરના કાનૂનના એ કનૈયા હતા. એમની રસભરી લલિતઅંગી સૂરલહરીનો આવિર્ભાવ એમના કંઠમાંથી એવી પરિપૂર્ણતાથી ખીલતો કે એ દેન જન્મગત ને "ી લાગે. સામાન્ય રીતે સારા ગવૈયા પણ બોલ સાફ લેતા નથી. બડે ગુલામઅલીખાં સાહેબમાં બોલ લેવાની સિફત અને સમ પર આવતી વખતે સૂરને સંભાળવાની તમીજ એમનાં પોતાના હતાં, અને એ પ્રગાઢ ઘૂંટાયેલા અવાજની સિદ્ધિ વિના સંભવિત નથી. પુરાતન મરછંદમાં વર્ષો સુધી કલાકોના કલાક સુધી કરેલો રિયાઝ એ એમની એકનિષ્ઠ સાધના હતી. અને સાચેજ એ કલાકાર કરતાં મોટા સાધક હતા.

મહેફિલને અંતે ફૈયાઝખાં સાહેબ હમેશાં શ્રોતાઓની માફી માગીને કાનની બૂટ પકડીને નમ્રભાવે કહેતા કે કયાક

હતી. ચાલતાં ચાલતાં યાદની જેમજ ખાંસાહેબ તંદુરસ્ત થતા ગયા. વૃદ્ધત્વ ઓગળતું ગયું. પ્રૌઢતા પાંગરતી ગઈ. અરે! ધીરે ધીરે જુવાનીએ છાતી કાઢીને માથું ઊંચું કર્યું. જુવાનીની ખુમારીને કારણે ભૂતકાળ તરફ પાછા જવાનું સુગમ થઈ ગયું.

ચાળીસ પિસ્તાળીસ વરસ પાછળ પહોંચી ગયા. વડોદરામાં પાણી દરવાજા બહાર એક કબરની પાસે મેહફિલ જામી છે. શમિયાનો શાનદાર હતો. પ્રસંગ હતો વડોદરાના સંગીત વિધાયક ખાંસાહેબ મૌલાબક્ષની મૃત્યુતિથિનો [illegible] વખતે ~~સંગીતકલાના સાધકો અને સુરના ઉપાસકોથી ચેતાના ગૌર-~~ વનું અજવાળું વેરતું હતું. એટલે વડોદરાના ખ્યાતનામ ગાનારીઓ અને ગવૈયાઓ ઉપરાંત બીજા પ્રદેશમાંથી પણ મશહૂર કલાકારો આમાં હતા. રાત્રે દસેક વાગે શરૂ થયેલી એ મજલિસ સવારે છ વાગે પણ માંડમાંડ પૂરી થઈ હતી. એ મિજલસમાં બહારના માણસો ઓછા હતા. કલાકારો અને કુટુંબીજનોની જ મોટી સંખ્યા હતી. મહેફિલનો પ્રાણ એ મૌલાબક્ષ સાહેબ તરફની સહૃદય સદ્‌ભાવના હતી. એટલે દરેક કલાકારના અર્પણમાં પોતાનું શ્રેષ્ઠ સત્વ પ્રગટ કરવાની શુદ્ધ આકાંક્ષાનો રણકાર હતો. ઘણી સંગીત મહેફિલો માણી છે. પણ એ મહેફિલની છબી મારા અંતરમાં એવી કંડારાઈ ગઈ છે કે આજે પણ એની યાદ ખ્વાબની ખુશનુમા હવા પેદા કરે છે.

એ રાત્રે પહેલી વાર જીવનમાં ઉસ્તાદ ફૈયાઝખાંને જોયા અને સાંભળ્યા. દરબારીના આલાપથી એમણે મહેફિલ શરૂ કરી હતી. ત્યારે એમને પાંત્રીસ–ચાળીસ વરસ થયાં હશે. સુરમાથી આંજેલી આંખોમાં નરી મસ્તી ભરતી હતી. રૂપમઢ્યા એ નકશીદાર ચહેરા પર રંગીન તબિયતવાળા પૌરુષની દીપ્તિ હતી.

તૃતીજના સ્થાનથી વ્યક્તિત્વ પ્રગટ્યું હતુ. એ સાભળ્યુ હતુ કે એ સમયમા ઘણી ગાનારીઓ એમની ગાયકી ગાતી હતી ગાનારીઓ હોય તે ગાતી જ થાય એવો રંગ વર્શી અને મનોહર એ આદમી હતો. ખાંસાહેબે દરબારીનો આલાપ સ્થાપીને એમના રંગીલા ઘરાણાની ગાયકીને એવા ઊંચા ધોરણના ક્યારામા રોપી કે પાછળના કલાકારોને એ ભૂમિકા સાચવવામા પૂરી જહેમત કરવી પડી ખાંસાહેબે ભૈરવીથી એ મહેફિલની પૂર્ણાહુતિ કરી એ વખતે વાતાવરણમાં ગમ અને આનંદનું મૌન પથરાઈ ગયું" પણ વેદનાવાળાને હૈયાને જેની દૂર પણ મળી ગઈ ઘણા ગવૈયા ખાંસાહેબને ભેટી પડયા ગાનારીઓએ માનનો મુજરો કર્યો મૌરિ ગલહુઅંતગની સવેદના એવી હતી કે વડોદરાના સંગીત આકાશમા સૂર્યનો ઉદય થઈ ચૂક્યો હતો "આફતાબે મૌસુકી"નુ બિરુદ ત્યાર પછી એમને મળ્યુ.

સુરના મુંજ સમા ઉસ્તાદ ફૈયાઝખાને જીવનમા ઘણી વખત સાભળ્યા છે ગાયકવાડના દરબારની મજલિસમા, કીર્તિમંદિરમા, સંગીત પરિષદમા, રેડિયો સ્ટેશને અને ખાનગી મહેફિલોમા પણ એમની એક વિનંતી, રાતે, એમને સાભળીને અનુમાન બંધાઈ ગયા. તે વખતે એમને ક્ષયનો રોગ થયો નહોતો એમના શ્વાસ, શક્તિ અને સૂરમા તાજગી, રોનક, અને બહાર હતા, લગભગ દરેક વાગે ખાંસાહેબે ધમારનો આલાપ શરૂ કર્યો, ધમાર ખાંસાહેબના ઘરાણાની મૂળ ગાયકી છે એટલે એમા આરોહઅવરોહની અનુપમ છટા તો છે જ પરંતુ એક અપૂર્વ સૂરમોહિની પણ છે ધમારનો આલાપ પૂરો કર્યો ત્યારે એમના અવાજને જિગરની દૂર બરાબર મળી ગઈ હતી ધમારના આલાપ વખતે ખાંસાહેબનો ઘૂંટાયેલો ષડ્જ સ્વર

હતી. ચાલતા ચાલતાં યાદની જેમજ ખાંસાહેબ તદુરસ્ત થતા ગયા. વૃદ્ધત્વ ઓગળતુ ગયુ. પ્રૌઢના પાગની ગઈ અને ! ધીરે ધીરે જુવાનીએ છાતી કાઢીને માથુ ઊચુ કર્યું. જુવાનીની ખુમારીને કારણે ભૂતકાળ તરફ પાછા જવાનુ સુગમ થઈ ગયુ.

ચાળીસ પિસ્તાળીસ વરસ પાછળ પહોચી ગયા. વડોદરામાં પાણી દરવાજા બહાર એક કબરની પાસે મહેફિલ જામી છે. શમિયાનો શાનદાર હતો. પ્રસગ હતો વડોદરાના સુગીત વિધાયક ખાંસાહેબ મૌલાબક્ષની મૃત્યુતિથિનો. મહેફિલ એ વખતે સગીતકલાના સાધકો અને સુરના ઉપાસકોથી ચોલાના ગૌરવનુ અજવાળુ વેરતુ હતુ. એટલે વડોદરાના ખ્યાતનામ ગાનારીઓ અને ગવૈયાઓ ઉપરાંત બીજા શહેરમાંથી પણ મશહૂર કલાકારો આમાં હતા. રાત્રે દસેક વાગે શરૂ થયેલી એ મજલિસ સવારે છ વાગે પણ માંડમાંડ પૂરી થઇ હતી. એ મિજલસમાં બહારના માણસો ઓછા હતા. કલાકારો અને કુટુંબીજનોની જ મોટી સખ્યા હતી. મહેફિલનો પ્રાણ એ મૌલાબક્ષ સાહેબ તરફની સહૃદય સદ્‌ભાવના હતી. એટલે દરેક કલાકારના અર્પણમાં પોતાનુ શ્રેષ્ઠ સત્વ પ્રગટ કરવાની શુદ્ધ આકાંક્ષાનો રણકાર હતો. ઘણી સગીત મહેફિલો માણી છે. પણ એ મહેફિલની છબી મારા અતરમાં એવી કંડારાઇ ગઇ છે કે આજે પણ એની યાદ ખ્વાબની ખુશનુમા હવા પેદા કરે છે.

એ રાત્રે પહેલી વાર જીવનમાં ઉસ્તાદ ફૈયાઝખાંને જોયા અને સાંભળ્યા. દરબારીના આલાપથી એમણે મહેફિલ શરૂ કરી હતી. ત્યારે એમને પાંત્રીસ–ચાળીસ વરસ થયાં હશે. સુરમાથી આંજેલી આંખોમાં નરી મસ્તી મસ્તી હતી. રૂપમઢયા એ નકશીદાર ચહેરા પર રંગીન તબિયતવાળા પૌરુષની દીપ્તિ હતી.

તસીજના અંતરથી ઉપસ્થિત મહેફિલને કહેતું : મેં સાંભળ્યું હતું કે એ સમયમાં ઘણી ગાનારીઓ એમના ગાયન પર ગાંડી હતી. ગાનારી સ્ત્રી હોય તો ગાંડી જ થાય, એવો રંગદર્શી અને ચેતોહર એ આદમી હતો. ખાંસાહેબે દરબારીનો આલાપ સ્થાપીને એમના રંગીલા ઘરાણાની ગાયકીને એવા ઊંચા ઘોરણના ક્યારામાં રોપી કે પાછળના કલાકારોને એ ભૂમિકા સાચવવામાં પૂરી જહેમત કરવી પડી. ખાંસાહેબે ભૈરવીથી એ મહેફિલની પૂર્ણાહુતિ કરી. એ વખતે વાતાવરણમાં ગમ અને આનમનું મૌન પથરાઈ ગયું. પણ વેદનાશીલ હૈયાને જોહતી ફંફ પણ મળી ગઈ. ઘણા ગવૈયા ખાંસાહેબને ભેટી પડ્યા. ગાનારીઓએ મૌનનો મુજરો કર્યો. મારા ગભરૂ અંતરની સંવેદના એવી હતી કે વડોદરાના સંગીત આકાશમાં સૂર્યનો ઉદય થઈ ચૂક્યો હતો. "આફતાબે મૌસીકી"નું બિરુદ ત્યાર પછી એમને મળ્યું.

સૂરના સરજ સમા ઉસ્તાદ ફૈયાઝખાંને જીવનમાં ઘણી વખત સાંભળ્યા છે. ગાયકવાડના દરબારની મજલિસમાં, કીર્તિમંદિરમાં, સંગીત પરિષદમાં, રેડિયો સ્ટેશને અને ખાનગી મહેફિલોમાં. પણ શ્રીમતી એક વિહરતી રાતે એમને સાંભળીને અરમાન ઘરાઈ ગયા. તે વખતે એમને ક્ષયનો રોગ થયો નહોતો. એમનાં શ્વાસ, શક્તિ અને સૂરમાં તાજગી, રોનક, અને બહાર હતાં. લગભગ દરેક વાગે ખાંસાહેબે ધમારનો આલાપ શરૂ કર્યો. ધમાર ખાંસાહેબના ઘરાણાની મૂળ ગાયકી છે. એટલે એમાં આરોહઅવરોહની અનુપમ છટા તો છે જ પરંતુ એક અપૂર્વ સૂરમોહિની પણ છે. ધમારનો આલાપ પુરો કર્યો ત્યારે એમના અવાજને જિગરની ફંફ બરાબર મળી ગઈ હતી. ધમારના આલાપ વખતે ખાંસાહેબનો ઘૂંટાયલો પડ્જ સ્વર

મદ્રસપ્તકથી અદર અનુમદ્ર સપ્તકમા ઊતરી જતા એમની ઉપાસનાનુ કૌશલ અને સામર્થ્ય, ત્યારે એવુ સુધીર સ્વરૂપ ધારણ કરી રહેતુ કે આપણુ માથુ સહજ ભાવે ડોલીને નમી પડે એ જ વખતે એમના કંઠની મીંડાશ પણ મહેકી ઊઠતી

એટલે પછી જ્યારે એમણે દરબારીને મોપ્યો ત્યારે તો સનાતન મલકી રહી ધમારના આલાપથી જે વાતાવરણ બધાઈ ગયુ હતુ તેમા ધ્યાનની એકાગ્રતા ઉમેરાઈ જાણે કોઈ મોટો જોગંદર શિવની આરાધના કરી રહ્યો છે એના અતરપદ્મની બધી પાખડીઓ ઊઘડીને દેવને આવાહન કરી રહી છે આ આવાહનમા ધીરે ધીરે આરતનો આતશ ઉમેરાતો ગયો સગીતની સરહદોનો સૂબો તબૂરો સાવધાન હતો સારગી આજ્ઞાંકિત દાસીની જેમ પાછળ સૂરાવલિ લઈને ચાલતી હતી જરાય આચકો ન લાગે એમ દરબારીની પાલખી ઉપાડીને તબલાનો તાલ ચાલતો હતો ધીરે ધીરે સૂરનો ઘોઘ જામ્યો

પણ દેવ ધ્યાનના તપથી પ્રસન્ન ન થયા એટલે ખાંસાહેબના કંઠમાથી આરઝુ લઈને ભીમપલાસી નીકળી પ્રીતિથી મઘમઘાતી છલકાતી ભીમપલાસીએ ધ્યાનને વિખેરી નાખ્યુ અને બદલે એણે આરતની નવી માડણી કરી રોસ, લજ્જા, મોહિની, ખેદ અને ભાવની એવી રસમસ્ત વિભાવના જગાવી કે મોટો જોગી પણ પરવશ બની જાય આગની અને અગનની અદા કારી ઘણી જોઈ છે. પણ સૂરની કેવળ સૂરોની અદા જિંદગીમા પહેલી વાર નીરખી ભીમપલાસીના સૂર આથમ્યા ત્યારે અતરમા વ્યાકુળતા શૂન્ય થઈ ગઈ ખાંસાહેબ પોતે ઉદાસ થઈ ગયા આખો ગમગીનીથી ભરાઈ ગઈ

. જ્યારે ગમગીની અસહ્ય થઇ પડી ત્યારે ઉસ્તાદે ભૈરવીને આરાધી. મધરાત. જામતી ગઈ તેમ તેમ ભૈરવી વધુ ને વધુ રોપાઇને પાંગરતી ગઇ. ભૈરવી પાસે હૈયામાં મધુર બેચેની મૂકવાની અદ્ભુત તાકાત છે. એનો પરચો એણે અમને આપવા માંડયો. કવિઓ જેને "અજપાની માધુરી" કહે છે એવુ જ કંઈ સવેદન ઊડું ઊતરતું જતું હતું.

એથી ઊંડે ઊતરતાં પળવાર થંભી જવાયુ. ધમાર ગાતા શાંત ખાંસાહેબ, પછી દરબારીને લડાવતા ધ્યાનમગ્ન થઇ જતા કલાભક્ત, ભીમપલાસીની પાછળ દોડતા પાગલ પ્રેમી અને ભૈરવીમાં પરાકાષ્ઠાની આનંદ-સમાધિ માણતા અનન્ય મરમી; એમ જુદે જુદે સ્વરૂપે ખાંસાહેબના અંતરાત્માને વિહરતો જેયો, વિકસતો જેયો. સર્જનનો આનંદ જ્યારે સૌન્દર્ય સાધનના પગથિયાં ચઢીને આત્મસ્થ બને છે, ત્યારે કલાકાર પામર સંગ્રાહક મટીને પરમ સર્જક બની જાય છે. એટલા માટે સમય એ આત્મ-થીનો અપ્રતિમ અધિકારી બની રહે છે.

એક રાતે ડૉ. મુજતબા અલિને ત્યાં વડોદરામાં મધરાતે ખાંસાહેબની મહેફિલ બરાબર જામી હતી. તે દિવસે એમણે લલિયાર અને રામકલીની જે માવજત કરી હતી, પોતાના દિલના અરમાનનું જે સ્વરૂપ છતું કર્યું તેની યાદ આજે પણ હજી એવી જ તાજગીના ઝાકળબિંદુઓથી ભીની છે. રામકલી પૂરી થયા પછી એકદમ શાંતિ હતી. કોઇની મગદૂર નહોતી કે શાંતિનો ભંગ કરે, એવી સાધુતાની ગરવી શુદ્ધિની હવા જામી હતી. ઉસ્તાદે પોતે જ શબ્દને બહાર મૂકયો. સૂરના સાધક રૈયાઝખાં શબ્દના પણ ઉપાસક હતા. પ્રેમપિયાને ઉપનામે બાંધેલો એમની કેટલીય ચીજોના બંદેશ અને ભાવનું ઊંડાણ એમના

પૂર્વજ દરસપિયાથી પણ ચઢી જાય એવા છે. સૂર જેમ એમના કંઠમાં સહજ ભાવે શોભતો તેવી જ રીતે શબ્દ પણ એમના મુખમાંથી એવી સ્વાભાવિકતાથી રસળતો કે ઉસ્તાદ શાયરની યાદ આપે. અને શાયરની જેમ જ એમની શબ્દરચના વાતચીત દરમિયાન ભાવને અનુરૂપ અને અનુકૂલ સવેગ અને છટા ધારણ કરતી. એમણે કહ્યાનું સાંભરે છે, " સંગીત એ સાચી રીતે નાદયોગ છે. સંગીતનો સેવક, ભલે એ કલાનો સાધક અને એ શાસ્ત્રનો ઉપાસક બને, પરંતુ જ્યાં સુધી એ નાદપ્રભુને પોતાનુ સમગ્ર જીવન ન્યોચ્છાવર કરીને નાદયોગને જીવનનુ વ્રત બનાવતો નથી ત્યાં સુધી એની શ્રુતિ અનાહત નાદને સાંભળી શકતી નથી. અનાહત નાદ સાંભળ્યા પછી જ બધા સૂરોમા આત્માનુ વીર્ય સિંચી શકાય છે. અને ત્યારે જ સૂરો જીવતા થઈને જિંદગીની રમણા કરી એને લૂટાવે છે. પણ નાદયોગ કરવો અતિ કઠણ છે, કઠોર છે. જીવનનું એ એક આકરુ તપ છે. મારા જેવો નાચીજ માણસ એ કરી નથી શક્યો. પણ જ્યાં હું નાદયોગની ઉપાસના જોઉં છુ ત્યાં મારુ માથું અને હૃદય બન્ને નમી પડે છે."

ફૈયાઝખાં સાહેબ એ શબ્દો અત્યંત નિષ્ઠાથી બોલતા હતા. મારી દૃષ્ટિ એ શબ્દોની વચ્ચેથી એક મૂર્તિ ઊપસતી જોતી હતી. એ જ નાદયોગીની માટીની કાયા જે કબરમાં પોઢી છે ત્યાં આરસના પથ્થરોના ભારથી એ દબાતી હશે. એવી ભાવના આજે ય મારા અંતરને અજંપો આપ્યા કરે છે. કાયા ભલે કબરમાં દટાઈ હશે પણ એમનું સૂર શરીર આજે ય સજીવન છે. આ જ તો આત્મબીર્યનું ઓજસ ! અને આ જ કદાચ મૃત્યુને પેલે પાર જવાનો કિમિયો પણ હશે ને !

૨

સ્વ. ઉસ્તાદ ફૈયાઝખાં માત્ર ખ્યાતનામ ગવૈયા નહોતા. સંગીતભાસ્કર ખાંસાહેબ રંગીલા ઘરાણાના નમીરા હતા. એ તો એમના ખાનદાનની દેન હતી. 'પ્રેમપિયા' ના નામથી કેટલીક ખૂબસૂરત ચીજોના એ શાયર હતા. એ હકીકત એમની અદ્ભુત પ્રતિભાનો ચમત્કાર હતો. વિશ્વાસુ મિત્ર, વત્સલવડીલ સહૃદય પ્રેમી અને સ્વાભાવિક સજ્જન એ સર્વ એમની વ્યક્તિમત્તાના જૂજવાં પાસા હતાં. આ બધા રૂપોની અંતર્ગત એમની એક છૂપી વિભૂતિ સર્વદા રસળતી રહેતી. આ છૂપી-વિભૂતિ વડે એમના જીવનનું એક વિરલ સ્વરૂપ ઘડાયું હતું. આ અનન્ય સ્વરૂપ એક ભક્તનું હતું. ખાંસાહેબ રામ પ્રેમિના ભક્ત હતા. એમનું આ અકલંક ભક્તસ્વરૂપ એમના અનેક રૂપોની ઓથે સદા સતાયેલું રહેતું અને ક્યારેક પ્રભુભજન વડે ભિંજાયેલાં આખા આધારમાંથી એ આપમેળે છતું થઈ જતું ત્યારે એવો અનુભવ થતો કે આ ગૌરવશીલ ગવૈયો, સંગીતકલાનો આરાધક, આફતાબે મૌસકી, મિસ્કીન સૂફી અને ગરીબનવાજ ભક્તજન છે. હરિનો સેવક-હરિજન છે

ઘણાં વરસ ઉપરની વાત છે. વડોદરાના કીર્તિમંદિરમાં ફૈયાઝખાં ત્યારે દરેક ગુરુવારે સંગીતની એક મહેફિલ રાખતા ક્યારેક એવું બનતું કે પચાસ સો માણસો શ્રોતાજન લેખે હાજર હોય તો પણ એમનો કંઠ પલ્લવિત થતો નહીં. અને ક્યારેક પાંચ દસ માણસો નિકટવર્તી મજલિસમાં બેઠા હોય ત્યારે એમની કંઠમોદિની અદ્ભુત સ્વરવિલાસમાં વિહરતી અને સાંભળનારને અલ-ગુફા સુધી દોરી જઈને મૌનનું ઈનામ આપતી.

એક ગુરુવારની સમી સાંજે આવો આત્મીયજનોની બેઠકમાં ખાંસાહેબે જોગિયાનો અપૂર્વ આલાપ કર્યો હતો જોગિ-

યાની દેન ઉદાસીની છે પણ એની બુનિયાદમાં ધૃતિનો આસવ રસાયો છે. ઘુટાયેલી ભકિતના ચંદન વડે સુગંધિત અને સગ-ઠીત થયેલો વૈરાગ્ય જ્યારે પ્રગટ થાય છે ત્યારે સૂરાંગનાં પોતે પળવાર થંભી જઇને ઉદાસ બની જાય છે. આવો અદ્‌ભુત બધારણવાળો જોગિયો રાગ ખાંસાહેબના ઘરાણાનો વિશેષ નીપજ છે. તેમાં પણ જ્યારે એણે ફૈયાઝખાં સાહેબના કંઠમા પોતાનુ સ્વરૂપ પ્રગટ કર્યું ત્યારે તો એણે ગજબનું કામણ કર્યું.

આલાપ કરતાં કરતાં ખાંસાહેબે પહેલાં પોતાની વાંકી ટોપી ઊતારી નાખી. જાણે શરીરમાં અગ્નિનો તાપ થયો હોય તેમ કાળી શેરવાની ઉતારી મૂકી. સફેદ આરદાર શરબતી મલમ-લના લખનવી કુરતાની બાયો ચઢાવી દીધી. કલાકારે પોતાનુ આસન બરાબર જમાવી લીધું. જોગિયાનો આલાપ વિસ્તરતો ગયો અને વિકસતો ગયો. અવાજના આકાશમાં કઈ એવી સૂરલીલા રમી રહી કે એમાંથી ચિત્રમૂર્તિઓ દષ્ટિની ધરતી ઉપર અને શ્રુતિની ગુફામાં ઊતરીને વિસામો લેવા લાગી.

એક છબી હૃદય અવિસ્મરણીય છે. એક વૈરાગી સામે ઊભા છે. એક હાથમાં તંબૂરો છે. બીજા હાથમા કરતાલ છે. પગ સ્થિર છે. દેહ સ્વસ્થ છે. પરંતુ આંખોમાં ગમગીનીનું ગૌરવ ભિંજાઇ રહ્યું છે કંઠમાથી એ જ જોગિયાનો આલાપ અતિમંદ ગતિએ ચાલે છે. ધીરે ધીરે આ જોગીવૈરાગી પાછળ હઠતા જાય છે, પાછળ હઠતાં હઠતા એ ફૈયાઝખાંમાં સમાઈ જાય છે.

મારી આંખો ઉઘાડી છે. મીંટ મંડાઇ ગઇ છે. અંતઃ-કરણ ગદગદ બનીને દિગ્મૂઢ બની રહ્યું છે. આખો આધાર ........થઇને થભી ગયો છે. જાણે એ જ વૈરાગી ખાંસાહેબમાં

સમાઇને ફૈયાઝખાં રૂપે પ્રગટ થઈ રહ્યા છે. વેશ જોગી વૈરાગીનો છે. મુખછબી ખાસાહેબની છે. કરતાલને બદલે હાથમાં તુલસીની માળા છે. તંબૂરાને બદલે હાથમાં શંખ છે.

*

જોગિયાના આલાપની આખી રમણા દરમિયાન આ વિરાગી પ્રતિમા આંખ આગળથી ખસી નહીં. સૂરની સ્વરૂપ લીલા વડે રસાઇને, ઉપટી, વિનમ્રતાનું તિલક ધારણ કરીને આંખમાથી જીવનનું અમૃત વહાવતી રહી. અવાજનો ગો જાદુ છે, એનો શો કીમિયો છે! જ્યારે કેવળ કંઠમા રમણા કરે છે ત્યારે સાભળનાર ધરતી પર પોતાનામાં પુરાઇ રહે છે. જાગીને કે ઊભો થઈને આખ પણ ઊચી કરતો નથી. પરંતુ જ્યારે સ્વર કંઠની કસબ કારીગીરીમાથી છટકીને અંતરના ઊંડાણમા ઊતરે છે અને ત્યાં ઘોળાઇ ઘૂંટાઇને જ્યારે અર્પણના આસવ વડે ભિંજાય છે, ત્યારે એમાથી પ્રેમનો કૃષ્ણ અને ભક્તિની રાધા બન્નેની એકતા સધાય છે. પુરુષ અને પ્રકૃતિનો સવાદ રચાય છે. ત્યારે જાણે જીવનએકતાની બસી બજી રહે છે શ્રોતા ઘડીભર પોતાનામાથી ઊંચકાઇને પરમ ચેતનાનો સ્પર્શ પામે છે. વ્યક્તિનો અહંકાર ઓગળીને પળવાર સર્વવ્યાપક પ્રભુને પગે લાગી રહે છે. પરાભક્તની આ અવસ્થા, રૂપાન્તરની આ ક્ષણિક અનુભૂતિ આપણને શાશ્વતીની કેડીનો સ્પર્શ કરાવે છે

સાભળનારને જો આવું થતું હોય તો ખુદ કીમિયાગરને શું થતુ હશે? એની ખુદીના શા હાલ થતા હશે? બેખુદીનો કૈફ એની શી હાલત કરતો હશે? સંગીતની સાધનાનો કલાકાર જ્યારે અવાજની અનન્ય ઉપાસના વડે પોતાના કંઠમાથી અંતઃકરણમાં ઊતરતો હશે – પોતાનામાં જ વસતા પોતાના

પ્રભુને સમર્પિત થઈને એનો થઈ જતો હશે ત્યારે પ્રેમભક્તિનો કેવો ઉત્સવ થતો હશે!

જીવનનો, મૃત્યુનો, અને નવજન્મનો આ ઘડીભરનો સાક્ષાત્કાર, એ ઘડીને શાશ્વતીના ભવ્ય ઓજસ વડે ધન્ય કરીને મનુષ્યમાં હરિ વસે છે તેની આત્મનિષ્ઠા જ્યારે પોતાના હરિજનને આપતો હશે ત્યારે એ ભગવાન પણ ધન્ય થતો હશે.

ઓક્ટોબર, ૧૯૬૭